રસિક નવલકથામાળા પુસ્તક : ૩૧

# વીતક વાતો

: : લખનાર : :

મટુભાઈ હ. કાંટાવાળા




: : પ્રકાશક : :

પુંજાલાલ ભગવાન પારેખ

: : વઢવાણ સીટી : :

: : મુંબાઇના એજન્ટસ : :

હરિલાલ રતિલાલની કંપની

બુકસેલર્સ : ગોવિંદ બિલ્ડીંગ

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબાઇ નં. ૨

રૂપિયા

# મારી વાત

"સાહિત્ય" જેવાં માસિકોમાં, બીજા દેશોમાં, વાતો ઘણું કરીને આપવામાં આવતી નથી. પરંતુ આપણા ગુજરાતમાં હાલ વાતોનો યુગ પ્રવર્તતો હોવાથી કોઇ પણ માસિકને પોતાનો ફેલાવો વધારવો હોય, તો તેણે વાતો અવારનવાર દેવી જોઇએ. મારે માથે શરૂઆતથી આવી ફરજ આવી પડી, એટલે મેં વાતો લખવી શરૂ કરી.

શરૂઆત ભાષાંતરોથી કરી. અને "બાબુની સાશી જૂસથી" અને "જાહેરમાં આવવાની ઘેલછા" એ હળવી પણ શિષ્ટ કૃતિઓને ગુજરાતીમાં ઉતારી. એ પ્રયોગ સફળ થયો, પણ મને તેથી સંતોષ ન થયો. મારી પ્રવૃત્તિનો ક્રમ ફર્યો, અંગ્રેજી સાહિત્યમાંથી કોઇ વસ્તુ પસંદ કરી સ્વતંત્ર વાતો આપણા દેશકાળને રૂચે એવી ગોઠવવા માંડી; 'મારી વહુ' 'કુંકોત્રી' અને 'આપકર્મી' એ એ પ્રવૃત્તિનાં પરિણામ.

આ પ્રવૃત્તિથી પણ સંતોષ ન થયો. પણ એ પ્રવૃત્તિ સાથે સાથે અસલ વાતો સ્વતંત્ર રીતે સ્ફુરતી ગઇ. 'કોનો વર' એ પહેલી પ્રેરણા, અને તે પછી મેં અંગ્રેજીનાં શિથિલ બંધન પણ ફેંકી દેવાનો નિશ્ચય કર્યો. આપણા સંસારમાં, આપણા ઘરમાં બનતા કિસ્સાઓ વાસ્તવિક રીતે રજુ કરવા, આપણા સંસારનો તાદૃશ્ય ચીતાર આપવો, સાથે સાથે આપણા રીત રીવાજો જે સારા હોય, તેની સરસાઇ બતાવવી, જે ખોટા ચાલ ને બદીઓ હોય તેનાં પરિણામો ચીતરવાં, એ ઉદ્દેશ મેં શરૂઆતમાં રાખ્યો. "ઘરડો પ્રેમ" "જેસ્સી" "ભૂલ-ભુલામણી" "ભાભી" વગેરે આ પ્રકારની વાતો.

સાથે સાથે સાચા બનેલા બનાવોને વાતો રૂપે રજુ કરવાનું મન થયું. 'હું કેમ પરણ્યો" "શાહીબાગનાં વંત્યાક" "લોચો પોચો માડીનો ને છેલ છબીલો લાડીનો" "પ્રણય લીલા" એવી વાતો ખરેખર બનેલી, માત્ર તેને વાતોનું મનોહર રૂપ આપવાની મહેનત ઉઠાવવી પડી. ખરી રીતે તો આપણા સમાજમાં, આપણી અદાલતોમાં, આપણી નાતોમાં, ને આપણી પાઠશાળાઓમાં ઘણા બનાવો એવા બને છે, કે તેમને વાતોમાં પલટાવવાનું કાર્ય સરળ છતાં રસિક થઇ પડે.

આ દિશા પણ મારા ઉદ્દેશને માટે મને ઘણી ટુંકી, મર્યાદાવાળી લાગી. નવી દિશામાં માર્ગ કાપવાનું મન થયું. નવું વિજ્ઞાન સમજાવવું અને સાથે એ વિજ્ઞાનની મર્યાદા દર્શાવવી, એવો કાંઇક ખ્યાલ મને આવ્યો. વિજ્ઞાનનાં કેટલાંક પુસ્તકો ફેંદ્યાં. અને તે ઉપરથી "જંતુલીલા" "આકાશવાણી" અને "ઝાંઝરાં" જેવી તદ્દન સ્વતંત્ર વાતો લખાઇ ગઇ. ખરી બનેલી વાતો જેવી લોકપ્રિય થઇ, તેવીજ આ થઇ.

વાતો લખવાની મારી પ્રવૃત્તિ સત્તર વર્ષની; મેં લોકમત જાણવા માટે શરૂઆતથી "નારદ" તખલ્લુસ વાપર્યું, અને નારદની વાતોની માગણી એટલી બધી ચોપાસથી આવવા માંડી કે મને આનંદ થવા લાગ્યો, પણ ભેદ ખુલ્લો ન પડે તેટલા માટે બીજે એ વાતો મોકલી નહીં. પરંતુ સ્વ. હાજીના સ્મારક ગ્રંથ માટે મારા મિત્ર ભાઈ રવિશંકર રાવળે 'નારદ'ની કૃતિ માગી ને તે મોકલી, તેથી આ ભેદ ખુલ્લો થઇ ગયો. ભેદ ખુલ્લો થતાં મેં તખલ્લુસ બદલી "બાહુક"નું નામ ધારણ કર્યું. પણ લખાવટ એકજ પ્રકારની હોવાથી એ વાત ઢાંકી રહી નહીં.

આ વાતો સારી છે કે ખોટી, કાંઇક નવી દિશામાં પ્રયાણ કરે છે, કે કેવળ કચરો છે, એ વિષે મારે કાંઇ કહેવાનું ન હોય. તેમ ટુંકી વાતો એટલે શું એ વ્યાખ્યા બાંધવાનું મારૂં કામ નથી. "નારદ"ની વાતો છાપો એવી માગણી ઘણી બાજુથી થઇ; ખાસ કરીને મારા મિત્ર ભાઇ મંજુલાલ મજમુદાર તો જ્યારે આવે ત્યારે એજ વાત કરે. અનેક વ્યવસાયોમાં આ વ્યવસાય માટે મારાથી સમય કાઢી શકાત નહીં; અને તેથી ભાઇ નાગરદાસ ઈ. પટેલ, જેમણે સ્વયં

સ્ફુરણાથી આ કામ કરવાનું બીડું ઝડપ્યું, તેમનો મારે અહીં ખરા દિલથી ઉપકાર માનવો જોઇએ.

વડોદરા

અધિક અષાડ મનુભાઇ હ. કાંટાવાળા
વદ તેરસ : ૧૯૮૭

તા. ક. ઇંગ્લંડ અને બીજા દેશોમાં હાલ જે આર્થિક વિપ્લવ પ્રવર્તે છે, ને સોનાની નિષ્ફળતા સિદ્ધ થઇ ચુકી છે, તે વિષેની કાંઇક આગાહી મારી, 'ઝાંઝવાં' એ વાતમાં થયેલી વાંચનાર જોશે, ને આર્ય અર્થશાસ્ત્રની કિંમત આંકી શકશે.

દસરા

મ. હ. કાં.



# પરિચય

સાહિત્યના વિદ્વાન તંત્રી શ્રી: મટુભાઈ કાંટાવાળાનો આ રસિક વાર્તા સંગ્રહ અમારા ગ્રાહકોના હાથમાં મુકતાં અમને આનંદ થાય છે. એમની વાર્તાઓનો આવો જ બીજો સંગ્રહ 'સંસારલીલા' નામે આ અગાઉ પ્રકટ કર્યો છે.

આ વાર્તા સંગ્રહો પ્રકટ કરવાની તક અમને આપવા માટે શ્રી મટુભાઈનો આભાર માનીએ છીએ.

૦

૨૧ ; ૩ ; ૩૨ પ્રકાશક

## પાણીને મૂલે પ્રાણવાન સાહિત્ય

# સંસાર લીલા

[ લેખક: શ્રી. મટુભાઈ હ. કાંટાવાળા એમ. એ.]

'સાહિત્ય' માસિકના વિદ્વાન તંત્રીએ 'નારદ' તખલ્લુસથી લખેલી ચેતનવંતી વાર્તાઓનો સંગ્રહ. સંસારના અનેક પ્રશ્નો છેડતી સત્તર પ્રાણવાન નવલિકાઓનો અનુપમ સંગ્રહ છે. 'લોચો પોચો માડીનો છેલ છબીલો લાડીનો' 'હું કેમ પરણ્યો!' 'ઘરડો પ્રેમ' 'ભાભી' 'જેસ્સી' વિગેરે વાતો વાંચતાં રસમાં તરબોળ થઇ જશો. સોનાને ઢોળ ચડાવવાની જરૂર હોય તો જ સાક્ષર શ્રી કાંટાવાળાની વાર્તાઓ માટે સિફારસ કરવી પડે.

શ્રી. જગમોહન મીસ્ત્રીનાં અત્યંત કળાપૂર્ણ ચિત્રો સાથે, સુંદર છપાઇ, પાકું પુંઠું, દળદાર કદ છતાં કિંમત માત્ર ત્રણ રૂપીયા.

ગુજરાતે એને વધાવી લીધું છે: તમારી નકલ તરતજ હાથ કરી લો

# સળગતો સંસાર

લેખક: શ્રી સીતારામ જે. શર્મા

સંસારના સળગતા પ્રશ્નોની ચેતનવંતી કથાઓ : સુંદર ચિત્રો સાથે છપાય છે.

**પુંજાલાલ ભગવાન પારેખ: વઢવાણ સીટી**

# વીતક વાતો



અનુક્રમ

[ ખંડ બીજો ]



હું મીજાજ ખોઇને બોલ્યો: "ગધેડા! તમે બધાંએ માંડ્યું છે શું? ખબરદાર ચ્યવન! જો આ ઘરમાંથી ખસ્યો છે તો!"

# ઝાંઝવાં

પહેલા વરસાદનો ગુલાબી ઠંડીનો દિવસ હતો. મારી પ્રયોગશાળામાં હું બેઠો હતો. આસપાસ કુદરત પુર બહારમાં હસતી હતી, અને વચ્ચે હું કુદરત પર વિજય મેળવવાના મનસુબા ઘડતો; પાવરધા રસાયણશાસ્ત્રીને છાજે એવા ઉલ્લાસથી અને એવી મક્કમતાથી પારામાંથી સોનું બનાવવાનો મારો મનોરથ આજે પાર પાડવાની અણીમાં હું હતો. ચારે બાજુ રસાયણ સાધનો પડેલાં હતાં. એક સ્થળે પારાનો વાયુ–દીવો, બીજી બાજુ નળીઓ, ત્રીજે સ્થળે વાંક–નળી, તો ચોથે સ્થળે કાચનાં પવાલાં, દ્રવ્યોથી ભરેલાં ને ખાલી:

એ સૌ મારા ઇલમનો પુરાવો સાબીત કરતાં. ચોગરદમ જર્મન અને અંગ્રેજી રસાયણશાસ્ત્રનાં થોથાં પડેલાં હતાં.

પારાનો વાયુ દીવો વીજળીની બળવાન ગતિથી મેં પ્રગટાવ્યોઃ થોડી વાર પછી પારાના રહેલા અવશેષોમાં સોનું રહ્યું હશે એમ ધારી એમનું પ્રથક્કરણ કરવા માંડયું. પરિણામ શૂન્ય.

પ્રયોગ ફેરવ્યોઃ કાંઇ સુધારો ન થયો, વાંચવા બેઠો. સન ૧૯૨૪ માં આ જાતના પ્રયોગના પરિણામમાં **મીથે** નામના જર્મન વિદ્વાનને પહેલવહેલ્લું સોનું હાથ લાગેલું; **ગાસ્કલેર** અને **સ્ટેનક્રીર** બંનેને એવી રીતે અને એજ સાલમાં વીજળિક પારા દીવાના અવશેષોમાં સોનું લાધેલું. ૧૯૨૫ માં **રેટશીંસ્કી** સમાન અખ્તરાથી સફળતા પામેલો. પણ આજ—૧૯૨૭ માં મને કશું ન મળ્યું.

પારામાંથી સોનું શોધી કાઢવું એ મારા જીવનની મોટામાં મોટી મહત્વાકાંક્ષા હતી. જેને રસાયણ મૂળ તત્વો ગણતું હતું, તે હવે મિશ્ર તત્વો જણાયાં હોવાથી ધાતુઓની અદલાબદલી અગર રૂપાંતર એ પ્રશ્ન સહેલો થઇ ગયો. પરિણામમાં એક ધાતુમાંથી બીજી બનાવવી એ વિકટ કામ ન રહ્યું, તોપણ સોંઘી ધાતુમાંથી મોંઘી બનાવી—સસ્તી રીતે જથાબંધ સોનું બનાવી નામના કાઢવાની તથા પૈસાદાર થવાની મારી મુરાદ હતી. એ પાછળ મેં ઘણો વખત અને ઘણી મહેનત અને ઘણી રકમ બરબાદ કરી હતી. આજ તેનું ફળ આવી લાગ્યું હતું, તથાપિ હજી તે દૂર ને દૂર દેખાતું.

મેં ફરી વાર આજે પુસ્તકો વાંચવાં માંડ્યા. ધાતુઓનું રૂપાંતર દેખીતી રીતે સરળ લાગે. પારાના રજકણો વિદ્વાન **મીથે**એ જણાવ્યા મુજબ આવી રીતે સુવર્ણના રજકણોમાં ફેરવાઇ જાયઃ પારો (રજકણ વજન ૨૦૧) બાદ હેલીઅમ (રજકણ વજન ૪) શેષ સુવર્ણ (ર. વ. ૧૯૭); અગર પારો (ર. વ. ૨૦૧) બાદ ૪ હાઇડ્રોજન, અંદરનું કે હવાનું (ર. વ. ૧) શેષ સુવર્ણ (ર. વ. ૧૯૭)

પરંતુ હોફ્મેને આ રીત ખાત્રી લાયક નથી એમ જણાવ્યું હતું. આગળ જતાં સોડીએ તો આવા સરવાળા બાદબાકીને બદલે પારાના રજકણોમાં એકાદ વિદ્યુત–રજકણ ઉમેરવાથી સોનું પરિણમે એમ કહ્યું હતું; અને એજ સાલમાં–૧૯૨૪ માં વોન એનટ્રોવોફે એ વાત લગભગ સાબીત કરી હતી, કે પારાના મધ્યવર્તી રજકણની અંદર વિદ્યુત–રજકણ દાખલ થયા સિવાય એવું પરિણામ ન આવે. પરંતુ, છેવટે કાઉલ નામના જર્મન વિદ્વાને એ બરાબર સમજાવ્યું હતું, કે પારાના દિવામાંથી જાંબુડીઆ પ્રકાશથી પર* એવાં કિરણો નાખવાને લીધે પારાના બંધારણમાં શિથિલતા આવી જાય. પારાના રજકણો હાઇડ્રોજન, હેલીઅમ અને કાર્બન એ ત્રણના રજકણોનું ખરી રીતે મિશ્રણ હોવાથી ઉપરના જાંબુડીઆ પ્રકાશથી પર એવાં કિરણો ખેંચી લીધા પછી હાઇડ્રોજનના રજકણો એમની અસલ જગા પારાના બંધારણમાં કાયમ ન રાખી શકે, અને હાઇડ્રોજનનું રજકણ વજન ચાર જતું રહેવાથી સોનાના રજકણ બંધાય.

આવું આવું ઘણું વાંચ્યું, ફરી પ્રયોગ અજમાવ્યો. બપોરના બાર વાગ્યા, ને હાશ ! એવા પારસી ભાઇઓ કહે છે તે પ્રમાણે છૂટકારાના દમ સાથે એ દીવામાં મને સોનાના શેપ જોવા મળ્યા. હોંશભેર વધુ પરિણામની આશામાં પ્રયોગ ફરીવાર કર્યો અને ટીડે, સ્કુલીડે તથા ગોલ્ડસ્મીથ એ ત્રણેના એ મુજબનો મને અનુભવ મળ્યો. સોનું અદૃશ્ય થઇ ગયું. હું હિંમત હાર્યો નહિ, એક વખત થયેલાં દર્શનથી સાૈધ્ય વસ્તુ મને સહેલી જણાઇ, ને લાવેલું સોનું જોતો જોતો આ પ્રયોગને વેપારી સફળતા કેમ મળે એના

---

* ઈંદ્ર ધનુષમાંના પાંચ રંગ દેખાય; તેમાંનો એક જાંબુડીઓ. જાંબુડીઆ રંગની પાસે ન દેખાતા જે રંગો હોય તે જાંબુડીઆથી પર–જૂદાં રંગો ગણાય. સૂર્યના પ્રકાશમાંથી એવા પર કિરણો પડે તે જાંબુડીઆથી પરના કિરણો. એને Ultra Violet rays કહે છે. એવાં કિરણોની અસર ઘણી ભારે થાય.

વિચાર કરતો ને સ્વપ્ન ઘડતો હું જરાવાર થંભી ગયો. મને ભાન રહ્યું નહિ, ને જાણે ઉંઘમાંથી જાગ્યો હોઉં એમ મારા કાનપર કાંઇક આવા શબ્દો અથડાયા.

"વહાલા ! આમ ક્યાં સુધી આમ ગાંડાં કાઢવાં છે ?"

રમા, મારી વહુ, ક્યારે મારી પ્રયોગશાળામાં દાખલ થઇ ને તેણે શું કહ્યું તે હું બરાબર સમજ્યો નહિ. તેથી ચુપ રહ્યો; એટલે એણે ઉમેર્યું:

"અમારી ભુખની વાત હું કરતી નથી, છોકરાં ખાઇને નિશાળે ગયાં, એટલે મારા પેટની પંચાત નથી. પરંતુ હુંસાભાભી તરફથી શામો આવ્યો છે."

૧

હુંસાભાભી એ રમાની પ્રિય સખી ને મારા મિત્ર ચ્યવનરાયની ધર્મપત્ની. ચ્યવનરાય અને હું સાથે ભણતા હતા. કોલેજમાં સાથે અમે સુખદ શમણાં માણ્યાં હતાં. અમે બંને ગરીબ હતા; પણ અમને બંનેને તવંગર સાસરાં મળ્યાં. મારૂં કુળ જરા ઉંચું હોવાથી રમાના પિતાએ મને ઝડપી લીધેલો. ચ્યવનરાય જરા નીચા કુળના હતા, પણ એટલા બધા રૂપાળા અને હોંશીયાર હતા કે હુંસા એમના પર રીઝી થઇ ગઇ હતી. હુંસા પણ લાવણ્યવતી લલના હતી, ને બંને એકજ વર્ગમાં હોવાથી એકમેકને ચહાવા લાગ્યાં. હુંસાનાં માબાપને આ વાતની ખબર પડતાં એને કોલેજમાંથી ઉઠાડી દીધી. એ લગભગ નજરકેદી બની રહી. એની સહીઅર માત્ર રમા એને મળી શકે. રમાની મારફત ચ્યવનરાય સાથે સંદેશા ચાલે, પણ મળવાનું અશક્ય, ત્યાં લગ્ન કેમ બને ?

પરંતુ રમા અને હુંસાએ કિસ્સો કર્યો. એક દિવસ હુંસા અને એની બા એ બે જણ ફક્ત ઘરમાં હતાં, ત્યાં રમા જઈ પહોંચી. થોડીવારે રમાને ફેફરૂં આવ્યું, ને એ શીંગડું થઇ પડી. હુંસાને

સારવાર કરવાનું સોંપી એની બાએ દાક્તરને બોલાવવા જવાનો વિચાર કર્યો, ત્યાં તો હંસા ગભરાઈ ઉઠી. એ બીકની મારી ધ્રુજી ઉઠી ને એકલા નહિ રહેવાય એમ એણે કહ્યું. છેવટે હંસાને બહાર મોકલવી પડી. આગળથી કરી રાખેલી સંતલસ પ્રમાણે હંસા સીધી સ્ટેશને ગઇ, ને ચ્યવનરાય સાથે બહારગામ ચાલી નીકળી. ત્યાં પરણ્યા પછી બંને પાછાં ફર્યાં. રમાની કરામત પકડાઇ નહિ, પણ બે ત્રણ વર્ષ સુધી માબાપ સાથે હંસાને અબોલા રહ્યા. મેળ થયા પછી તુર્ત માબાપ સ્વર્ગવાસી થયાં, ને સઘળી દોલત હંસા અને ચ્યવનરાયને મળી.

ચ્યવનરાય મૂળથી ધાર્મિક વૃત્તિના હતા. ને ધર્મગ્રંથો તથા તત્વજ્ઞાનનાં થોથાં વાંચતા. સાથે સંતસમાગમ કેળવતા. એકાદ બે વર્ષમાં એમનામાં જબરૂં પરિવર્તન થયું; અને હિમાલય પરથી આવેલા કોઇ યોગીનો ભેટો થઇ જવાથી વૈરાગ્ય ભાવના જન્મી. યોગી ગયા, અને ચ્યવનરાય મુંઝાયા. એની પાછળ બીજી ટ્રેનમાં ઘેર કાંઈ ખબર કહાડયા વગર એ પણ સીધાવ્યા. જે હંસાએ એમને માટે માબાપ તજેલાં, તે હંસાને આજે એમણે તરછોડી. વર્ષેક સુધી એમનો પત્તો ન લાગ્યોઃ હંસાએ રડી રડીને દિવસો કાઢયા. એકાએક ચ્યવનરાય પાછા ફર્યા. હંસાએ મને બોલાવવા મોકલ્યો. મેં જતાં વાર ચ્યવનને ઉધડો લીધોઃ

" મૂર્ખ ! લાગણી વગરના ! હંસાને અને એકના એક દીકરાને તજી જતાં લાજ ન આવી ? "

બરફ કરતાં વધારે ઠંડે પેટે એણે જવાબ વાળ્યોઃ

" હું પાછો આવ્યો નથી. "

મારો પીત્તો ઉછળ્યો; પણ રમાએ મને વાર્યો. વર વહુને વાતચીત કરવાનો પ્રસંગ મળે તેથી હું ચુપ રહ્યો. હંસા ધીમેથી બોલી:

" નાથ ! "

એ એકજ શબ્દની અંદર પ્રેમ, વાત્સલ્ય, શરણવૃત્તિ, પરાધીનતા અને ઠપકો એ પાંચે ભાવ એવી સુંદર રીતે ભેળાયા હતા, કે એણે અમારા સૌની ચુપકી વચ્ચે એનું કામ કર્યું. ચ્યવનરાય એ શબ્દથી પીગળી ઘી જેવા–માખણ જેવા થઇ ગયા, અને અમારી હાજરીની દરકાર કર્યા વગર એમણે હંસાને પાસામાં દાબી. ધાર્યું પરિણામ આવેલું જોઇ રમા અને હું ચાલી નીકળ્યાં.

બીજે દિવસે જ્યારે અમે ત્યાં ગયાં, ત્યારે ચ્યવનરાયે મને કહ્યું:

" ભાઇ, હું જઉં છું, આવ્યો તેવો. હંસાને બચુબંને તને સોપું છું. "

હું શાંત ન રહી શક્યો: મીજાજ ખોઇ બોલ્યો:

" ગધેડા ! —"

આ સાંભળી હંસાએ મને અટકાવ્યો:

" ભાઇ ! એમ મા બોલો: મેં એમને રજા આપી છે. "

આ મારાથી ન ખમાયું—હું બબડયો:

" તમે બધાએ માંડયું છે શું ? બોલ્યાં–મેં એમને રજા આપી છે ! રજા આપનાર તમે કોણ ? અને કોઇએ બચુનો વિચાર કર્યો ? ખબરદાર ચ્યવન ! જો આ ઘરમાંથી ખસ્યો તો ! "

આ સાંભળી હંસાએ ખુલાસો કરી નાંખ્યો:

" ભાઇ ! હવે એ વાતનાં માલ નથી. યોગી મહારાજની પાછળ પાછળ ગયા, ને પૂરૂં વર્ષ એમણે તપ આદર્યું, ને દીક્ષા માગી. ગુરૂ મહારાજે કહ્યું, બચ્ચા ! પરણેલાને દીક્ષા ન મળે. તારે જો યોગમાર્ગ સ્વીકારવો હોય, તો તારી પત્નીની સંમતિ લઈ આવ. તમારા ભાઇએ શંકા બતાવી કે કદાચ સંમતિ નહિ મળે, ત્યારે યોગીએ કહ્યું કે સંમતિ વગર કાંઇ નહિ થાય; પણ યોગીએ ખાત્રી આપી કે તારૂં મન હશે તો સંમતિ મળી રહેશે. ને મારી સંમતિ લેવા એ આવ્યા છે. હવે મારે શા માટે ના કહેવી ? એમનો ઉદ્ધાર એ મારો ઉદ્ધાર. "

મીંઆ બીબી રાજી તો શું કરે કાજી ! પરંતુ છેવટનો પાસો મેં નાખી જોયોઃ

" એ બધું પટાવવાનું હંસાભાભી ! તમે રજા ન આપો. "

હંસાએ રૂવાબથી રહ્યું:

" હું રજા આપી ચૂકી. એ હવે–ને કદાચ પહેલેથી–મારા હાથની વાત નથી. ગુરૂનાં દર્શન મને સ્વપ્નામાં થયાં ને એમનો આદેશ મેં ઝીલ્યો. ભાઇ ! હવે ખુશીથી એમને રજા આપો. "

હું ગળગળો થઇ ગયો. મને ભેટીને ચ્યવનરાય બોલ્યાઃ

" દોસ્ત ! શાંત થા. ગયા વિના મારી સિદ્ધિ નથી. હંસાને ને બચુને જોજે. સંભાળ રાખનાર શ્રીહરિ છે, છતાં પણ વચન આપ. "

" લો આ વચન, " એમ કહી મેં હંસા તથા બચુને સંભાળવાનો નિશ્ચય જાહેર કર્યો; અને તુર્ત બચુને બચ્ચી કરી ' લો, બેસો, જય જય શ્રી વૈકુંઠરાય ' કહી ચ્યવનરાય ચાલતા થયા.

૩

ત્યારથી આજ સુધી મેં આપેલું વચન બરોબર પાળ્યું; પણ આજે રમાનું એકદમ અંદર ધુસી આવવું મને ગમેલું નહિ, મારા પ્રયોગની અધવચમાં, આશા–નિરાશાની મિશ્ર સ્થિતિમાં એની દખલ મને અસહ્ય થઇ પડી. રમા ફરી ભાર દઇ બોલીઃ " હંસાભાભી તરફથી રામો આવ્યો છે. " ને મારો મીજાજ ગયો. રમા ઉપરથી ખસીને ક્રોધ હવે હંસા પર ઉતર્યો, ને હું બબડયોઃ

" બોલ્યાં, હંસાભાભી તરફથી રામો આવ્યો છે ! રામો આવ્યો છે તેમાં મારે શું ? અને આવવાનો પણ કાંઇ વખત હશે કે નહિ. માણસ મારવા કાઢે એવે વખતે શું કામ આવ્યો ? મને બોલાવવા ? "

" હા, તમને બોલાવવા. હંસાભાભીએ કહાવ્યું છે, કે બેંકમાં જવું છે, ને આજ શનીવાર છે, માટે વહેલા આવશો. "

" આ કેમ પાલવે ? એ હુકમ કરે ને હું મારૂં કામ નાખી

દઉં ? આવી તાબેદારી પણ નથી ખમી, તો એની શું કામ ? જા રામાને કહે, સોમવારે જઇશું."

રમા રડી પડી: એનું મોં ઉતરી ગયું: એને કંઇનું કંઇ થઇ આવ્યું. હુસકા ખાતી એ ગણગણી:

"વહાલા ! એ શું બોલ્યા ? એ મારી સહીઅર છે એ વાત જવા દો, એ દુ:ખી છે એ વાત જવા દો. પણ તમે આપેલું વચન ભૂલી જશો ?"

"હું ક્યાં ભૂલી જઉં છું: સંભાળ રાખવાનું મેં વચન આપ્યું છે—ગુલામગીરી કરવાનું નહિ. હું આજે નથી જવાનો; મારે કામ છે."

"આનું નામજ વચનભંગ ! હું તમને વહાલી છું કે નહિ ? હંસાને કોણ છે, તેને ઓછું આવશે, માટે હમણાંજ જાઓ."

"જઉં છું, પણ તું ભુખી છે તેનું શું ?"

"તમે નહિ જાઓ તો મારી ભુખ મરી જશે. તમે જઇ આવશો, તો મારી ભુખ એવડાશે. વચન પાળો ને મને શાંતી આપો."

"આ ચાલ્યો" કહી હું ઉઠયો, ને બહાર 'ૐ સચ્ચિદાનંદ' સંભળાયું. ક્ષણવારમાં ચ્યવનરાય દાખલ થયા. હું આશ્ચર્યચકિત થઇ ગયો. રમા ચિત્રવત્ હતી ત્યાં ઠરી ગઈ. અમારી મુઝવણ જાણે સમજ્યા હોય. તેઓ બોલ્યા:

"ભાઇ, જવાની જરૂર નથી, હું હંસાની પાસેથી આવું છું. અમે બંને બેંકમાં જઇ આવ્યાં, ને પતી ગયું. તમે અત્યાર સુધી લીધેલી સંભાળ માટે બંને તમારાં ઋણી છીએ."

આ શબ્દો સાંભળી હું ભોંય ભેગો થઇ ગયો, પણ ચાલાક રમાએ ઉત્તર વાળ્યો:

"ક્યાં કાંઇ પારકું કરવાનું હતું ? હંસા મારી બહેન ને એ તમારા ભાઇ. એમના કામનો ઉકેલ ન આવ્યો, ને જરા વિલંબ થઇ ગયો, ત્યાં આવું પરિણામ આવી ગયું. ભાઇ ! માફ કરો,

કાંઇ ભૂલ થઇ ગઇ હોય તો. ”

કુશળ રમા ચ્યવનરાયના મનનો પાર પામી ગઇ હતી. ચ્યવનરાય સઘળું જાણી ગયા એવી એની થયેલી ખાત્રી બીજી બાજુ ચ્યવનરાયે માપી લીધી, અને તેથી જવાબ વાળ્યોઃ

“ માફ કરૂં ને તે હું ? કયા ગુન્હા માટે, ભાભી ? હંસા કહેતી હતી, કે કોઇ પારકું કે પોતીકું ન કરે એટલું તમે બંનેએ કર્યું છે. તમારી બંનેની ઓથે તો હું તેને મૂકી ગયો હતો, પણ ભાભી, એલો મારા ભાઇને સોનાની શોધ હાથ લાગી કે ? ”

ગરીબ બીચારી રમા ! મેં એને કદી સોનાની વાત કરી નહોતી; પણ ચ્યવનરાયે એ વાત જાણી કેમ ? મને કાંઇ ગમ ન પડી. છેવટે મેં ઉત્તર દીધોઃ

“ હાથ લાગી પણ પાછી છટકી ગઇ. પરંતુ ધાતુઓનું રૂપાંતર કેમ થાય, ને પારામાંથી સોનું કેવી રીતે બને એ હું હવે સમજ્યો. પ્રશ્ન માત્ર એ રહ્યો, કે સસ્તું સોનું કેવી રીતે નીપજી શકે. રસાયણી સોનું કુદરતી સોના કરતાં મોંઘુ પડશે એમ લાગે છે. રસાયણ-શાસ્ત્રના સિદ્ધાંત તરીકે ધાતુઓની અદલાબદલી સરળ અને સુગમ લાગે, પણ તેથી દુનિયાનું શું દળદર ફીટે ? વેપારની ચીજ તરીકે બનાવટી સોનું ખનિજ સોના કરતાં બહુ સસ્તું પડે, તો જ દુનિયાનું ભલું થાય. ”

ભેદી હાસ્ય હસતાં હસતાં ચ્યવનરાયે પ્રશ્નો પૂછ્યાઃ

“ ભાઈ, તારે દુનિયાનું ભલું કરવું છે ? સસ્તા બંધારણવાળું સોનું કેવી રીતે થાય તે જાણવું છે ? ”

મેં ડોકું ધુણાવ્યું, તે જોઇ એમણે ઉમેર્યુંઃ

“ તો ચાલ તૈયાર રહેજે. પરમ દહાડે આપણે બહારગામ જઇશું, ને ત્યાં અખતરો અજમાવીશું. પચીસેક મણ પારો સાથે રાખજે. ”

૪

ઠરેલે દિવસે અમે નીકળ્યા. કયાં જઇએ છીએ તે મને ચ્યવનરાયે કહ્યું નહિ, ને મેં જાણવાની દરકાર કરી નહિ. રજપુતાનાના એક સ્ટેશને ઉતર્યા, ને ત્યાંથી ટાંગામાં બેસી પોણો સો માઇલની મુસાફરી કરી જંગલમાં મંગળ જેવા એક નાના પણ સુઘડ ને પૈસે ટકે સુખી દેખાતા ગામમાં આવ્યા. ચ્યવનરાયનો કોઈ ઓળખીતો વાણીઓ ત્યાંનો નગરશેઠ હતો; એના એકાદ મકાનમાં અમે ઉતર્યા. લાગલા ચ્યવનરાય જંગલમાં ગયા ને થોડીક વનસ્પતિ લઇ આવ્યા, માટીની ભઠ્ઠી જેવું કાંઇક કરીને પેલા પારામાંથી થોડોક નાંખી દીધો. બારેક કલાકમાં એનું સોનું થઇ ગયું. હું પીળું, ચળકતું, સાચું સુવર્ણ જોઇ ખુશ ખુશ થઇ ગયો, ને બોલ્યો:

"સાબાશ! કેવી સહેલી ને સોંઘી રીત! મને શીખવો? તમે કયાંથી શીખ્યા?"

"ભાઇ બેચાર દહાડામાં એ રીત તને આવડી જશે. એ રીત આપણી જૂની રીત છે, ને મને કોઇ સાધુએ શીખવી હતી. લે આ સોનું તારૂં."

આભાર માનતાં મેં કહ્યું:

"પારો તો હજી બહુ છે, બીજું બનાવો ને"

"હા, તું કહે એટલું બનાવીશ, પણ એક સરતે."

"શી?"

"સઘળું સોનું આજ ગામમાં હું કહું તે સરતે વેચી દેવું."

મારા મનમાં તો સોનું ને રૂપું એટલે રૂપીઆ બંને સરખું હોવાથી મેં હા પાડી દીધી. ચ્યવનરાયે તુર્ત નગરશેઠને બોલાવ્યા, ને હુકમ આપી દીધો કે અમારે સોનું વેચવાનું છે, ને બજારભાવ કરતાં અડધી કિંમતે આપીશું, પણ એના બદલામાં રૂપીઆ નહિ લઇએ. સાટે વેચવાનું છે, ને બદલામાં અનાજ, દુધ, ઘી, ગોળ, કપડાં વગેરે લઇશું. નગરશેઠે ગામમાં ખબર આપી દીધી, ને સોનું

ખરૂં કે ખોટું એની તપાસ કરવા સોનીઓને લઇ લોકો આવી લાગ્યા. સોનું તપાસી એમણે સંતોષ જાહેર કર્યો, ને નગરશેઠના મહેમાન હોવાથી અમે ઢોંગી નહોતા એવી એમને ખાત્રી થઇ.

હવે ગામમાં ટંકશાળ પડી. પચીસ રૂપીએ તોલો જે ચીજ મળતી તે સાડાબાર રૂપીએ મળવાની હોવાથી અનાજના, કાપડના કરિયાણાના વેપારીઓ સોનું લેવા ઉલટયા. કણીઆ ને મોદીઓ સાથે ગાંધી ઉપડયાઃ કાપડીઆ સાથે ખેડુતોની હરીફાઇ ચાલી. ચ્યવનરાય ચેતીને ચાલ્યા હતા, ને એકને બદલે બે ભઠ્ઠીઓ ચાલુ હતી. સોનું બનાવવાની ક્રિયા તદ્દન છુપી હતી, ને ચ્યવનરાય એકલા ભઠ્ઠી આગળ બેસતા. હું સોનું વેચે જતો હતો. ગામનું તમામ કાપડ, બધું અનાજ, સઘળું સીધું ( ગોળ, ખાંડ, ઘી, તેલ, મીઠું, વગેરે, ) સમસ્ત કંદમૂળ અમારે ઘેર આવી પડયું, ને નગરશેઠની મોટી વખાર બે દિવસમાં ભરાઇ ગઇ. નજીકનાં ગામો નજીકને બદલે દૂર વીસ વીસ ગાઉ છેટે હતાં, ત્યાંથી અનાજ વગેરે લાવીને સોનું ખરીદવાના મનસુબા ઘડનાર વેપારીઓ ત્યાં દોડી ગયા. ગામમાં સોનાનો સુકાળ ને ખાધાખેરાકીની ચીજોનો દુકાળ થઇ ગયો.

ત્રીજા દિવસની સાંજે આકાશ ઘનઘોર થઇ ગયું; કાળાં અપશુકનીઆળ જેવાં વાદળાં ચઢી આવ્યાંઃ વીજળી ચમકીઃ વરસાદ ગાજયોઃ કાટકા થયાઃ તે સમેત આભ તુટી પડયું. મુસળધાર વરસાદ તદ્દન અણધાર્યો પડવા માંડયોઃ ને એ ૯૬ કલાક પડયો. એ મુદત દરમ્યાન સોએક ઇંચ પાણી પડયું હશે. ચ્યવનરાય સોનું બનાવે જતા હતા, ને મારી સમક્ષ એના ઢગલા થયા હતા. પણ ખરીદનાર કોઇ આવતું નહોતું. અનાજ લેવા ગયેલા વેપારીઓ ત્યાં રહી ગયા. પુષ્કળ વરસાદને લીધે ગામની આસપાસ દરિયો થઇ રહ્યોઃ ઘણાં ઢોર ને માણસો તણાઇ ગયાંઃ ગામમાં નીચાણ જગાએ મથોડું મથોડું પાણી ચઢયાંઃ બહુ ઘર પડી ગયાંઃ લોકોએ

ઘેર ખાવાને થોડું રાખેલું અનાજ ખુટી ગયું: અતિશય વરસાદને લીધે જુવારી ઠંડી પડી. ગામલોકને ન રહ્યું ખાવાનું સાધન ને ન રહ્યું પહેરવાનું સાધન. ચ્યવનરાયે સોનાનો ભાવ ઘટાડયો. એક તોલો સોનું ફક્ત એક શેર દાણા માટે આપવાનું જાહેર કર્યું. એકાદ માણસ–દાણે પૈસાદાર માણસ એકાદ તોલો લઇ ગયો; પણ બીજું કોઇ આવ્યું નહિ.

૫

હવે ચ્યવનરાયે મફત સોનું આપવા માંડયું.

હજી વરસાદ ચાલુ હતો. ગામની બહાર પ્રલયનાં પૂર ઉભરાયાં.

લોકો ભુખે મરવા લાગ્યા. દુધ શિવાય કોઇ ચીજ મળતી નહિ. ને દુધ હિરા મોતી સોનું–ગમે તે ચીજ આપો તો ખરીદી શકાતું નહિ.

ગામમાંના કોઇને વિચાર સુઝયો: નગરશેઠની વખારોમાં અનાજ સોનાના વેપારીએ એકઠું કર્યું છે.

એ વિચાર ગામમાં પસર્યો. આગેવાનો એકઠા થઇ નગરશેઠને મળ્યા: શેઠ એમને લઇ અમારી પાસે આવ્યા. ચ્યવનરાયે બધું સાંભળ્યા કર્યું, ને પછી પૂછ્યું:

" શેઠ, હવે તમારી સોનાની ભુખ ભાગી કે ? બીજું સોનું જોઇએ તો લઇ જાઓ. "

ચાલાક શેઠ આ પ્રશ્ન સમજી ગયા: કેટલાક લોક નહોતા સમજયા. ચ્યવનરાયે ફરી પૂછ્યું:

" શેઠ ! તમે અનાજ મારી પાસ માગો છો, બોલો તેના બદલામાં શું આપશો ? "

" તમને શું આપી શકીએ તમે આપેલું સોનું પાછું લો ને અમને અમારૂં અનાજ પાછું આપો. "

" પછી શું કરશો ? વરસાદ નહિ રહે તો શું ખાશો ? મારે

સોનું પાછું નથી જોઇતું. તમે અનાજ બધું પાછું લઇ જાઓ. ઈશ્વરની પ્રાર્થના ચાલો આપણે બધા કરીએ કે વરસાદ રહી જાય ને ગામલોકોમાં અનાજ કપડાં વહેંચી શાંતિ કરીએ.

અમે પ્રાર્થના કરી—કલાકેક, ને વરસાદનું જોર ધીમું પડી ગયું. અનાજ કપડાં અમે વહેંચવા નીકળ્યા. લોકોને શાંતિ વળી; સોનાની આશાએ બહારગામથી અનાજ વગેરે લેવા ગયેલા વેપારીઓ બીજે દિવસ વળતાં પાણી થતાં આવી પહોંચ્યા, ને ગામનું દુઃખ દૂર થયું. લોકો ચ્યવનરાયને મળવા આવ્યા, ને સોનાની કિંમત વધારે કે અનાજની એ વાત હવે બરાબર સમજ્યા હોવાથી તે બદલ ચ્યવનરાયનો આભાર માન્યો. ચ્યવનરાયે શીખામણ આપી વિદાય કર્યા: " કદી પૈસાની પૂજા ન કરતા. "

સૌ ગયા પછી અમે નવરા અને એકલા પડયા અને આ સાત દહાડાના બનાવની ઉંડી અસર મારા પર થઇ હતી. વિજ્ઞાનના મારા જ્ઞાનપર પહેલાં મુસ્તાક હતો: વિજ્ઞાનનું બળ સૌથી વધુ એમ માનતો. પણ આ અઠવાડીઆમાં મેં શું જોયું? રજવારમાં વિજ્ઞાનના જ્ઞાન વગર સોનું બન્યું, ધાર્યો વરસાદ પડયો, પ્રાર્થનાથી બંધ થયો, સોનાની કિંમત કોડીની થઇ, ને સામાન્ય લોકો સોનાથી કંટાળ્યા. વિજ્ઞાન પર–મારી શોધ પર મેં બાંધેલો તાજમહેલ કડડભુસ થઇ ગયો. પહેલી વાર–આખા જીવનમાં પહેલી વાર ઈશ્વર તરફ મારૂં શિર નમ્યું. ચ્યવનરાયે તે જોયું હોય કે કોણ જાણે, પણ તેઓ બોલ્યા:

" ભાઇ! પારામાંથી સોનું કેમ બને તે હવે તારે જાણવું છે? "

" ના ને હા. જ્ઞાન મેળવવા પૂરતું હા ને શોધ તરીકે–વેપાર માટે ના. "

" જ્ઞાન તો તને મળી ચુકયું છે. તારી રીતે સોનું બને, ને મારી રીતે બને. પણ તારા જવાબના બીજા ભાગથી હું પ્રસન્ન થયો. "

" શા માટે? "

" ભાઇ ! અમારો હિંદુ ધર્મ મોટો—સમુદ્ર જેવડો મોટો છે. તે માઝા કદી ન મૂકે. પારામાંથી સોનું બનાવવાની રીત સહેલી—ચપટી વગાડવા જેટલી છે, પણ એ રીત બતાવનાર મહાત્માઓએ એક આદેશ આપ્યો છે, તે એ કે આ સોનું વાપરવું નહિ—કદી વાપરવું નહિ, ને પ્રયોગ તરીકે બન્યું હોય તે ધર્માદા કરવું. કારણ સમજ્યા ? હમણાં તમે તે કારણો અનુભવ્યાં, તો પણ ફરી સમજાવું છું. હાલની પેઠે પહેલાં વેપાર માટે નાણાંની જરૂર નહોતી પડતી, કેમકે સાટું ચીજોની અદલાબદલી થતી, જેમકે બાજરીના બાર બે વાર, મતલબ કે લેવડ દેવડનું ધોરણ અનાજ હતું; તોપણ થોડું ઘણું નાણું ચાલતું ને તે સોનાનું પડાતું. આમ મૂળથી સોનું રૂપું કિંમત ઠરાવવાનું ધોરણ ગણાય, તે ધોરણને તમે ફેરવો—સસ્તું કરો—મફત વેચો, તો ધોરણ નાશ પામે, ને દુનિયામાં જબરી ઉપલપાથલ થાય. વળી સોનાની ખરી કિંમત ( જીવનમાં કિંમત ) શૂન્ય, એટલે એનો ઉપયોગ ધોરણ તરીકે માની લેવો, ને એને બિલકુલ મહત્વ આપવું નહીં. સોનું કે નાણું સંઘરવાની ખાતર સંઘરનાર ભૂલ કરે છે, તે હવે તમે સમજશો. અસલના વખતમાં જેને ઘેર વધુ કોદરા સીલીક, તે વધારે પૈસાદાર એટલે સુખી ગણાતો; ને તે વાત તમે આજે પ્રત્યક્ષ જોઇ. ધોરણ તરીકે સોનું સારી ચીજ છે, પણ તેને એથી વધુ મહત્વ આપનારની પડતી થાય; ને તે માન્ય ધોરણ હોવાથી એમાં ઉથલપાથલ ન કરવી. "

" તમો તો અર્થશાસ્ત્ર ને તત્વજ્ઞાન બેને એકઠાં કરી દીધાં ! "

" હજી તત્વજ્ઞાન બાકી છે. પારામાંથી સોનું બનાવવાની કળાની પણ કિંમત છે. પશ્ચિમના વિજ્ઞાનમાં તેમજ અ [illegible] જ્ઞાન વસ્તુઓનું રૂપાંતર એ સકળ વસ્તુઓ વસ્તુતઃ એ [illegible] ભક્ત જીવન જીવે છે, એનો પુરાવો છે. અતિશ [illegible] ર રૂપ એ સત્ય તમારા વિજ્ઞાનને હાથ લાગશે;

ચિંતનને લીધે એ ક્યારનું સાધ્ય થઇ ગયું છે. તમે વિમાન હમણાં બનાવી ઉડો છો, અમે વગર વિમાને ઉડી શકીએ."

આ સાંભળી હું હસી પડયો. મારી નાસ્તિક વૃત્તિ જોઇ ચ્યવનરાયે આંખ મીંચી ને પળવાર પછી 'જો' કહી તે હવામાં અદ્ધર ઉંચા થયા. મેં ખાત્રી કરવા આંખ મીંચી ને ઉઘાડી તો તે ઉંચા જતા હતા. છત આગળ પહોંચી એમણે ધબ દઇ ભુસકો માર્યો, ને કહ્યું:

"કલ્પનાથી જે સુઝે તે ચિંતનથી ને પ્રભુકૃપાથી સાધ્ય બને. વિજ્ઞાન વાંકા ચુંકા માર્ગથી સાધ્ય તરફ પહોંચશે—તત્ત્વજ્ઞાન ત્યાં ક્યારનું પહોંચી ગયું છે. અણુ, પરમાણુ, રજકણ બધું છુટું પાડી શકાય, અને બધું એકઠું કરી શકાય. પ્રથક્કરણ અને સંયોગીકરણ—શરીરથી આત્મા જૂદો પાડવો વગેરે બધું સાધ્ય છે."

જાણે જ્ઞાનની રોશની ધીમેથી મારા આંતર ચક્ષુઓ પર પડી હોય તેમ મેં કહ્યું:

"ખરી વાત"

"બસ, ત્યારે ચાલો ઘેર" એમ કહી ચ્યવનરાયે પાછા જવાનો મમરો મૂકયો.

૬

તુર્ત અમે ગામ ગયા. અત્યાર સુધી ચ્યવનરાયને મેં એમના ભવિષ્યના કાર્યક્રમ વિષે પૂછ્યું નહતું. ચ્યવનરાયે અમને સૌને એમને ઘેર જમવા બોલાવ્યા હતા. જમતાં જમતાં હંસાએ રમાને કહ્યું:

"બ્હેન! આ છેલ્લું જમણ ને છેલ્લો મેળાપ."

રમાએ પૂછ્યું:

"એમ કેમ કહો છો?"

હંસાને બદલે ચ્યવનરાયે જવાબ આપ્યો:

"જ્યારે પહેલાં હું એની રજા લેવા આવેલો, ત્યારે એણે એક સરત કરી હતી, તે એ કે યોગ્ય વખતે મારે એને મારી સાથે લઇ

જવી. એ યોગ્ય વખત આવ્યો છે, ને હવે એ મારી જોડે આવશે."

મેં પૂછ્યું:

"પણ બચુનું શું? આ શો ધંધો લઇ બેઠા છો? જોગી પાછળ જોગણ!"

હંસાએ ઉત્તર દીધો:

"બાબુ પણ સાથે—"

મેં હુકમ ફરમાવ્યો:

"તે નહિ બને"

ચ્યવનરાયે ધીમેથી કહ્યું:

"બચુ ધ્રુવજી થવાનો હોવાથી તો આ છેલ્લું જમણ છે. મારા ગુરૂએ ભવિષ્ય જોયું છે, ને અમે ત્રણે જણ યોગી થઇ શકીશું. બચુને એ વાત ગમી છે, ને હવે તમારે કશું કહેવાનું રહેતું નથી."

"પણ બચુ શું સમજે?" મેં કહ્યું, એટલામાં બચુ બોલી ઉઠયો:

"કાકા મારે જવું છે, ને નહિ ફાવે તો પાછો આવીશ."

ચ્યવનરાયે પણ એ કબુલત આપી. પછી સઘળી દોલત ગરીબોમાં વહેંચવાનું કામ મને સોંપી તેઓ સૌ ચાલ્યાં ગયાં.

સોનું બનાવવાની વાત વિસારે પડી, પણ હજી વખતે બચુ પાછો આવે, તો દોલત એના કામમાં લાગે એ વિચારે મેં ચ્યવનરાયની દોલત ગઇ કાલ સુધી સાચવી રાખી.

બ્રોડકાસ્ટિંગનું જાણે રિસીવર (તાર વગર સાંભળવાનું યંત્ર) હોય, તેમ મારા કાનમાં આજે બચુના કાલા બોલ સંભળાયા:

"કાકા! મને ગમે છે, હું પાછો આવવાનો નથી:"

એટલે હવે આવતી કાલે એ દોલત આદેશ પ્રમાણે હું વહેંચી દઇશ. સોનું બનાવનારના હાથના આમલીના બંધ પ્રભુ કૃપાએ છૂટશે ખરા.

# બાબુની માશી અમથી

મારી પાડોશમાં બાબુ કરીને છોકરો રહેતો હતો, તેને એક માશી હતી. તેનું નામ અમથી, બાબુને તેની માશી વગર કોઈ સગુ ન હતું, તેથી તે તેને ઘેર રહેતો હતો. અમથી ડોશીને નવી નવી દવાઓનો ઘણો શોખ હતો; ને 'સુંઠને ગાંગડે ગાંધી' થવા હમેશ તત્પર હતી. પેટન્ટ દવાઓ અને તંદુરસ્તી સાચવવાના ઉપાયો માટે તેને પક્ષપાત હતો; નવું નવું અજમાવવાનો શોખ હતો; અને જ્યારે કોઈ પણ નવી વાત બહાર આવતી–કોઈપણ નવી માત્રા જાણવામાં આવતી–ત્યારે

તેને અજમાવવા એકદમ તૈયાર થતી; અલબત્ત આ દવાઓ પોતાના ઉપર અજમાવતી નહોતી, કેમ કે પોતે કોઈ દિવસ માંદી પડતી નહોતી, પરંતુ જે કોઇ પાસે મળી આવે તેના ઉપર અખતરો કરી જોતી. વૈદકનાં તથા તંદુરસ્તીનાં સઘળાં ચોપાનીઆં તે મંગાવતી હતી; અને તેમાં જે અજ્ઞાન ગંભીર રીતે ચીતરવામાં આવતું હતું તેના ઉપર તે શાસ્ત્ર જેટલી શ્રદ્ધા રાખતી હતી. ઘરમાં હવા ઉજાસ કેટલો જોઇએ, કયારે સુવું ને કયારે ઉઠવું, શું ખાવું ને શું નહિ, શું પીવુ ને શું નહિ, કેટલી કસરત કરવી, મન કેવી સ્થિતિમાં રાખવું, કેવાં કપડાં પહેરવાં, વગેરે વગેરે બાબતો વિષે આ ચોપાનીઆં જે જે કહેતાં તે સઘળું પેગંબરના શબ્દ માફક ગણી લેતી; અને એક અંકમાં આવેલી સૂચનાઓથી વિરૂદ્ધ બીજા અંકમાં ભલામણ કરવામાં આવતી હતી એ વાત કદી તેના લક્ષમાં આવતી નહિ. તે ભલી ને નિખાલસ હતી, તેટલા જ માટે જલદીથી છેતરાઈ જતી; આવી રીતે ઉંટવૈદાનાં સઘળાં સાધન એકઠાં કરીને જેમ એક ગાંધી બધા રોગ માટે અજમો ખવડાવતો હતો તેમ ગમે તે દવા ગમે તે રોગ ઉપર આપતી; તેથી તે યમદૂતની ગરજ સારતી હતી; પણ પીડાતા પાડોશીઓનો રોગ મટાડવાને બદલે તેમને ‘ સ્વધામ ’ પહોંચાડવામાં પોતે મદદગાર થાય છે, તેવો ખ્યાલ વટીક તેને નહોતો.

બાબુનું શરીર નરમ રહેતું હતું, પણ હમણાંજ અમથીએ ‘ પાણીની સારવાર ’ વિષે વાંચ્યું હતું. ગરમ સ્નાન ને ઠંડુ સ્નાન, આખા શરીરનું સ્નાન ને અમુક ભાગનું સ્નાન, એમ બધું ગરીબ બાબુ માટે ગોઠવવામાં આવતું. શિયાળાના પરોઢીઆમાં બહાર ખુલ્લામાં તેને છેક ઠંડા પાણીમાં ઝબકોળવામાં આવતો, અને પછી કરકરા ટુવાલ વતે, જેમ કાનસ ઘસીએ તેમ, તેનું શરીર સાફ કરવામાં આવતું. વળી પાછો તેને ગરમ પાણીથી નવડાવી ગરમ બનાતમાં લપેટીને સુવાડવામાં આવતો—તે છેક એના શરીરમાંથી

પરસેવાના રેબઝેબ નીકળે ત્યાં સુધી. આ બધું છતાં બાબુ નબળો થતો ગયો. તેની નબળાઇ જેમ વધતી ગઇ, તેમ તેના સ્નાનની સંખ્યા વધારવામાં આવી. પાણીની પીચકારી, ફુવારાની છાંટ, રાઇ, કે કાળીજીરીવાળું ગરમ પાણી, આ સઘળાથી એક પછી એક તેને સ્નાન કરવાથી તેનું 'સનાન' મંડાય તેવી સ્થિતિ થઇ ગઇ; અને અગર જો કે જેમ કોથળી ઠાંસીને ભરીએ તેમ તે બીચારાના પેટમાં દવાઓ ભરવામાં આવતી તો પણ તેની તબીઅત સુધરી નહિ.

વધારે ને વધારે ઓસડો લેવાથી બાબુ નઠોર થતો ગયો, તેમ તેમ અમથી ગભરાવવા લાગી. ગમે તે ખરચે તેનું ઉદાસીનપણું મટાડવું જોઇએ. આ અરસામાં અમથીએ પેનકીલરનું નામ કોઇ ચોપાનીઆમાં વાંચ્યું; ને તુર્ત એક ડઝન બાટલી મંગાવવામાં આવી. અમથીએ એક શીશી ઉઘાડી ચાખી–ચાખીને ખુશ થઇ. પ્રવાહી આગ જેટલું તે જલદ હતું તેથી પાણીની સારવાર વગેરે બધા ઉપચારોને રૂખસદ આપી કેવળ પેનકીલરનો આશ્રય તેણે લીધો. બાબુને એક ચમચી પાયું, અને તેની શી અસર થાયછે તે જોવાને આતુરતાથી બેઠી. તેની ચિંતાનો અંત આવ્યો. તેના મનને નિરાંત વળી, કેમકે બાબુનું નઠોરપણું એકદમ દૂર થયું. બાબુની તળે તાપણી સળગાવી હોત તો પણ તે વધારે કઢાપો ભાગ્યેજ કરત. એટલી બધી પેનકીલરની અસર થઇ ! બાબુને લાગ્યું કે હવે વધારે વખત ઉદાસીન રહી શકાશે નહિ. તેની નબળી સ્થિતિમાં આ ઉપચાર ગમે તેવો ખેંચાણ કારક હોય, તો પણ તે રૂઆં ઉંચાં કરે તેવી જાતનો હતો. આ નવી પીડામાંથી શી રીતે છૂટવું તે તેને એકદમ સુઝયું નહિ. છેવટે પેનકીલર પોતાને ખુબ ભાવે છે. એવો ઢોંગ કરવાનો તેણે નિશ્ચય કર્યો. દિવસમાં એટલી બધી વખત તેણે તે માગવા માંડયું, કે તેથી તેની માસીને આખરે ત્રાસ થયો, ને પોતાની મેળે લેઇ પીવાનો બાબુને હુકમ થયો. બાબુની બ્હેન કીકી આ જગાએ હોત, તો અમથીને

વધારે વિશ્વાસ પડત; પણ આતો બાણુ હતો, તેથી શીશીમાંથી પેનકીલર ઘટે છે કે નહિ, તે અમથીએ છાનું માનું તપાસવા માંડયું. શીશીમાંથી ઓસડ ઘટતું તો હતું, પણ બાણુ તે ઓસડથી ભોંય તળીઆમાંની એક તડની દવા કરતો હતો તેનું અમથીને ભાન નહોતું.

એક દિવસ રીવાજ પ્રમાણે આ ફાટને દવા આપી જતો હતો, એટલામાં એની માશીની ધોળી બીલાડી દોડતી આગળ આવી, ને બાણુએ આગળ ધરેલી ચમચીને જોઇ લાડતી લાડતી માગવા મંડી. બાણુએ કહ્યું:

"મીની, તારે ખરેખર ન જોઇએ, તો માંગીશ નહિ."

પણ મીનીએ હા કહેતી હોય તેમ ડોકું હલાવ્યું.

"પણ ખરેખર કહેજે."

મીનીએ આંખો હલાવી હા ભણી.

"જો, તેં માગ્યું છે, ને હું આપું છું, કારણ કે હું કાંઇ કંજુસ નથી; પણ નથી ભાવતું એમ તને લાગે તો તેમાં બીજા કોઇનો દોષ કાઢતી નહિ, તારોજ વાંક છે."

મીની ખુશ દેખાઇ. બાણુએ તેનું મોઢું ફાડયું અને અંદર પેનકયુલર રેડયું. મીની એકદમ ફાળ મારી ઉંચી થઇ. કુદકા ભરી તે આખા ઓરડામાં દોડવા મંડી. આમથી તેમ ને તેમથી આમ છલંગો મારી તેણે નાચ કરવા માંડયો. ઘડીમાં ખભા ઉપર માથું ઉંચું કરીને, ઘડીમાં પાછલા પગ ઉપર ઉભી થઇને, ઘડીમાં નાચીને, મીનીએ ઓરડાના સામાનનું રમખાણ વાળી દીધું, ફુલદાનીઓ, ટેબલ, ખુરશીઓ વગેરે ઉંધું પાડી નાખ્યું, ને ખુશાલીમાં મોટેથી 'મીયાંઉ મીયાંઉ'નું ગાયન ચલાવ્યું. પછી ઓરડો છોડી બહાર ગઇ અને ત્યાં પણ તેવુંજ 'સત્યાનાશ' કીધું. અણીને વખતે માશી અમથી આવી તો પહોંચી, પણ તેટલામાં ગુલાંટો ખાતી મીની આનંદભેર હવામાં ઉડીને બારીએ થઇને વચ્ચે મૂકેલાં ઝાડનાં કુંડાં ઉંધાં વાળી બહાર નીકળી પડી.

આ જોઇ અમથી ડોશી અજાયબીમાં ગરકાવ થઇ ચિત્રવત્ ,ઉભી રહી, ને નાકે ચશ્માં ચઢાવી વધારે બારીકીથી નિહાળવા લાગી. હશી હશીને થાકી ગયેલો બીચારો બાણુ જમીન ઉપર આળોટતો હતો.

" બાણુ, આ બીલાડીને શું થયું છે ? "

" માશી, મને ખબર નથી, " અચકાતો અચકાતો બાણુ બોલ્યો.

" મેં કદી પણ મીનીને આમ કરતી જોઇ નથી. શાથી આજ એ આમ કરે છે ? "

" શાથી તે મને ખબર નથી, માશી; જ્યારે ખુશીમાં હોય છે ત્યારે બીલાડીઓ હમેશ એમ કરે છે. "

" એમ કરે છે, કરે છે એમ ? " માશીના આવી રીતના જવાબથી બાણુ જરાક ગભરાયો.

" હા, કરે છે; એટલે કે મને લાગે છે, કે એમ કરે છે. "

" તને લાગે છે ? "

" મને લાગે છે. "

બાણુ આ છેલ્લું વાક્ય બોલ્યો ત્યાર પહેલાં ડોશી નીચી નમી હતી; તેથી તે શું કરે છે તે જોવા બાણુ ચિંતાથી આતુર થયો. પરંતુ બાણુ બહુ મોડો જાગ્યો હતો. પેનકીલરવાળી ચમચીનો હાથો પથારીના ઉશીકાની બાજુએ દેખાતો હતો. તે અમથીએ જોયો, ઉપાડયો ને બાણુ આગળ ધર્યો. બાણુએ ગભરાઇ આંખો મીંચી ને પછી ભોંય તરફ જોઇ રહ્યો. અમથી જેમ હમેશ કરતી હતી તેમ તેણે આજે પણ કાનપટ્ટી પકડી બાણુને ઉંચો કર્યો અને મુઠીઓ વતે તેનું હાથું હલકું કર્યું.

" અલ્યા બાણુ ! શા માટે બીચારી બીલાડીને દવા પાઇ ? "

" મેં તેને દયા ખાઇ દવા પાઇ–દયા ખાધી, કારણ કે તેને માશી નહોતી. "

"તેની માશી નહોતી !–લુચ્ચા તેની સાથે દવાનો શો સંબંધ છે?"

" બહુજ, **માશી** હોત તો તેને પુષ્કળ દવા પાત—એટલી બધી પાત કે તેનાં આંતરડાં ઉંચાં થાત, અને માણસ તરફ જેટલી લાગણી રખાત તેથી વધારે તેના તરફ નજર રાખત. "

" માણસ તરફ જેટલી લાગણી રખાત, " એ શબ્દો સાંભળી **અમથી** માશીને એકાએક પશ્ચાતાપ થયો. તેના મગજ ઉપર નવી જાતનો પ્રકાશ પડયો ! બીલાડીના સંબંધમાં જે ઘાતકીપણું કહેવાય તે છોકરાના સંબંધમાં પણ ઘાતકીપણું કહેવાય. તે દિલગીર થઇ; ગળગળી થઇ ગઇ. તેની આંખમાં ઝળઝળીઆં આવ્યાં; તેણે **બાબુ**ના ગળા ઉપર હાથ મૂકયો ને નરમાશથી—મીઠાશથી બોલી:

" **બાબુ**, તારા લાભને માટે મેં કર્યું હતું. અને **બાબુ**, તને તેથી ફાયદો પણ થતો હતો હોં કે. "

શાંત **બાબુ**ની આખો આ સાંભળી સહેજ ચમકી; ને **માશી**ના તરફ વળી. તેની આંખોમાં હાસ્ય જરા રમતું હતું, ને તે વાસ્તવિકજ હતું, તે બોલ્યો:

" હા **માશી**, મને ખબર છે, કે તમે મારા ભલા માટે સઘળું કરતાં હતાં; પણ છે તે તેવીજ રીતે **માશી**, હું પણ મીનીના ભલા માટે સઘળું કરતો હોં કે, તેથી મીનીને ફાયદો જ થયો; મેં તેને કદી આવા રંગમાં જોઈ નહોતી, ને—"

**બાબુ**ને આટલેથી અચકાવી **અમથી** બોલી ઉઠી:

" **બાબુ**, મને ફરીથી ચીઢવ્યા વગર તું હવે રમવા ચાલ્યો જા. સારો કહ્યાગરો છોકરો થવાને એક વખત મહેનત કર, અને મારે તને કશી દવા પાવી નહિ પડે. "

" શાબાશ. " મનમાં ને મનમાં બબડી **બાબુ** રમવા દોડી દોડી ગયો.

❧

# આઇસક્રીમનો ફેરીઓ

"બા! ઓ બા! આવજે. હું જઉં છું. મને મોટાભાઇ બોલાવે છે. જો, પેલા ઉભા! હાથ વતી મને બોલાવે છે."

બચુ આમ બોલ્યો, ને હું નિરાશ થઇ ગઇ. મેં પ્રભુપ્રાર્થના કરી. પાંચેક મીનીટ પછી એણે ફરી પાછું લવવા માંડયું:

"બા! જઉં છું. છેલ્લી સલામ, બોલ્યું ચાલ્યું માફ કરજે."

હું હતાશ થઇ ગઇ. બચુને ટાઇફોઇડ—વિષમ તાવ આવેલો, તે માત્ર પરમ દહાડે ઉતરેલો. ગઇ કાલે સાંજે ફરી આવ્યો, ને

અત્યારમાં તો તેનું શરીર ધગધગતું હતું. મને કશી સમજણ પડી નહિ. સવારના દસ વાગ્યા હતા. મેં થર્મોમીટર ( તાવમાપ ) મૂક્યું, તો ડિગ્રી ૧૦૫° થઇ. હવે શું કરવું ?

દા. કેશવલાલ મારી રજા લઇ ગઇ કાલે સવારેજ બહારગામ ગયેલા, તે આવતી કાલ સુધી આવવાના નહોતા. ગામ નાનું હતું. કોઇ બીજો ખાનગી દાકતર નહોતો. સરકારી દવાખાનામાં નવો દાક્તર આવેલો હતો, તેને હું ઓળખતી નહોતી. સાંભળ્યા પ્રમાણે તે કડક ને મીજાજી હતો, ને તેની નવી બૈરી એથી વધારે મીજાજી હતી. મારે શું ? આપણે ફી આપી દાક્તરને બોલાવવા, તેમાં તેના મીજાજને શો સંબંધ ?

" અરે પણ ફી ? હા, ચાલ પેટી ઉઘાડું. " એમ વિચારી મેં પેટી ઉઘાડી. તેમાં કંઇ ન મળે. બચુના ત્રણ અઠવાડીઆના મંદવાડમાં છેલ્લી પાઇ ખરચાઇ ગઇ હતી. હવે શું કરવું ? મારી નજર મારી છેલ્લી આંગળીની વીંટી પર પડી. લાવ, તે મૂકીને કાંઇ રકમ લઇ આવું એમ વિચાર કરૂં છું, એટલે મને 'તે' સાંભર્યા.

'તે'–મારા વર એ એક વર્ષ પર ગુજરી ગયેલા. આજ ગામમાં તે ખાનગી દવાખાનું ચલાવતા હતા. તેમણે ધંધો શરૂ કર્યો, ત્યારે સરકારી દવાખાનું નહિ. રમેશ–મારા વરનું નામ રમેશ–હંમેશાં ફી કરતાં ધંધાની વધારે દરકાર કરતા. દર્દીએ શું આપ્યું, તેના કરતાં તેને કેટલું મટયું, એ પાછળ હંમેશાં તેમનું ધ્યાન. કોઇ દર્દી દવાખાને આવે, તો પણ દવાથી એને ફેર પડયો કે કેમ, તે જોવા એને ઘેર વગર ફીએ દોડે. ગામમાંના એકેએક માણસને એ ઓળખે. ગરીબોને તો દવા પણ મફત. પરિણામમાં છતી આવડતે એમનો ધંધો ચાલ્યો નહિ. દર્દીઓની સંખ્યા, સાજા થયેલા દર્દીઓનું પ્રમાણ, એ બધું જોતાં એમના જેટલો ધીકતો કોઇ દાકતરનો ધંધો હશે નહિ, પણ આવક મહિને દહાડે માંડ સો રૂપીઆ હશે.

ન જુએ અધરાત મધરાત, ન જુએ તાપ તડકો; એ ભલા ને એમના દર્દીઓ ભલા. કંપાઉન્ડર પણ એમને એવો મળેલો.

મેં એમને ઘણી વખત ઠપકો આપેલો, અને પોતાના શરીર સામે, એકના એક છોકરા સામે જોવાનું કહેલું. પણ એ માને શાના? હંમેશાં ફક્ત એકજ જવાબ આપે: "તારે પણ મારી માફક પરોપકાર કરવો જોઇએ: આજ આપણું તપ." ખરેખર હું પણ તેમની પાછળ ઘસડાઇ, ને સેવામાં જોડાઇ.

એવામાં કોગળીઉં ચાલ્યું. કોઇ દર્દીને ઘેરથી એ રોગ લઈ આવ્યા. ખાટલામાં પડયા, તે પાછા ન ઉઠયા. છેવટે માત્ર એટલું બોલ્યા, કે,

"દેવી! મને માફ કર. મેં તને બહુ દુઃખ દીધું છે. બચુને સંભાળજે: બેંકમાં માત્ર પાંચ હજાર રૂપીઆ મૂકેલા છે, તેનું જે વ્યાજ આવે તેમાં ચલાવજે. વ્યાજ મહિને મહિને મળે એવી ગોઠવણ કરેલી છે. દેવી, રજા?"

મારાથી કાંઇ બોલાયું નહિ. ડુમો આવ્યો, ને હું ચુપ રહી. જવાબમાં માત્ર એમની સામે જોઇ રહી; આંખેઆંખ મળી, ને એમના પ્રાણ ગયા.

એ પ્રિયતમની આ વીંટી એકલી બક્ષિસ હવે બાકી રહી હતી. એક પછી એક બધા દાગીના વેચીને મેં ઘર ચલાવેલું, ને આ વીંટી, જેના ઉપર બચુના ભણતરનો આધાર હતો, ને જે પ્રિયમાં પ્રિય સ્મરણોનું ચિન્હ હતું, તે રહીસહી વહાલામાં વહાલી વીંટીનો હવે વારો આવ્યો. મારાથી રડી પડાયું. તેમાં પણ બચુ ફરી માંદો પડેલો.

હાય ગરીબી! લોકો રાજ્યનાં નાણાખાતાના પ્રધાનને વખાણે છે, કે એણે કેવું સારૂં બજેટ કર્યું, ઉત્પન્ન ખરચની બન્ને બાજુ સરખી કરી, ને આટલી બચત ફાજલ પાડી. પરંતુ એમાં

ચતુરાઇ નથી. ગમે તે કર નાખીને કે ખરચ ઘટાડીને મેળ મેળવી શકાય, ફાજલ પુરાંત રાખી શકાય. ખરી ચતુરાઇ ગરીબનું બજેટ મેળવવામાં છે. સાત સાંધે ને તેર તુટે, એવી સ્થિતિમાં બજેટ કેમ બનાવવું, ઉત્પન્ન ખરચનો મેળ કેમ મેળવવો ? આ કોયડો કોઇ નાણાશાસ્ત્રી કરતાં કોઇ ગરીબજ વધારે ચતુરાઇથી ઉકેલી શકે. ને તે આજ મારે ઉકેલવાનો રહ્યો.

'રમેજ ! મને માફ કરજે ' એમ મનમાં વિચારી વીંટી લઇ હું મારી પાડોશમાં રહેતી વિજયાને ઘેર ગઇ. વીંટી તેના હાથમાં મૂકી કાંઇ રકમ ઉછીની માગી. મારી આંખમાંનાં આંસું 'હજુ સુકાયાં નહોતાં. વિજયાએ મને વીંટી પાછી આપી, ને એમને એમ પચીસ રૂપીઆ ઉછીના આપ્યા. વિજયાને મારે ઘેર બેસાડી હું દાક્તરને તેડવા ગઇ.

૨

દાક્તર હુરનાથ દવાખાનાને મેડે રહેતા. નીચે દર્દીઓની ઠઠ જામી હતી; તેમને આસિસ્ટંટ તપાસી દવા આપતો હતો. મેં તેને પૂછ્યું: " દાક્તર સાહેબ ક્યાં છે " ઠંડે પેટે એણે જવાબ આપ્યો: " હુંજ દાક્તર છું. " મેં કહ્યું, " મારે મોટા દાક્તરનું કામ છે. " એણે મને દાદર બતાવ્યો.

દાદર પર પગ મૂકતાંજ સંગીતના સૂર સુણાયા. કોઇ સ્ત્રી ગાતી હતી. દાક્તરની નવીજ હોવી જોઇએ. મને પણ મારી જુવાની સાંભરી. કાંઇક રમ્ય સ્મૃતિઓ જાગ્રત થઈ. પરંતુ એનો વિચાર અત્યારે કરવાનો અવસર નહોતો. હું દાદર ચડી ઉપર ગઇ, ને ત્યાં બેઠેલા સીપાઇને મેં કહ્યું:

" દાક્તર સાહેબને કહો કે વીઝીટ પર લઇ જવા કોઇ આવ્યું છે. "

વીઝીટનું નામ સાંભળી દાક્તરના મોંમાં હંમેશાં પાણી આવે

છે, ને તેમાં પણ દવાખાને આવનાર દર્દી પૈકી કોઇ પોતાને ઘેરે બોલાવનાર નીકળે, તો દાકતરની પ્રસન્નતા બેવડાય છે. મારી વીઝીટની માગણીથી સીપાઇ પણ જરા ખુશ થયેલો જણાયો; અને જે અવ-ગણનાથી એણે મને સાંભળેલી તે દૂર થઇ, ને એણે મને બેસવાને ખુરશી આપી. હું ઉતાવળમાં હતી એવી એની ખાત્રી થતાં એણે માફી માગતાં કહ્યું:

" બહેન ! જરા બેસો, બા સાહેબ ગાય છે. આ જરા પૂરૂં થાય કે હું અંદર જઇશ; નહીં તો બા નકામાં મારા ઉપર ગુસ્સે થાય. ભાઇની તો તાકીદ છે કે વીઝીટ પર લઇ જનારને ખોટી ન કરવા, પણ બાઇ જરા તામસી છે."

પાંચ મીનીટ મને પાંચ કલાક જેટલી લાગી; હર પળે બચુની મને ફીકર હતી. પાંચ મીનીટ થઇ ને ગીત પુરૂં થયું. સીપાઇ અંદર ગયો, પાછો આવ્યો. એને મને કહ્યું: " બહેન ! દાક્તરની ફી રૂા. ૧૦) દસ છે." મેં જવાબ આપ્યો, " જે હોય તે હું આપીશ." સીપાઇ અંદર ગયો, ને દાક્તરે ગાડી જોડાવવા હુકમ આપ્યો એમ મેં સાંભળ્યું, ત્યાં તો બાઇ સાહેબ તડુકયાં:

" જા અલ્યા ! કહે એ બાઇને કે દાક્તર આવવા ના પાડે છે. ખબરદાર જો ગાડી જોડાવી તો."

ફરી પાછો બાઇનોજ સ્વર સંભળાયો:

" તમે ન જશો મારૂં આ નવું ગીત બાકી છે તે હું ગાઉં છું. આજનો દહાડો મારૂં કહ્યું થવા દો."

થઇ ચૂક્યું. દાકતર હમણાંજ પરણ્યા હતા. એમની શી તાકાદ કે નવી વહુનો–તે પણ છકેલી ને અપ–ટુ–ડેટ નવી વહુનો બોલ ઉથાપે ? સીપાઇ પાછો આવ્યો. તેના મોં પર દિલગીરી ને નિરાશા હતી. તે બોલ્યો:

" બહેન ! લાચાર છું, દાકતર આવવા ના પાડે છે."

મને વધારે ખોટી થવાનું પાલવે તેમ નહોતું. હું ચાલી. પહેલું પગથિયું ઉતરી, ત્યાં તો ગાનતાનમાં ગુલતાન બનેલાંઓના રાગડા સંભળાયા. છેલ્લે પગથિયે આવી પહોંચતાં દવાખાનાના દર્દીઓની ચીસો સંભળાઇ. અફસોસ ! નિષ્ઠુર જનતા ! એક બાજુ ગાનતાન, ને બીજી બાજુ–બીજી બાજુ નહિ, પણ તેની છેક નજીક દુઃખની ચીચીઆરીઓ !

પણ હવે મારે શું કરવું ? મને સાંભર્યું: " લાવ, બરફ લઇ જઉં ને બચુને માથે મૂકું. "

૩

દાકતરને ત્યાંથી સીધી બરફ વેચનારની દુકાને ગઇ. બરફ વેચનારે મારો સત્કાર કરતાં કહ્યું:

" આવો બા, પધારો ! "

" ભાઇ ! આ રૂપીઆનો મને બરફ આપ, મને બેસવાની ફુરસદ નથી. બચુ માંદો છે. "

" બા, બરફ થઇ રહ્યો. હું બહુ દિલગીર છું. આ ગરમીના દહાડા, તે ગાડી પરથી આવે ને તુર્ત ખલ્લાસ થાય છે, પણ બા, બચુભાઇને કેમ છે ? "

મને આખું ગામ ' બા ' કહેતું હતું, ને બચુને દરેક જણ ઓળખતું. મારી દુઃખની વેળાએ પણ આવા સમભાવથી કંઇક સહાય મળતી. મેં જવાબ આપ્યો, કે તબીઅત ઘણી બગડી ગઇ છે; ને નિરાશ થઇ લથડતે પગલે હું ઘેર જઇ મેં વિજયાબહેનને ઉઠાડયાં, અને ટાઢા પાણીનું પોતું બચુને માથે મૂકયું. વિજયાના કહેવાથી જાણ્યું હતું કે બચુ ઉંઘતો હતો. પાણીના પોતાથી તેની ગરમી જરાક ઓછી થઇ, પણ હજુ તે બેભાન અવસ્થામાં હતો.

અડધો કલાક નહિ થયો હોય ને સમશેરખાં આવ્યો. સમશેરખાં આઇસક્રીમ વેચવાનો ધંધો કરતો, ગામડે ગામડે આઇસક્રીમ

લઈ ફરતો, ને રોજ બે ચાર રૂપીઆ ફૂટી કાઢતો.' આવતાંની સાથે તે બોલ્યો:

" બા ! લો આ બરફ. ભાવસાર બરફવાળો દોડતો દોડતો મારે ઘેર ગયો, ત્યાંથી તેને ખબર પડી કે હું આઇસક્રીમ લઇ પોર ગામે જતો હતો. તે મારી પાછળ દોડયો, ને મને બધી વાત કરી. બરફ રહ્યો છે થોડો, પણ જે રહ્યો છે તે બધો આ લાવ્યો છું. બા ! લાવો આપણે બચુભાઇને માથે મૂકીએ. "

એમ કહી હું કાંઇ પણ જવાબ આપું, તે પહેલાં એણે આખો સંચો ઠાલવ્યો. વળગણીએ લટકતો ટુવાલ તે લઇ આવ્યો, ને અંદર બરફ મૂકી એણે બચુને માથે ધીમે હાથે ઘસડવા માંડયો. જાણે ઉંઘમાંથી જાગી હોઉં એમ મને હવે જવાબ આપવાનું સૂઝ્યું:

" ભાઇ સમશેરખાં ! આ તારી આખી રોજી આમ શા માટે ગુમાવે છે? જા તારે ધંધે. ભાઇને ઠીક છે. આ આઇસક્રીમ નકામો જશે. "

એણે ગર્વથી, હેતથી કહ્યું:

" બા ! શું બોલો છો ? તમે મારાં બા નહિ ? ને બચુ મારો ભાઇ નહિ ? યાદ છે. તમને તે દિવસ ? મારા ઘરમાં બધાને કોલેરા થયેલો ને રમેશબાપુ ને તમે બંને બબે રાતોના ઉજાગરા કરી અમને મટાડયું, ને મારા એકના એક છોકરા જાફરઅલીને જીવતો રાખ્યો. કુતરા પણ ઉપકાર ન ભૂલે તો હું ઇનસાન. બા ! મારી ચામડી ઉતારી જોડા શીવડાવું તોય ઓછા છે; તો આ આઇસક્રીમની શી વીશાત ? "

એણે મુગે મોંડે બરફ મૂકવો ચાલુ રાખ્યો, ને મને આનંદનાં આંસુ આવ્યાં. હવેજ મને લાગ્યું કે મારો રમેશ એની પાછળ ખરૂં ધન મૂકી ગયો હતો. એની સેવાની સુવાસ અત્યારે ચોપાસ ફેલાઇ રહી હતી, ને મને લાગ્યું કે હું એકલી નહોતી, પણ મને ઘણા

પુત્રપુત્રીઓ મદદગાર થઇ રહ્યાં હતા. " એ ભાવસાર અને સમશેરખાં ! તમારા જેવા નિર્ધન ગરીબો નિર્ધન નથી: ખરેખરા નિર્ધન તો દા. હરનાથ જેવા છે. અને ઓ પ્રિય રમેશ ! જીવનભર હું તને ન સમજી શકી તે મને માફ કર. ભગવાન ! તારી કૃપા. " આ મારા ઉદ્દગાર મનમાં બોલાઇ ગયા, ને બચુએ પાસુ ફેરવ્યું. મેં તેને હાથ અડાડયો, તો તાવ ઓછો થયેલો લાગ્યો.

સમશેરખાંને રજા આપી હું બચુને માટે કાંઇ દૂધ તૈયાર કરવાના તથા મારા પેટનો ખાડો પૂરવાના વિચારમાં પડી. તેવામાં હાથમાં કાંઇ લઈ વિજયાએ ઘરમાં પ્રવેશ કર્યો. બચુ માટે દૂધ ને મારે માટે નાસ્તો લઇ તે આવી હતી. આવતાં વાર તેણે કહ્યું:

" લાવણ્ય બહેન ! બપોરનો દોઢ વાગ્યો. કાંઇ પેટનો વિચાર કર્યો ? આ દૂધ બચુને જરા આપો, ને પછી તમે આ નાસ્તો ખાઇ લો. ભગવાન બચુને મટાડી દેશે. ઉઠો. "

" વિજયા બહેન ! તમારો કેટલો પાડ માનું ? આ બધાનો હું શી રીતે બદલો વાળું ? "

" બહેન ! બદલો ? હા, યાદ છે તે દિવસે ? તમારા ભાઇ મરણપથારીએ પડેલા, ત્યારે રમેશભાઇએ ચાર ચાર રાતોના અખંડ ઉજાગરા કરી એમને મટાડેલું, તે કદી ભૂલાશે ? રમેશભાઇ તો ગયા, પણ મારૂં સૌભાગ્ય કાયમ રાખતા ગયા. આજ એમના એકના એક અવશેષને માટે જે કરૂં તે ઓછું છે. "

રમેશના પ્રિય સ્મરણોથી હું ગળગળી થઇ ગઇ. એ મનુષ્ય નહિ પણ દેવ હતો: દાક્તર નહિ, પણ સૌનો મિત્ર હતો. તે આજે ન હતો, પણ એની પ્રત્યક્ષ હાજરીનો અનુભવ હવે મને ડગલે પગલે થતો હતો. બચુનો આ ભયંકર મંદવાડ પણ આમ સફળ થયો હતો. એણે મારો મોહ છોડવ્યો, અને રમેશનો સેવાધર્મ, જેનું ખરૂં રહસ્ય હું તેની હાજરીમાં કદી પામી શકી નહોતી, તેની યોગ્ય કિંમત

માપવાની હું લાયકી મેળવી શકી.

બચુને મેં જરા દૂધ પાયું. અને સ્ફૂર્તિ આવી જણાઇ. મને સુવાડી વિજયા બહેન એની પાસે બેઠાં.

૪

રાતે ફરી પાછો તાવ વધ્યો, ને મારી મુંઝવણ વધી. શા ઉપચાર કરવા તેના વિચારમાં હતી. ગામમાંથી બેચાર ઘરડી ડોશીઓ બચુની તબીયત જોવા આવી. એમાંની એકે 'નાસ' આપવાની સૂચના કરી. મને ઠીક લાગી, ને એની તૈયારી કરવા માંડી. જોવા આવનાર તમામ બૈરાંએ ઘેર પાછા જવાની ના પાડી. કોઇએ મને મદદ કરવાનું, તો કોઇએ ઉજાગરો કરવાનું, તો કોઇએ બચુના પગ ચાંપવાનું, તો કોઇએ મારે માટે કાંઇક ખાવાનું માથેં લઇ લીધું. પરંતુ બધાંજ નવા દાકતરની અને તેની નવી બૈરીની વાતો કરતાં હતાં.

નાસની તૈયારી થઇ, ને બચુના પગ ગરમ પાણીમાં બોળાવ્યા, એટલામાં બારણું ખખડયું ને અંદર દા. કેશવલાલ દાખલ થયા. અજાયબીમાં મારાથી બોલી જવાયું.

" કોણ, દા. કેશવલાલ ? કેમ એટલામાં પાછા ? તમે તો હજી એક દહાડો રહેવાના હતા ને ?"

" હા, પણ બચુની તબીઅતમાં મારો જીવ હતો. મારા બાપની તબીઅત સુધરી નથી પણ મને લાગ્યું કે બચુ પાસે મારી જરૂર પડશે. એને તાવ ઉતર્યો હતો, પણ ઉથલાનો મને ભય હતો, તેથી જલદી પાછો આવ્યો. કમભાગ્યે મારો ભય ખરો પડયો છે. રસ્તામાં મને ભાવસાર મળ્યો, તે મને બોલાવવા આવતો હતો. એણે કહ્યું: " ઝટ જાઓ, ભાઇની તબીઅત બગડી છે."

" ઓ પ્રભુ ! આ હું શું અનુભવી રહી છું ?" ફક્ત એટ-

ઘુંજ જરા મોટેથી હું બોલી. દા. કેશવલાલનો મારે આભાર માનવાનો નહોતો, કેમકે તે તો મારા વરના કંપાઉંડર હતા. તેમને રમેશેજ બંધુ શીખવ્યું હતું, ને જૂદું દવાખાનું મંડાવી આપ્યું હતું. યથાશક્તિ કેશવલાલ પણ રમેશ માફક ફી કરતાં દર્દીને વધુ મહત્વ આપવાનું શીખ્યા હતા.

નાસ અપાઇ રહ્યા પછી કેશવલાલે બચુની તબીયત જોઇ, સહેજ ન્યુમોનીઆની–સુઝારાની અસર હતી. એમણે શેક આખીરાત ધીમો ચાલુ રખાવ્યો, ને સવારમાં દર્દ ઘટી ગયું. કોણે શેક કર્યો તેનું મને ભાન ન રહ્યું; એવી રીતે ગામલોકે કામ ઉપાડી લીધું, ને છતાં જરાકે ગડબડ કે કે ધાંઇ માલમ ન પડી.

બચુને આઠેક દહાડામાં મટી ગયું. પછી તેનો અભ્યાસ આગળ ચાલ્યો.

૫

એ વાતને આજ વીશેક વર્ષ થઈ ગયાં. બચુ એના બાપની માફક દાકતર થયો છે, ને અમે–તે અને હું આજે બેએક વર્ષથી ડાકોરમાં રહીએ છીએ, બચુની કીર્ત્તિ ચોપાસ ફેલાઇ છે, ને તેણે હિંદુ મિશન ઇસ્પીતાલ ખોલી છે, આણંદ, નડીઆદ, મીરજ વગેરે ઠેકાણે ખ્રિસ્તી મિશન ઇસ્પીતાલો છે, તેવી ધાટી ઉપર આ સાહસ એણે ઉપાડયું; અને ઇશ્વર ઇચ્છાએ એને જશ મળ્યો.

એક દિવસ રાતના નવેક વાગે તે પરબારી ઘેર આવ્યો, ને અમે જમવા બેસતાં હતાં, તેવામાં કોઇએ બારણું ઠોકયું, ને ઝપાટાબંધ કોઇ બાઇ અંદર દાખલ થઇ. રડતાં રડતાં એ લવી:

"દાકતર સાહેબ! હમણાંજ ચાલો. મારી સુવાસિની મેડીથી પડી ગઇ છે, ને એનું હાડકું ભાગી ગયું છે. જે ફી લેવી હોય તે લેશો."

બચુએ પૂછયું:

"જમીને આવું તો ચાલશે?"

જવાબ મળ્યો.

"નાજી. દર્દ વધુ થાય છે. એના બાપ દાક્તર છે, પણ આજે બહારગામ ગયા; અને અમે હમણાં અડવાડીઆથી અહીં આવી રહ્યાં છીએ. તમારી ખ્યાતિ સાંભળી હોવાથી તમારી પાસે આવી. ચાલો, ઝટ કરો."

બચુ જવા તૈયાર થયો. "એના બાપ દાક્તર છે'' એ શબ્દો સાંભળી હું અંદરથી બહાર આવી. મેં શું જોયું? મારી આંખે અંધારાં આવ્યાં, એ દા. હરનાથની વહુ હતી. એનો એ ઠસ્સો!

ઘડીભર તિરસ્કાર ને વેરે મને ઘેરી લીધી. મારા મોંમાં શબ્દો પણ આવ્યા: 'બચુ! જઈશ નહિ' પરંતુ પ્રિય રમેશની પવિત્ર યાદ થતાં નિર્દોષ બચુનું અજ્ઞાન દૂર કરવું ઠીક ન લાગ્યું, બચુએ મને સંબોધી:

"બા! હું આ બહેન સાથે જઉં છું તું જમી લેજે."

"ઠીક."

બચુ ગયો, તે પાછો આવ્યો નહિ. રાતના બાર થયા ને મારી અધીરાઈ વધી. હું ઘર શોધતી દા. હરનાથને ત્યાં ગઈ. ત્યાં મને માલમ પડયું કે ઇજા ગંભીર હતી, ને બચુને આખી રાત રોકાવવું ને જાગવું પડશે. હું ત્યાં રહી. મેં કાફી કરી બચુને પીવડાવી.

સુવાસિની પથારીમાં પડી હતી. ભયંકર વેદનાથી તે પીડાતી હતી. વેદના ઘણી વખત મનુષ્ય સ્વરૂપને બેડોળ બનાવે કે વધારે તેજોમય બનાવે. અત્યારે સુવાસિની અતિશય રૂપાળી દેખાતી હતી. એના ઉશીકા નજીક બચુ બેઠો હતો. એક પળ સુવાસિની તરફથી મારી આંખ બચુ તરફ વળી. મારો બચુ પણ કયાં ઓછો રૂપાળો હતો?

આખી રાત મેં હરનાથની વહુ સાથે વાતો કરવામાં કહાડી.

મને માલમ પડયું કે ડાકોર હુરનાથનું વતન હતું, ને પેનશન લઇ એ લોકો આઠેક દહાડાથી અહીં રહેવા આવ્યા હતા. કોઇ સગાને મળવા હુરનાથ ગોધરે ગયા હતા, ને સુવાસિની મેડેથી પડી ગઇ, તેથી તેને સખ્ત વાગ્યું. એ બીચારી બાઇને ખબર નહોતી, કે એણે જે બચુને જોવા આવતાં હુરનાથને રોકયો હતો, તેજ બચુ અત્યારે તેની સુવાસિનીને જીવતી રાખવા ઉજાગરો કરી રહ્યો હતો. બચુ પણ અજ્ઞાન દશામાં હતો. હું માત્ર આ વાત જાણતી હતી.

બચુની ખાસ કાળજી ભરી સારવારથી દોઢ મહિને સુવાસિનીને મટી ગયું. બચુને રોજ ત્યાં ઘણો વખત ગાળવો પડતો હતો; અને મારે પણ ન છૂટકે જવું પડતું હતું. મારી ચકોર આંખોએ જોઇ લીધું કે દોઢ મહિનામાં કાયમના સહવાસને લીધે એ બંને જણ એકમેકને ચહાતાં શીખ્યાં હતાં. સુવાસિની ઉપકારવશ હતી, એટલે બચુ તરફ વધારે આકર્ષાઇ હતી. બચુ એના રૂપ અને ગુણને પૂજતો હતો, આ બધું મારી ઇચ્છા બહારનું હતું. દો. હુરનાથ અને તેની સ્ત્રી ખાસ કાંઇ સુધર્યાં નહોતાં—જરાક ઘડપણમાં ટરેલ, ને ઓછાં અક્કડ બન્યાં હશે, પણ મીજાજ એનો એ હતો. એટલું ખરૂં કે સુવાસિની ખરેખર ડાહી હતી. એને ને બચુને ગમે તે વખતે વાત થઇ હોય, પણ એણે મને એક દિવસ પૂછ્યુંઃ

“ માજી ! હું તમારી વહુ થાઉં, તો તમને ગમે કે નહીં ? ”

હું શો ઉત્તર આપું ? મને કાંઇ સમજ ન પડી. હું ચુપ રહી. એણે ફરી પૂછ્યુંઃ

“ માજી ! હું તમારી વહુ થવાને લાયક નથી ? તમને નથી ગમતી ? ”

મારે ન છૂટકે કહેવું પડયું:

“ સુવાસ ! મારા બચુને ગમે તે બધું મને ગમે, એ મારૂં જીવનસર્વસ્વ છે ! ”

“ જો જો, બા ( માજીને બદલે હવે એણે બા શબ્દસૂચક

રીતે વાપર્યો, ) પછી ફરતાં નહિ." એમ કહી એણે બૂમ મારીઃ "દાક્તર, અહિં આવો."

બચુ આવ્યો, અને સુવાસિનીએ કહ્યુંઃ "આ તો કહે છે, કે 'મારા બચુને ગમે તે બધું મને ગમે,' બોલો, તમને હું કહું છું, તે ગમે છે કે નહિ?"

બચુએ એક શબ્દમાં વળતું પૂછ્યુંઃ

"શું?"

"હું આની વહુ થાઉં તેસ્તો વળી."

"જેવી આની ઇચ્છા."

બચુએ આવો જવાબ આપ્યો, પણ તેની અંતરની ઇચ્છા હું કળી ગઇ હતી. તેના મોંની દરેક રેખામાં–તેની આંખોની પ્રત્યેક હીલચાલમાં સુવાસિની તરફનો પ્રેમ સ્પષ્ટ દેખાતો હતો. હવે બચુનું સુખ એજ મારૂં સુખ રહ્યું હતું. ન છૂટકે મેં કહી દીધુંઃ

"બચુની વહુ થયા વિના મારી વહુ થઇ શકાય કે સુવાસિની?"

એ બંને હસી પડયાં. મેં સુવાસિનીનો હાથ ઝાલી તે બચુને આપ્યો, ને બંનેને માથે હાથ મૂકી આશીષ આપી.

થોડા દહાડા બાદ વિધિપુરઃસર લગ્ન થઇ ગયાં. યોગ્ય લાગ સાધી મેં બચુને તથા સુવાસિનીને, હરનાથને તથા તેમના પત્નીને પાછલી હકીકતથી વાકેફ કર્યાં. અને ડા. હરનાથ ને તેની સ્ત્રી પૂર્વાશ્રમના પાપના પ્રાયશ્ચિત તરીકે હાલ બચુની હિંદુ મિશન ઇસ્પીતાલમાં સેવાકાર્ય કરી રહ્યાં છે.

અને સુવાસિની? હા, તેની સુવાસ આખા ગુજરાતમાં ફેલાઇ રહી છે. એ ન હોત તો બચુનું કામ અડધું બાકી રહેત. કોઇ ધન્ય પળે મેં એ લોકોની પસંદગી સત્કારી હશે; અને મારી ખાત્રી છે, કે રમેશનો આત્મા આજે બચુ અને સુવાસિનીની સેવાઓથી અતિશય પ્રસન્ન હશે.



# જાહેરમાં આવવાની ઘેલછા

“હા, અરવિંદભાઇ તમારૂં કહેવું રજેરજ ખરૂં છે.” આ બોલનાર જ્યાણેક સુંબાઇમાં થાંડ થીએટરમાં એક એક્ટ્રેસ હતી. ખાનદાન કુળમાં, સારા કુટુંબમાં તે જન્મી હતી; માબાપે ઉંચી કેળવણી તેને આપી હતી; પણ છેક જવાન વયમાં ૧૬–૧૭ વરસની ઉમરે તે પહોંચી ત્યારે તેના માબાપ ગુજરી ગયા, અને ધંધા વગરની–આધાર વિનાની તે થઇ પડી. નજીકનું કે દૂરનું કોઇ સગું નહોતું; કોઇનો આશ્રય નહોતો; પૈસો પણ નહિ જેવો હતો. આથી તેને રોજગાર શોધવાની ફરજ પડી

હતી, મરજી વિરૂદ્ધ ન છૂટકે તેણે એકટ્રેસ થવાનું છેવટે કબુલ કર્યું. ભૂખે મરવા કરતાં ઉદ્યમ કરવાનું તેણે પસંદ કર્યું, કારણ ધંધામાં કોઇ નાનમ નથી. અને અગર જોકે નાટકનો ધંધો લઇ બેઠી હતી, છતાં તેની નીતિ રીતિ સારી રહી હતી. તે ખુબસુરત હતી, તેને લેઇને મુંબાઇના ઘણા શોખીનો તેની પાસે આવતા, પણ કોઇને તે મળતી નહિ. ફક્ત એક ઉંચી કેળવણી પામેલો વિદ્યાર્થી કવચિત તેની પાસે જઇ શકતો, કેમકે બંનેને સંગીતનો શોખ હતો, અને બંને તેમાં પાવરધાં હતાં. તેમનું ઓળખાણ–મિત્રાચારી–ભાઇ બહેનના સંબંધથી હજી આગળ પહોંચ્યું નહોતું.

એક સમયે સાંજે નાટકશાળાના બાગના વેલીઆ બંગલામાં બંને બેઠાં હતાં ને **માણેક** નવા નાટક માટે એકાદ ગીત જોડતી હતી. વચ્ચે વચ્ચે તેઓ કાંઇક વાતો કરતાં–અને નાટકના ધંધા સંબંધી એક પછી એક નિશ્ચયાત્મક અભિપ્રાય દર્શાવી દેતાં. તેવામાં ક્ષણભર લખવાનું બંધ રાખી હાથમાંની કલમ ઉંચી કરી તે તરફ જોતી **માણેક** વિચારમાં પડી; ને થોડીવારે પોતાના સાથી તરફ જોઇને બોલી:

“ હા, **અર્વિંદ**ભાઇ, તમારૂં કહેવું રજેરજ ખરૂં છે; હાલમાં વખત એવો આવ્યો છે, કે દરેક એકટ્રેસે ગમે તે રીતે પ્રસિદ્ધિમાં આવવું જોઇએ. તે વગર કાંઇ વધારે પ્રાપ્તિ થાય નહિ. હરિફાઇ વધતી જાય છે, ને બુજ ઓછી થતી જાય છે. ”

આટલું બોલી તેણે કલમ પાછી સ્ટેંડ પર મૂકી દીધી; ખુરશીની ગાદી ઉપર નીરાંતે અઢેલીને બેસી જઇ, પોતાનો સાથી શો જવાબ આપે છે, તે સાંભળવા આતુરતાથી હસવા લાગી.

**અર્વિંદ**ને પણ સાથે સાથે હસવું આવ્યું, પણ તે મુંગો રહ્યો.

પાછી તેજ બોલી:

“ તમને ખબર છે, **અર્વિંદ**, કે હું પોતે સારી રીતે જાણીતી

છું; પણ મને લાગે છે, કે એથી પણ વધારે પ્રસિદ્ધ થવું જોઇએ–કોઇ જૂદી રીતની નામના મેળવવી જોઇએ. મારો ડંકો વગાડવા કોઇ જબરો ધડાકો કરવો જોઇએ–મારો વિજય બધાની આંખમાં બરોબર આવવો જોઇએ, એવું કાંઇક તમે સૂચવી શકો છો ? ”

હસતાં હસતાં અર્વિંદ તુર્ત બોલી ઉઠયો.

“ બહેન, તમારા દાગીના જે ઘણા કીમતી છે તે ચોરાઇ જાય તેવી તમે ગોઠવણ ન કરી શકો ? ”

“ એટલે ? ”

“ દાગીના ચોરાઇ જાય, પોલિસ તપાસ કરે, ને તે છાપામાં આવે, ચોર તમારો પોતાનો માણસ હોય, એટલે બધું ઠીકાઠીક. ”

“ એવું તો ઘણાએ વખત બીજાઓએ અજમાવ્યું છે—એમાં હવે કાંઇ નવું રહ્યું નથી; ” માણેકે કાગળ ઉપર મૂકેલા કાચના વજર્ન સામે રમતાં રમતાં કહ્યું.

“ તેટલાજ માટે તેવું ફરીથી ન કરવું, એ કાંઇ યોગ્ય કહેવાય નહિ. આ દેશમાં તો તે નવુંજ છે. ” ગજવામાંથી બીડી કાઢી સળગાવી તેણે પીવા માંડી. “ વળી એમ કરવાથી સાંજનાં સઘળાં વર્ત્તમાન પત્રો કેવાં મોટાં મથાળાંથી એ ખબર આખી દુનિયામાં ફેલાવશે, ને તમને સઘળે પ્રસિદ્ધિમાં લાવશે, તેનો જરા વિચાર કરો. ”

સુંદર માથું ખુરશીની પીઠ ઉપર અઢેલી માણેક હસી, ને બોલી:

“ વિચાર કાંઇ ખરાબ નથી. ”

“ મારી તો સોળે સોળઆના ખાતરી છે, કે વિચાર સારો છે. ”

આ સાંભળી માણેક ઉઠી ને પોતાના મિત્રની પીઠ ઠોકી આનંદભેર બોલી:

“ ઠીક, ત્યારે કરો તૈયારી, ભાઇ, તમે જાતે બધું રજેરજ સંભાળપૂર્વક ગોઠવો. કાંઇક નવું થવું જોઇએ–એવું કે જેથી હું જલદીથી જાહેરમાં–લોકોના મોંમાં ચવાઉં. ”

"બ્હેન, તમે નિશ્ચિંત રહેજો. હું બધું ખરેખર પાર ઉતારીશ. સઘળું આજ રાતેજ બનવું જોઇએ. જ્યારે લુચ્ચો પણ બહાદુર ચોર તમારૂં સઘળું ઝવેરાત લઈ રહે, ત્યારે તમારે તેને જોવો, પકડવો ને ઝાલી રાખવાનો ઢોંગ કરવો; પણ જરૂર કરતાં વધારે પકડી રાખવો નહિ. વખતસર–પોલિસ આવે ત્યાર પહેલાં તો તેને જવા દેજો, હોં કે."

"હું તે કાંઈ ગાંડી બાંડી છું? તમારા કહેવા પ્રમાણે થશેજ."

"ઠીક ત્યારે હું જઉં છું; ને નાટક બરોબર ભજવીશ."

અર્વિંદ એકદમ ઉઠયો ને ચાલ્યો ગયો; માણેક પણ થીએટરમાં ચાલતી થઇ.

૨

છેક મધરાતે માણેક સૂવાના ઓરડામાં ગઇ. સાંજના ખેલની અંદર ગુંથાયલી હોવાથી અર્વિંદ સાથે થયેલી વાત તે તદ્દન વિસરી ગઇ હતી; પણ મધરાતની શાંતિમાં એકલી હોવાથી તે વાત તેને એકાએક યાદ આવી. તુર્તજ હસતાં હસતાં તેણે પોતાના દાગીના ખુલ્લા કબાટમાં દેખાય તેમ મોખરે ગોઠવી દીધા, ને બારી ઉઘાડી નાખી. દીવો ગુલ કરી તે પથારીમાં સૂતી; થોડોક વખત તેને ઉંઘ આવી નહીં; ચોર કેવો ને કેમ આવશે તે વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હતો. તેને જરાક બીક લાગતી હતી, છતાં દિવસની થાકેલી હતી તેથી 'ઉંઘ ન જુએ સાથરો' એ ન્યાયે છેવટે તેની આંખ સહેજ મળી ગઇ; એટલામાં તો કાંઇક અવાજ થયો. તે ઝબકીને ઉઠી તો બારીમાંથી આવતા ચાંદરણામાં માણસનો ગણ સારો લાગ્યો. આંખો ચોળી જોયું, તો કોઇ બુકાની બાંધેલા માણસની આકૃતિ જણાઇ. તે આકૃતિ ધીમેથી ને ચુપકીથી કબાટ તરફ વળી, ને તેટલીજ ધીમેથી ને ચુપકીથી માણેક પથારીમાં બેઠી થઇ.

ચળકતા-પ્રતિબિંબ ફેંકતા ઝવેરાતે ચોરની દૃષ્ટિ એકદમ ખેંચી. તે ધીમેથી-ચુપકીથી કબાટ તરફ ધસ્યો.

માણેક પથારીને પથારીમાં જ રહીને હસી, અને તાળી મારીને ગણગણી;

" ઠીક વેશ ભજવ્યો, અર્વિંદ. "

આ વખતે ચોર કબાટ સુધી જઈ પહોંચ્યો હતો. તેણે ગજવામાંથી નાની ચામડાની કોથળી કાઢી ઉતાવળે અંદર દાગીના ઠાંસવા માંડયા. થોડી વારમાં સઘળા દાગીના લેવાઇ રહ્યા, કબાટ ખાલી થયું, ને તેણે નાસવા માટે તૈયારી કરી.

માણેક ચેતી.

કુદકો મારી તેણે ચોરને ઝાલ્યો. તેના હાથમાંથી કોથળી ભોંય પર પડી ગઇ. ક્ષણભર તે પાછો હઠયો; પણ જલદીથી સાવધ થઇ તે છૂટયો, માણેકને પકડી, અને પોતાના સઘળા બળથી તેની સામે થયો.

માણેકે તરફડીઆં તો ઘણાં માર્યાં, પણ તેનું કાંઇ વળ્યું નહિ. ગમે તેટલી પણ તે અબળા હતી; ચોર જેવા જોરાવર આદમી સામે તેનું શું ચાલે ? થાકીને તે બોલી:

" બસ અર્વિંદ, એટલું બસ, મને હવે ઇજા થાય છે. "

ચોરે કાંઇજ જવાબ ન આપ્યો, પણ ઉલટો બોચી ડાબી તેને ગુંગળાવા લાગ્યો, અને પથારી આગળ તાણી ગયો. માણેક બેભાન થઇ ગઇ અને જ્યારે તેની સ્મરણ શક્તિ પાછી આવી-તેની મુર્ચ્છા વળી-તેને ભાન આવ્યું-ત્યારે બારીમાંથી અજવાળું આવતું દેખાયું. શું એ ચાંદરણું હતું ? ના. ચંદ્ર તો કયારનો આથમી ગયો હતો. તેણે આંખો ચોળી બારીકીથી તે અજવાળા તરફ જોયું. જોયું અને ચમકી ! બુકાની બાંધેલા કોઇ અજાણ્યા માણસે હાથમાં પકડેલા ચોર-ફાનસમાંથી તે પ્રકાશ પડતો હતો.

એકજ રાતમાં બે ચોર આવે તે માણેક-નબળા મનની માણે-

કથી સહન થઇ શકે તેમ નહોતું. તેણે બીકથી બુમો પાડવા માંડી.

પણ ચોરે શું કર્યું ? તે એકદમ પથારી આગળ આગળ દોડયો, ને બુકાની કાઢી નાખી ઉભો રહ્યો. આ જાણીતો ઓળખીતો ચહેરો કોનો ? આ તો **અર્વિંદ** ! ત્યારે પહેલો ચોર કોણ ? **માણેક** મુંઝાઇ.

"ગભરાશો નહિ, **માણેક** હું અત્યારે આવવાનો હતો તેની તમને ખબર હતી જ તો." આટલું બોલતામાં **અર્વિંદ**ની નજર **માણેક**ના શરીર તરફ ગઇ. તેના શરીરે દોરડું બાંધેલું હતું. તે તુરત તેણે છોડી નાખ્યું.

પછી તેને શુધ વળી, ત્યારે **અર્વિંદ**ની મદદથી પોતાનો ઓરડો જોયો ને કબાટ પણ તપાસ્યું: તુર્તજ સઘળું તેને માલમ પડયું–એક ખરેખરો ચોર **અર્વિંદ**ના પહેલાં આવ્યો હતો, ને તેના સઘળા દાગીના ચોરી ગયો હતો !

**અર્વિંદે** ઘણું જ આશ્વાસન આપ્યું. તેણે કહ્યું:

"ગભરાશો નહિ: છાપાઓમાં બરોબર રીતે જાહેર થાય અને તમે પ્રસિદ્ધિમાં આવો તેવી ધારેલી સઘળી ગોઠવણ હું કરીશ."

"ખરેખરો ચોર આવીને દાગીના ચોરી ગયો એ વાત કોઇ માનશે નહીં; અને દાગીના તો સદાને માટે ગયાજ. હાય, કેટલું કીમતી ઝવેરાત હતું ! હું હવે શું કરીશ ?"

આટલું બોલી તે રડી પડી. પોતે હાથે કરીને ઉઘાડા કબાટમાં જલદી દૃષ્ટિએ પડે તેમ મોખરે દાગીના મૂકયા તે વાત તેના મનમાં ખુંચ્યા કરતી હતી; વળી સઘળી મીલ્કત જતી રહી તેથી ભવિષ્યનો વિચાર તેને સાલ્યા કરતો હતો.

**અર્વિંદે** તેનાં આંસુ લુછ્યાં, અને ધીમેથી બોલ્યો:

"ગભરાશો નહિ. તમારી મરજી હશે, તો હું તમારો હાથ ઝાલીશ."

સહેજ શાંત થઇ **માણેક** બોલી:

"આવી નિર્ધન, કંગાળ ઍક્ટ્રેસને પરણી શું કરવા દુઃખી થવાનું મન કરો છો ?"

જવાબમાં અવિદે ફક્ત એક સ્નેહભરી બચી કરી લગનની શરૂઆત કરી.

❧

# શાહીબાગનાં વંત્યાક

ગરીબ હિંદમાં વચલા વાંધાના લોકનો મરો છે; એમને માટે મોટામાં મોટો પ્રશ્ન ભણીને શું કરવું એ છે. બી. એ. થતાંજ મારાં માબાપને વિચાર થયો હતો, કે મારે કઇ લાઇન લેવી. માંડમાંડ પૈસા એકઠા કરી ટર્મ્સ ભરી હું એલ એલ. બી. થયો. અને પાછો એજ સવાલ આવી ઊભો–શું કરવું. મારૂં વતન અમદાવાદ; ત્યાં વકીલાત કરૂં, તો જૂદું ઘર ન માંડવું પડે અને શરૂઆતનાં વગર કેસનાં વર્ષ વગર દેવે ગડબડાવી શકાય. પણ વતનમાં બીજી પંચાત ઓછી નથી હોતી. ઘરના જોગી જોગટા

જેવો વતનના વકીલનો ઘાટ થાય, એ જોખમ વેહોરીને મેં વકીલાત આદરી.

કોઇ વાનપ્રસ્થ થયેલા નામીચા વકીલનો રીઢો ગુમાસ્તો મને મળી ગયો, આવા ગુમાસ્તા, ગુમાસ્તા અને કજિયા–દલાલ બંનેનું કામ કરતાં હોય, એટલે પગાર ઉપરાંત કેસની દલાલી મેળવે, પણ આપણને કેસ લાવી આપે એ લાભ કાંઇ નાનોસુનો ન ગણાય. આવો જમાનાનો ખાધેલો ગુમાસ્તો મળ્યો, છતાં પહેલા બે ત્રણ મહિના કાંઇ કામ મને મળ્યું નહિ, અને મારે માંખો મારવી પડી.

આ અરસામાં મને કાંઇ કાંઇ અનુભવ થયા. સગા વહાલાને કામ હોય તે જાણે મફત સલાહ પૂછે એ ઠીક; પરંતુ ઓળખીતા પાળખીતા અને એસતા બાળસ્તા લોકો–માશીના મામાના વેવાઇના કાકાની ફોઇના ફરજંદોના દોસ્તો કેમ જાણે હું નવરો હોઉં તેમ આખા કેસનાં કાગળીઆં લાવે, સલાહ લે, ને બહાર જઇ બીજો વકીલ કરે. એકાદ તેવા દોલતજાદાને મેં કહ્યું: " આ પ્રમાણે મારી સલાહ છે. તારી મરજી હોય, તો હું મફત કામ ચલાવીશ. જીતવાની મને પૂરી આશા છે. " મારો પહેલો કેસ મેળવવાની લાલસામાં મારી જાતને મેં આમ સોંઘી સફરી કરી નાખી; પરિણામમાં પેલા ભાઇએ તોછડો જવાબ વાળ્યો: " તમે મફત કામ સારૂં કરો નહિ, ને ફી લો નહિ એટલે મારૂં કામ સારૂં ન થાય. વળી તમને કોર્ટનો અનુભવ નહિ. "

હજી મારે માથે દુઃખની પરાકાષ્ટા બાકી રહી હતી. મારે ઘેર મારાં માબાપના સુશીલ સ્વભાવને લીધે ઘણા મહેમાન આવતા હતા. એકાદ દિવસ અમારા દૂરના સગા અને લક્ષાધિપતિ ખેડાના રહીશ શેઠ દીપચંદ અમારા પરોણા બન્યા. એમને જમીનદારીને લગતો એક કેસ લડવાનો હતો; એ કેસનાં તમામ કાગળીઆં એમણે મારી સમક્ષ મૂકયાં; મેં બે દિવસ આખા એ કાગળો

ધ્યાનથી વાંચવામાં બગાડયા—દરમ્યાન એમને માટે ભાતભાતની રસોઇની મહેમાનગીરી ચાલુ હતી. કાગળો વાંચી રહી મેં એમને યોગ્ય સલાહ આપી. બધું ધીરજથી સાંભળી લઇ દીપચંદ શેઠ ધીમેથી બોલ્યાઃ "ભાઇ, તું ખરૂં બોલ્યો, પણ મને કોઇ સારો વકીલ બતાવ."

મારે—વકીલને ઘેર મહેમાન થનાર, મારી સલાહ લેનારની આ ધૃષ્ટતા જુઓ ! વહુ નાતરે જાય ને વર વળાવા જાય એવી સ્થિતિમાં બીજો સારો વકીલ બતાવનારો હું મૂકાયો. મારી ધીરજ ખૂટી ગઇ, ને મેં જરા હદથી જાદે સખ્તાઇ વાપરી કહ્યુંઃ "શું કહ્યું ? દીપચંદ કાકા ! તમને જરાકે શરમ આવે છે ? હું બીજો સારો વકીલ બતાવું, તો હુ શું હજામત કરૂં છું ?" પથ્થર હોય તોય પીગળે, પણ દીપચંદ કાકાએ ઠંડે પેટે કહ્યુંઃ "ભાઇ, તમે તદ્દન અણશીખાઉ." આ છેવટનો ફટકો મારા બાપ માટે પણ અસહ્ય થઇ પડયો.

૨

ઉપરની હકીક્ત મારા ગુમાસ્તાના જાણવામાં આવી. એને લાગી આવ્યું, તેથી તે દિવસથી એણે કોશીશ મેળવવા માંડી. પણ કાંઇ વળ્યું નહિ.

એક દિવસ સવારમાં આઠેક વાગે મારી કોલેજનો જૂનો માળી હાંફલો ફાંફલો મારે ઘેર ચઢી આવ્યો. એને બહુ દહાડે આવેલો જોઇ મેં પૂછ્યુંઃ

"કેમ અલ્યા કાભાઇ ! ઘણે દહાડે ? કોલેજ છોડયા પછી તને આજે જોઉં છું. તારે ઘેર બધાં મઝામાં છે ને ?"

"કામ વગર કોઇ આવે છે, છાબ ? મારે ઘેર બધાં હાજાં તાજાં છે, પન મારી બાયડી પકડાઇ છે.—પોલીછે પકડી છે, તેથી આવ્યો છું."

"મારી પાસે ?"

"હા, આપણો જૂનો જમાદાર સાલમ મળ્યો તેણે કહ્યું આપ

જેવો વતનના વકીલનો ઘાટ થાય, એ જોખમ વોહોરીને મેં વકીલાત આદરી.

કોઇ વાનપ્રસ્થ થયેલા નામીચા વકીલનો રીઢો ગુમાસ્તો મને મળી ગયો, આવા ગુમાસ્તા, ગુમાસ્તા અને કજિયા–દલાલ બંનેનું કામ કરતાં હોય, એટલે પગાર ઉપરાંત કેસની દલાલી મેળવે, પણ આપણને કેસ લાવી આપે એ લાભ કાંઇ નાનોસુનો ન ગણાય. આવો જમાનાનો ખાધેલો ગુમાસ્તો મળ્યો, છતાં પહેલા બે ત્રણ મહિના કાંઇ કામ મને મળ્યું નહિ, અને મારે માંખો મારવી પડી.

આ અરસામાં મને કાંઇ કાંઇ અનુભવ થયા. સગા વહાલાને કામ હોય તે જાણે મફત સલાહ પૂછે એ ઠીક; પરંતુ ઓળખીતા પાળખીતા અને બેસતા બાળસ્તા લોકો–માશીના સામાના વેવાઇના કાકાની ફોઇના ફરજંદોના દોસ્તો કેમ જાણે હું નવરો હોઉં તેમ આખા કેસનાં કાગળીઆં લાવે, સલાહ લે, ને બહાર જઇ બીજો વકીલ કરે. એકાદ તેવા દોલતજાદાને મેં કહ્યું: " આ પ્રમાણે મારી સલાહ છે. તારી મરજી હોય, તો હું મફત કામ ચલાવીશ. જીતવાની મને પૂરી આશા છે. " મારો પહેલો કેસ મેળવવાની લાલસામાં મારી જાતને મેં આમ સોંઘી સફરી કરી નાખી; પરિણામમાં પેલા ભાઇએ તોછડો જવાબ વાળ્યો: " તમે મફત કામ સારૂં કરો નહિ, ને ફી લો નહિ એટલે મારૂં કામ સારૂં ન થાય. વળી તમને કોર્ટનો અનુભવ નહિ. "

હજી મારે માથે દુઃખની પરાકાષ્ટા બાકી રહી હતી. મારે ઘેર મારાં માબાપના સુશીલ સ્વભાવને લીધે ઘણા મહેમાન આવતા હતા. એકાદ દિવસ અમારા દૂરના સગા અને લક્ષાધિપતિ ખેડાના રહીશ શેઠ દીપચંદ અમારા પરોણા બન્યા. એમને જમીનદારીને લગતો એક કેસ લડવાનો હતો; એ કેસનાં તમામ કાગળીઆં એમણે મારી સમક્ષ મૂકયાં; મેં બે દિવસ આખા એ કાગળો

ધ્યાનથી વાંચવામાં બગાડયા—દરમ્યાન એમને માટે ભાતભાતની રસોઇની મહેમાનગીરી ચાલુ હતી. કાગળો વાંચી રહી મેં એમને યોગ્ય સલાહ આપી. બધું ધીરજથી સાંભળી લઇ દીપચંદ શેઠ ધીમેથી બોલ્યાઃ "ભાઇ, તું ખરૂં બોલ્યો, પણ મને કોઇ સારો વકીલ બતાવ."

મારે—વકીલને ઘેર મહેમાન થનાર, મારી સલાહ લેનારની આ ધૃષ્ટતા જુઓ! વહુ નાતરે જાય ને વર વળાવા જાય એવી સ્થિતિમાં બીજો સારો વકીલ બતાવનારો હું મૂકાયો. મારી ધીરજ ખૂટી ગઇ, ને મેં જરા હદથી જાદે સખ્તાઇ વાપરી કહ્યું: "શું કહ્યું? દીપચંદ કાકા! તમને જરાકે શરમ આવે છે? હું બીજો સારો વકીલ બતાવું, તો હુ શું હજામત કરૂં છું?" પથ્થર હોય તોય પીગળે, પણ દીપચંદ કાકાએ ઠંડે પેટે કહ્યું: "ભાઇ, તમે તદ્દન અણુશીખાઉ." આ છેવટનો ફટકો મારા બાપ માટે પણ અસહ્ય થઇ પડયો.

૨

ઉપરની હકીક્ત મારા ગુમાસ્તાના જાણવામાં આવી. એને લાગી આવ્યું, તેથી તે દિવસથી એણે કોશીશ મેળવવા માંડી. પણ કાંઇ વળ્યું નહિ.

એક દિવસ સવારમાં આઠેક વાગે મારી કોલેજનો જૂનો માળી હાંફલો ફાંફલો મારે ઘેર ચઢી આવ્યો. એને બહુ દહાડે આવેલો જોઇ મેં પૂછ્યું:

"કેમ અલ્યા કાભાઇ! ઘણે દહાડે? કોલેજ છોડયા પછી તને આજે જોઉં છું. તારે ઘેર બધાં મઝામાં છે ને?"

"કામ વગર કોઇ આવે છે, છાબ? મારે ઘેર બધાં હાજાં તાજાં છે, પન મારી બાયડી પકડાઇ છે.—પોલીછે પકડી છે, તેથી આવ્યો છું."

"મારી પાસે?"

"હા, આપણો જૂનો જમાદાર સાલમ મળ્યો તેણે કહ્યું આપ

પાસના ખેતરવાળાનાં ઘર જોયાં, તેમાં આ બાઈની છાપરીમાંથી આ દસ બાર વંત્યાક રાતે નીકળ્યાં, તે લઇને માર્ટિન સાહેબને બતાવ્યાં. તે કહે એ મારાં, એટલે એ બાઇને પકડી."

વાત સાંભળી મારો મીજાજ ગયો. આ શો જુલમ! વંત્યાક ચોરાયાં, પણ ગમે તેને ત્યાંથી જે વંત્યાક નીકળે તે ચોરીનો માલ! ગજબ! મેં સખ્તાઇથી પૂછ્યું:

"પણ તમે એમાં આટલી પંચાત શા માટે કરો છો? વંત્યાક લઇ લો ને બાઇને છોડી મૂકો. આ કેસ શા માટે!"

"મેં પણ સાહેબને એજ કહ્યું, કે પુરાવો થવો મુશ્કેલ છે. પણ એણે માન્યું નહિ, ને આ કેસ કરવો પડયો. શું કરૂં? પેટને માટે આ નોકરી કરવી પડે છે, બાકી આ જુલમ મારાથી સંખાતો નથી."

સબ ઇન્સ્પેકટરની આવી લાગણી જોઇ મને ધીરજ આવી. મેં કહ્યું:

"હશે. જે થશે તે ખરૂં. ઇશ્વર કરશે, તો આ લુલા પુરાવા ઉપર આરોપ ટકી નહિ શકે; અને આપણે અધિકારીઓનો અને યૂરોપીઅનોનો જુલમ સારી રીતે ઉઘાડો પાડી શકીશું. ચાલો મને વંત્યાક બતાવો અને બાઇ પાસે લઇ જાઓ."

અમે વંત્યાક જોયાઃ બધાં હોય છે તેવાં એ હતાં. એજ કાળો–ભૂરો રંગ, એવાંજ દીંટાઃ એમાં કાંઇ ખાસ તપાસવાનું નહોતું. વંત્યાક શાકનો રાજા છે, પણ અત્યારે તે ગરીબ બાઇને પીડી રહ્યાં હતાં. અમે બાઇ પાસે ગયાં. દૂરથી મેં કુશલીને ઓળખી. આઠ દસ વર્ષ પર એ ભરજુવાન હતી, ને અમે કોલેજના વિદ્યાર્થીઓ એનું રૂપ જોઇ મુગ્ધ થતા, અને એને 'ગામડાની ગોરી' અને 'ગામડીઆ ગુલાબ' કહેતા. એની જુવાની ચાલી ગઇ હતી; હિંદુસ્તાનના ભુખમરાને લીધે તથા બાળલગ્ન અને વહેલી સુવાવડને લીધે કેટલીએક સ્ત્રીઓના ગુલાબી ગાલો અને રાતા હોઠ અને શરીરની

લાલી એકદમ જતાં રહે છે ! પરંતુ હજી આ કુશલીના જૂના રૂપની રેખાઓ તરવરી રહી હતી. કસાયેલા શરીરનો એકએક અવયવ અને સ્નાયુ ઘાટીલો અને નકામી ચરબીથી રહિત હતો. મને જોઇ એ ઉઠીઃ એના અંગ મરોડમાં હજી એનાં એ ચપળતા, ઠસ્સો અને અકૃત્રિમતા હતાં. મને જોઇ એ રડી પડી. એને રડતી જોઇ મને પણ ડુમો ભરાઇ આવ્યો. કાભાઇ શાંત રહી બોલ્યોઃ

" જો કુશલી ! આ આપણા જૂના દોસ્ત આવ્યા છે. હવે છીદ ફકર કરે છે ? હૈ હારા વાનાં થહે. "

મેં કુશલીને પૂછ્યુંઃ

" તેં કુશલી વંત્યાક ચોર્યાં છે ? ચોર્યાં હોય તો સાચું કહેજે, એનો પણ ઇલાજ થશે. "

" હાચું કહું સું, ભાઈ, મેં નથ ચોર્યાં. "

' ચાલો ' કહી હું ત્યાંથી નીકળી પડયો.

૪

આ મારો પહેલો કેસ હતો. કોર્ટમાં કેવો દેખાવ થશે, મેજીસ્ટ્રેટ શું ધારશે, બીજા વકીલો મારી સામે કેવી રીતે જોઇ રહેશે–વગેરે ભવિષ્યનું આખું દૃશ્ય મારી નજર સામે ખડું થયું. ઘડીભર હું મુંઝાયો પછી બધી મહેનત એકઠી કરી પહેલા કેસને યોગ્ય તૈયારી આજે થાય એ જોવા યત્ન કર્યો. પીનલ કોડમાંથી ચોરીની કલમો કાળજીથી વાંચી ગયો, ક્રિમિનલ પ્રોસીજર કોડ ઉથલાવી ગયો, પુરાવાનો કાયદો ફરી ભણ્યો; જેમ જેમ ઉંડો ઉતરતો ગયો, તેમ તેમ આજનો કેસ અત્યંત સરળ લાગતો ગયો.

તેમ છતાં મારી સ્થિતિ સાસરે આવેલી નવી વહુ જેવી હજી મને લાગતી. તેથી કામ જડબેસલાક કરવાનો મેં નિશ્ચય કર્યો. ઘેરથી હું ખાડીઆમાં ગયો, ત્યાંથી બે ચાર વંત્યાક ખરીદ્યાં. આસ્ટોડીઆ

ગયો, ત્યાંથી બે ચાર રીંગણાં લીધાં. તેવી રીતે માણેકચોકમાંથી થોડાં લીધા. બધી ખરીદી મુદ્દામાલના જેવી હતી.

બરોબર સાડા અગીઆર વાગે હું મેજીસ્ટ્રેટ કોર્ટમાં મારાં ખરીદેલાં વંત્યાક, ચોપડીઓ અને થોડા કેસનાં કાગળો સાથે પહોંચ્યો. આ કેસ પહેલો લેવાનું મેજિસ્ટ્રેટે ઠરાવ્યું. **મિ. માર્ટિન** આવી પહોંચેલા હતા, અને પોલિસ કશલીને લાવી હતી. કાભાઇ આવી પહોંચ્યો. મુકદમો પોકરાયો; પોલિસે કશલીને હાજર કરી. કેસ શરૂ થયો. પહેલાં **મિ. માર્ટિન**ની તપાસ પોલિસ તરફે શરૂ થઇ. પોતાને ત્યાંજ રોજ શાક ચોરાતું હતું, પણ છેવટે ન ખમી શકવાથી એણે આ ફરીઆદ કરી. મુદ્દામાલવાળાં વંત્યાક એનાં પોતાનાં હતાં. પોલિસની તપાસ પૂરી થઇ.

મેં ઉલટપાલટ તપાસ શરૂ કરી. આ મારો પહેલો કેસ, આખી કોર્ટ વકીલોથી અને અસીલોથી ભરાઇ ગઇ, મને પરસેવો છૂટયો—પહેલા શબ્દો મારા મોંમાં રહી ગયા. મેજિસ્ટ્રેટ મારી મુઝવણ સમજ્યા. એમણે કહ્યું: " ઉતાવળ નથી, **મિ. મહેતા**, તમે તમારા પ્રશ્નો ગોઠવીને ધીમેથી પૂછો " મેં પૂછવું શરૂ કર્યું.

" **મિ. માર્ટિન**, આપ આસિસ્ટંટ કલેકટર છો ? "

" જી હા " જવાબ મળ્યો.

" પોલિસ આપના તાબામાં છે ? "

" જી ના. "

" પણ પોલિસને અવારનવાર આપના હુકમો મેળવવા પડે છે ? "

" હા. "

" આપનું શાક કેટલા દિવસથી ચોરાતું હતું ? "

" પાંચ છ દહાડાથી. "

" એકલાં વંત્યાક ? "

" ના, બીજું પણ. "

" આ વંત્યાક ચોરાયા અગાઉ શું ચોરાયું હતું ? "

" કેબેજ, ફ્લાવર, નોલકોલ વગેરે. "

" ને વંત્યાક ? "

" આ પહેલીજ વખત. "

" અજબ જેવું નહિ, મિ. માર્ટિન, કે આ પહેલી વખત વંત્યાક ચોરાયાં ? "

" જરાકે નહિ. ચોર ઓછો આગળ પાછળનો વિચાર કરવાને થોભે છે ? "

આવો પ્રશ્નાર્થ જવાબ આપી મિ. માર્ટિન, જરા મુછમાં હસ્યો. મેં તપાસ ફેરવી:

" આ વંત્યાક આપનાં છે એમ આપ કહો છો ? "

" જી હા. "

" આપનો બંગલો શાહીબાગમાં છે ને. "

" હા. "

" શાહીબાગનાં વંત્યાક બીજી જગ્યાનાં વંત્યાકથી કાંઇ જૂદાં પડતાં હશે ? "

" ના. "

" ત્યારે મિ. માર્ટિન, જુઓ આ આપનો મુદ્દા માલ: બીજી બાજુએ જુઓ હું આ પોટલી છોડું છું તેમાંનાં વંત્યાક. જુઓ આ મેં ખાડીઆમાંથી ખરીદ્યાં તે શાહીબાગ જેવાં છે ને ? "

" હા. "

આખી કોર્ટ હસી પડી: કાંઇક તાળી પડી. મે આણેલાં વંત્યાક, શાહીબાગની છુપી મશ્કરી, મિ. માર્ટિને કરેલી કબુલાત: એ સાથી સૌના ઉપર ને કોર્ટ ઉપર ઉંડી–મારા લાભમાં અસર થયેલી મને જણાઇ. મને નવું બળ મળ્યું ને મેં ફરી પૂછ્યું:

" જુઓ આ વંત્યાક મેં આસ્ટોડીઆને રસ્તેથી વેચાતાં લીધાં;

કેમ, તમારા જેવાં છે ? ”

“ હા. ”

“ અને આ માણેકચોકનો સોદો: બોલો બરાબર છે ને ? ”

“ હા. ”

“ ત્યારે **મિ. માર્ટિન**, આ મુદ્દા માલનાં વંત્યાક બીજાં જેવાં હોવાથી ગમે ત્યાંથી ખરીદાયાં હોઇ શકે કે નહિ ? ”

જરા વાર થોભી, શો જવાબ આપવો તેનો જાણે વિચાર કરીને **મિ. માર્ટિન** બોલ્યો:

“ હોઇ શકે. ”

“ તો પછી તમે હજી કહો છો કે કશલીએ તમારાં વંત્યાક ચોર્યાં ? ”

“ જી હા. ”

“ તમે સોગન પર કહો છો ? ”

“ મેં સોગન તો પહેલેથી લીધેલા છે. ”

“ તમારી ખાત્રી છે કે આ વંત્યાક તમારાં છે ? ”

“ હા જી. ”

“ શા ઉપરથી ? તમે ગણી રાખ્યાં હતાં ? કે શાહીબાગમાં વંત્યાક ઉપર કાંઇ છાપ કે મુગટ હોય છે ? ”

આ સાંભળ્યાથી **મિ. માર્ટિન**ના મો ઉપર સહજ–ઓછો તિરસ્કાર છવાયો: એણે બાંયો જરા ચઢાવી: તે ખુરશી પરથી ઉભો થયો, મુદ્દા માલ પાસે આવ્યો, અને એણે પછી જવાબ આપ્યો:

“ શા ઉપરથી ? સાહેબ, તમારે બહુજ જાણવું છે ? તો આવો અહીં ” એમ કહી એણે મુદ્દા માલમાંથી એક વંત્યાક ઉપાડયું: એનું દીંટું પકડયું: દીંટા તળે ચાર પાંચ પાંદડીઓ હોય છે તેમાંની એક ઉંચકી: એ પાંદળી તળે R. J. M. રા. જે. મા. અક્ષરો પાંદડીની અંદરની બાજુએ કોતરેલા હતા તે મને બતાવ્યા. અને પછી એણે કહ્યું:

" કેમ મિ. મહેતા! શાહીબાગનાં વંત્યાક ઉપર છાપ હોય છે કે નહિ? ને છાપ તે કેવી—ન મળે માણેકચોકમાં કે ન મળે ખાડીઆમાં."

મેજિસ્ટ્રેટે વંત્યાક જોવા લીધું; મેં બીજાં વંત્યાક તપાસ્યાં. દરેક ઉપર અંદરની બાજુએ R. J. M. એટલે માર્ટિનના નામના ત્રણ પહેલા અક્ષરો છુપા કોતરેલા હતા. મારી ખાત્રી થઇ કે વંત્યાક માર્ટિનનાં હતાં. માર્ટિન મશ્કરી કરવાને બદલ ગંભીર થઇને બેઠો. કોર્ટે માર્ટિનને પૂછ્યું:

" આ નીશાન આપે કરેલાં? ને શા માટે? ને ક્યારે?"

" શાકની ચોરી થતી હતી તે મારાથી ન ખમાઇ. મને રોજ તાજું તાજું શાક ખાવાનો સ્વાદ છે. તેથી મેં ચારેક દહાડા ઉપર આ વંત્યાક ઉપર મારૂં નામ લખ્યું: અંદરની બાજુએ એ કોતરેલા અક્ષરો વંત્યાકની સાથે વધતા ગયા, ને ચોરને પકડવામાં સહાયભૂત થયા."

મેજિસ્ટ્રેટ ચુપ રહ્યા. આખી કોર્ટનું લક્ષ મારા તરફ હતું. હું સમય વર્તી ગયો: કુશલી પાસે પહોંચી ગયો. અને જરા ઠપકો આપ્યો; પણ એણે તુર્ત ખુલાસો કર્યો કે એણે પૂરી કિંમત આપીને આ વંત્યાક માર્ટિનના માળી પાસેથી વેચાતાં લીધાં છે. મેં ઘણુંયે કહ્યું કે આ વાત પહેલાં મને કેમ ન કહી; એણે ઘણુંયે કહ્યું કે તમે પૂછી કેમ નહિ.

હું પ્રમાણિક માણસ હતો: કોલેજમાંથી નવો નીકળેલો. મેં ઉભા થઇ કોર્ટને ઉદ્દેશીને કહ્યું:

" નામદાર સાહેબ, હું મારી ભૂલ કબુલ કરૂં, ત્યાર પહેલાં મારે મારી ફરજ બજાવવી જોઇએ, ને એ બજાવતાં મને દુઃખ નહિ પણ આનંદ થાય છે. આ કેસ મેં લીધો ત્યારથી મને મિ. માર્ટિન જુલ્મી અમલદાર તરીકે જણાયા હતા, અને હું પોતાને

ગરીબોના અને દુઃખીઓના તારણહાર તરીકે ખપાવવા નીકળ્યો. મારી ખાત્રી થઇ છે કે મિ. માર્ટિન ખરેખરા સદ્‌ગૃહસ્થ–ઉદાર દિલના અને પ્રમાણિક છેઃ મેં તેમને મારા મનથી ને ઉલટપાલટ તપાસના ઝોકથી જે અન્યાય કર્યો, તે માટે હું તેમની જાહેર રીતે માફી માગું છું. ”

આની અસર મિ. માર્ટિન ઉપર ઘણી સારી થઇ. તે બોલ્યોઃ

“ કાંઇ નહીં, મિ. મહેતા, આ કેસની વસ્તુસ્થિતિ જરા અટપટી હતી. મને કાંઇ લાગ્યું નથી. ” એટલે મેજીસ્ટ્રેટે પૂછ્યુંઃ

“ હવે શું કરવું મિ. મહેતા ? ”

“ સાહેબ, મેં ચોરી કરી નથી. એ વાતને હું વળગી રહું છું. ખરી વાત હમણાંજ મને માલમ પડી, કે આ વંત્યાક પૂરી કિંમત આપીને આ બાઇએ મિ. માર્ટિનના માળી કુલીઆ પાસેથી વેચાતાં લીધાં. પૂરા પૈસા આપેલા, એનો પુરાવો છે, પણ અત્યારે–આજે કેસે પલટેલા સ્વરૂપ પછી હું એ પુરાવો રજુ નથી કરવાનો. હું ચોરીનો માલ રાખવાનો ગુન્હો કબુલ કરૂં છું. જોઇએ તો આપ ગુન્હેગારને પૂછો. ”

કોર્ટે બે ચાર પ્રશ્નો તેને પૂછ્યાઃ એણે ગુન્હો કબુલ્યો. મેજિસ્ટ્રેટે એને ગુન્હેગાર ઠરાવી રૂ. પાંચના દંડની શિક્ષા કરી.

કુશલી કે કાભઇ પાસે રૂપીઆ નહોતા. દંડ મેં ભરી દીધો. આમ મારા આ પહેલા કેસમાં ફી મળવાને બદલે મને રૂા. પાંચના દંડનો ચાંલ્લો ચોટયો. કેસ હાર્યો ને લોકને વાતનો વિષય મળ્યો એ નફામાં.

૫

તેજ રાતે મિ. માર્ટિનની ચિઠ્ઠી મને મળી. એણે બીજે દહાડે સાંજે છ વાગે ચહા પીવા પોતાને બંગલે મને નોતર્યો હતો. હું ગયો ત્યારે એણે મને સારૂં માન આપ્યું, ને પોતાની મડમ સાથે

'પ્રમાણિક ને સાચા વકીલ' તરીકે મારૂં ઓળખાણ કરાવ્યું. ચહા પીતાં પીતાં એણે મને કહ્યું:

"**મિ. મહેતા!** મેં તમને સરકારી ફોજદારી વકીલ તરીકે નીમવા માટે જડજ સાહેબને ભલામણ કરી છે."

હું આ સાંભળી દિંગ થઇ ગયો—મારા ખુલેલા ભવિષ્ય કરતાં મને મારી ગઇ કાલની વર્તણુંક વિષે વધુ વિચાર આવ્યા. હું બોલ્યો:

"**મિ. માર્ટિન**, મેં ગઇ કાલ લગભગ તમારૂં અપમાન કર્યું—ઉલટપાલટ તપાસમાં—તેના બદલામાં તમે અવગુણ કેડે આ ગુણ કરો છો?"

"ના **મિ. મહેતા!** કરેલું અપમાન તમે વીરની પેઠે—ભર કોર્ટમાં ગળી જઇ શક્યા તેની કદર કોઇ વીરજ કરી શકે."

હું ગળગળો થઇ ગયો. જરા વાર પછી મેં પૂછ્યું:

"પણ **મિ. માર્ટિન** તમારા R. J. M. અક્ષરો વિષે સર તપાસમાં પોલિસે કાંઇ ન પૂછ્યું ને તમે પણ છેક સુધી ચુપકીદી પકડી તેનું કારણ શું?"

"**મિ. મહેતા!** ખરી વાત એ કે મારે પોલિસની ચાલાકીનો, કોર્ટનો અને વકીલોનો અનુભવ લેવો હતો. વળી કોઇએ આ પુરાવા વિષે મને પૂછ્યું નહિ, એટલે મારી મુરાદ બર આવી. છેક છેવટે તમે મને સીધો સવાલ કર્યો, ને મેં ખુલાસો કર્યો."

જરા વાર રહી મેં એને કહ્યું:

"મેં એમ નક્કી માનેલું કે આપ અધિકારી હોવાથી આ ગરીબને નકામા કનડતા હશો."

"એવી હાલ તમારા લોકોના મનની સ્થિતિ છે, તે હું જાણું છું; તે તેનું યથાશક્તિ નિવારણ કરવા મેં આ દેશની નોકરી સ્વીકારી છે. હવે હું તમને કહું. મારી માસે ઠીક દોલત છે, ને **મિસિસ માર્ટિન**ને વારસો મળેલો છે. પરીક્ષામાં મારો નંબર ઉંચો હતો,

ને મને ઈંગ્લંડની નોકરી મળતી હતી. મારે હિંદી નોકરીમાં જોડાવાની જરૂર નહોતી. પણ મેં સેવાભાવે અહીંની જગા સ્વીકારવાનું પસંદ કર્યું. થોડા વખતથી હું આવેલો છું. મને તાજા શાકનો બહુ શોખ છે; તેથી આ મારી વાડી અને ખટલો-ઉભાં થયાં. હવે મારે મારી નોકરી સાથે લોકહિતનું કામ કરવું છે. તમે ને તમારા મિત્રો મદદ કરશો ?"

હા ભણી હું ઘેર ગયો. તે રાતે શાહીબાગ ને માણેકચોક વચ્ચે—અસીલની રાહ જોતાં ખાલી ખીસ્સાં અને સરકારી વકીલનો દરમાયો એ બે વચ્ચે—અસહકાર અને સહકાર વચ્ચે મારા સુખી શમણાંએ ખુબ ખુબ મુસાફરી કરી, ને સવારે જાગ્યો ત્યારે મારામાં નવો જુસ્સો અને જાત ઉપર અવનવો વિશ્વાસ ઉત્પન્ન થયેલાં લાગ્યાં. જડજ સાહેબે સરકારી વકીલ તરીકે મારી નિમણુંક ન કરી, પણ પહેલા કેસમાંની મારી વર્તણુકથી સૌ ખુશી થયેલાં હોવાથી કેસ ઠીક આવતા ગયા. મારો વખત ધંધામાં જવા લાગ્યો છતાં **મિ. માર્ટિનને** આપેલું વચન હું અદ્યાપિ પાળી રહ્યો છું. એની અને મારી પ્રજા સેવા ચાલુ રહી, તેમ તેમ અમારૂં ચારિત્ર્ય ઘડાતું ગયું: અને નાના કેસોમાંથી જન્મેલી મિત્રાચારી વધારે ગાઢી થતી ગઇ. કોણ કહી શકે, કે પ્રમાણિકપણું અને ડહાપણ એકલા પૂર્વનો કે એકલા પશ્ચિમનો, ઉત્તરનો કે દક્ષિણનો ઇજારો છે ? અને કોણ કહી શકે કે કોઇ પણ સરકારી અધિકારીઓનાં હૃદયમાં પ્રજા સેવાની ધગશ નહિ હોય ?

હમણાં થોડા દહાડા ઉપર **મિસિસ માર્ટિને** મને અને મારી વહુને જમવા માટે બોલાવ્યાં હતાં. ખાવાનું બહું સ્વાદિષ્ટ હતું. તેમાંની એક વાની અતિશય લહેજતદાર ને જરા નવી રીતે પકાવેલી તથા શણગારેલી હતી. મેં તેને ન ઓળખી, તેથી પૂછ્યું:

"આ શું છે ?"

મારી વહુ મનોરમા બોલી ઉઠીઃ

" એ તો વંત્યાક. "

મિસિસ માર્ટિને ઉમેર્યું:

" હા, વંત્યાક પણ શાહીબાગનાં વંત્યાક. "

અને પછી હસી દીધું. એ હાસ્યમાં અમે સૌએ સાથ દીધો. એ મીઠી મજાકની મીઠી યાદ જીવીશ ત્યાં લગી તાજી રહેશે.



# બહાદુર !

**વસંત ઋતુની** સુંદર સાંજે રેવા અને તેનો દીકરો પોપટ રસોડામાં ચા પીવા માટે તૈયારી કરતાં હતાં. રેવા પ્યાલા ને રકાબીઓ ગોઠવતી હતી, ત્યારે પોપટ ચુલા પાસે બેઠો બેઠો ખાખરીઓ શેકતો હતો. તેની ઉમર દશ બાર વરસની હતીઃ શેખચલ્લીની માફક તેનું ભેજું હમેશાં મોટી મોટી વાતોમાં ગુંથાયેલું રહેતું, દુરના ઉજ્જડ દેશો કે વેરાન વગડામાં સિંહ કે વાઘ સાથે એકલો કુસ્તી લઢતો પોતાને ધારતો, એટલે ખાખરી શેકવાનું સહેલું કામ તેને પસંદ નજ હોય, છતાં માની ધમકીને લીધે ન છૂટકે અધકચરૂં વૈતરૂં તાણી નાખતો.

રેવાનો ધણી જગજીવન બેંકમાં નોકર હતો, તે હજી ઘેર આવ્યો નહોતો. તેને પાછા ફરવાનો વખત ક્યારનો થઇ ગયો હતો, એટલે દરેક પળે તેની રાહ જોવાતી હતી.

એક બીજું નાનું છોકરૂં ઘરમાં હતું: તેનું નામ કીકી. લખી ચાકરડી, જેનામાં નોકર વર્ગના સઘળા ગુણો દાખલ થયા હતા, તે એ બાળકીને મેળે ઘોડીઆમાં સુવાડી હાલા ગાઇ રહી હતી.

એકાએક રસોડાનું બારણું ઉઘડયું, ને ધબ લઇને છત્રી આવીને અંદર પડી. તેની પાછળ તુર્ત અમદાવાદી ડબ્બા જેવી પાઘડી અંદર ગબડી ગઇ. તેની પુંઠે જગજીવન જાતે દાખલ થયો, ને જાણે એકાદ તોપમાંથી ગોળો છૂટયો હોય, તેમ પોતાની બૈરીના પગ આગળ સાષ્ટાંગ દંડવત પ્રણામ કરતો લેટી પડયો. ચા ચાને ઠેકાણે રહી. રેવા બીહી ગઇ. કોઇક નવા આકર્ષક બનાવની અપેક્ષા રાખતો હોય તેમ દિંગમૂઢ બની પોપટ જોઇ રહ્યો. તેના હાથમાંની ખાખરી દેવતા ઉપર જ રહેવા પામી, ઝાળને લીધે મસાલની માફક સળગી ઉઠી.

પણ જગજીવન એકદમ ઉભો થઇ ગયો. તેની આંખો બીહામણી દેખાઇ, તેની ચોટલીના આછા જાડા વાળ માથાની ચારે બાજુ વીખરાઇ ગયા, તે આમથી તેમ દોડવા લાગ્યો, ને છેવટે રસોડાના બારણા આગળ જઇ વાસી, તેની ઉપલી ને નીચલી ઇસ્ટાપરીઓ તેણે લગાવી દીધી. ગભરાટમાં ને ગભરાટમાં ઇસ્ટાપરીઓ ખોટી રીતે બંધ થઇ હતી; કાણામાં ખીલો પેઠો નહોતો, તેથી બારણાં તુર્ત અધખોલાં થઇ ગયાં.

ગભરાયેલો ડચકાં ખાતો તે બોલ્યો: " રીં-રીંછ-હા, વિક્-ક-રાળ રીંછ-છૂટ્યું ને નાઠું: મદારી કલાલને ત્યાં દારૂ પીતા બેઠા: તેને તબેલામાં બાંધેલું હતું-ગાંઠ ઢીલી થઇ: ગળુ નીકળી ગયું: બારણું ભાગી ને બહાર પડ્યું. જ્યાં જોવું જોઇએ ત્યાંજ જોતા

મઢારીઓ આમ તેમ તેને શોધવા લાગ્યાઃ પણ આ રહ્યું તે પેલા ખંડેરમાં–જૂનાં ઠીકરાં ને ભંગારનો કચ્ચરઘાણ કાઢતું તે દરેક પળે મસ્તાન થતું. મને અહીં આવતો જોયો, ને મારી પુઠે તે દોડયું. હું અહીં દોડી આવ્યો–હા, તેનાથી તમને સૌને બચાવવા દોડી આવ્યો!"

ગભરાયલો જગજીવન પુરૂં બોલી પણ ન રહ્યો તેટલામાં રાંધણીનું બારણું જોરથી અફળાઇને ઉઘડી ગયું. ને ઉઘડતાં ઉઘડતાં તેણે રકાબી અને પ્યાલા મૂકવાની નાની અભરાઇ ધબ લઇ નીચે પાડી. આ માટીના વાસણોના કચરઘાણથી બોંબ જેવો ધડાકો થયો તેટલામાં જ કાળા વાળ વાળુ ગંદુ માથુ લેઇ, ખુલ્લા મોંમાંથી લટકતી લાંબી લાલ જીભ સાથે રીંછ અંદર ધુસ્યું.

"જીવવું હોય તો વાસો!" જગજીવને પોક મૂકી. ભૂતની માફક રસોડામાંથી અદશ્ય થઇ ભયને સમયે કેમ વાસવું તે તેણે સૌને શીખવ્યું. રેવા તેટલી જ ઝડપથી નાઠી ને કીકીને પોતાની પાસે લાવવા લખીને બૂમ પાડી. પોપટ તૈયાર ખાખરીઓને દેવતા પધરાવી આ નાશભાગમાં સામેલ થયો.

દાદરા ઉપર જગજીવનને કીકીને લેઈ આવતી લખી સામી મળી. સૌના ગભરાટનું ભાન કરાવતી હોય તેમ કીકી ધાંધડતી હતી. તેને જગજીવનને કેડેથી કે તેની નજીકની કોઇ જગાએથી પકડી લીધી.

"આપણી વહાલી કીકીની સંભાળ રાખો, નહિ તો તેમ આમ લટકતી લેઇ જતાં તમે ભીંત સાથે તેનું માથું અફાળશો." રેવાએ બૂમ પાડી. પણ જગજીવન કાંઇ બોલ્યો નહિ. બીકનો માર્યો તે મુંગો ગઇ ગયો હતો–તેની વાચા સદંતર બંધ પડી થઇ ગઇ હતી. દોડતો દોડતો તે છેક માળીએ પહોંચ્યો, કે જ્યાં લખી રાતે કીકીને લેઇ સુતી હતી. હજી પણ તે ઉંચે ચડયો હોત પણ તેના ઘરમાં આથી ઉંચું માળીઉં નહોતું. રેવાએ હાથમાંથી કીકીને ઝુંટાવી લીધી ને બોલી:

" આમ ઉંધે માથે લટકતું છોકરૂં કયો બાપ લેઇ જતો હશે ? ફીકી એથી મરી ન ગઇ તે તમારૂં નશીબ."

સાંભળતોજ ન હોય તેમ જગજીવન બોલ્યો:

" લખી ક્યાં મરી ગઇ ?"

એટલામાં પોપટ આવી પહોંચ્યો. થોડીવાર તે દાદરામાં લખી સાથે વાતો કરતો ઉભો હતો. લખી સાલ્લો ને ચોળી બદલી ઘેર જવાની હતી. જગજીવને તેને ધક્કો માર્યો હતો, તે માટે તેનો ધણી જગજીવન સામે 'હુમલા' નો ચાર્જ લાવી ફરીયાદ નોંધાવવાનો હતો.

આ સાંભળી બારણું બંધ કરતાં જગજીવન બોલ્યો: " તેનો ધણી જે કરશે, તેની મને દરકાર નથી, લખી પોતે કાંઈ કરી શકવાની નથી. કેમકે તેનું આવી પહોચ્યું છે. તેને આપણી પાસેજ અહીં રહેવું જોઇતું હતું. લાડવો ખાવા નીચે ગઇ છે. હવે તો વિક્રાળ રીંછ તેને ભેટયું હશે ને મઝાથી—આનંદથી તેનું ભોજન કરતું હશે. મેં શું 'ભોજન' શબ્દ વાપર્યો ? ભોજન શાનું ? કોળીઓસ્તો! આમ બાપ એવડું મોટું રીંછ લખી જેવડી એનોજ સાથેજ એક કોળીઓ કરે."

આમ બોલતામાં તો તેણે ખાટલો ઉંચકી આણી વાસેલા બારણાને અઢેલી ઉભો મૂક્યો; ને ખાટલાને ટેકવવા માટે તે બીજી વસ્તુઓ લેવા દોડયો. ગભરાટમાં ને ગભરાટમાં તેણે પાણીનાં બેડાં ઉંધાં વાળી દેઇ બેસવાની જગ્ગા ભીની કરી નાંખી.

આ બેડાંનો અવાજ તો નહિ જેવો હતો. પેલો નીચેથી આવતો જબ્બર ખડખડાટ રસોડામાંજ ઉત્પન્ન થયેલો લાગતો હતો. અંદર અંદર કોઇ ખુરશી ટેબલ ભાંગતું હોય એવો કર્ર્ર્ર્ર અવાજ થતો હતો; ને પોતાની શેઠાણીને બોલાવતી લખીનો ઘાંટો સંભળાયો. ગજબ થયો ! લખીનો ઘાંટો થરડાઇ ગયેલો પણ કાનની આરપાર થઇ નીકળી જાય તેટલો તીણો હતો.

સરકસના ખેલમાંથી બાતલ રાખેલા છોકરાની માફક પીડાતો પોપટ બોલ્યો: " રીંછે લખીને પકડી છે. તેનાં હાડકાં કરડતું હું તેને સાંભળું છું. અહા ફક્ત એકજ ડોકીઉં કરી મને જોવા દો, એથી ગમ્મત પડશે—હા—"

જગજીવન જે ધોળી પુણી જેવો હવે થઇ ગયો હતો, અને સખત ઉનાળામાં પણ ન થાય તેવા પરસેવાથી ઝેબેઝેબ એને શરીરે બાઝયા હતા. તે વચ્ચે બોલી ઉઠયો:

" એમ મા બોલ છોકરા. એમ બોલવું માણસાઇ ખવાસથી ઉલટું છે. બરોબર બાર હાથ લાંબા રીંછનાં કાળાં પરાક્રમો, જોવાથી એક ગરીબ બિચારી ચાકરડી મરણતોલ થઇ ગઇ છે. તે પરાક્રમોમાં તું આનંદ નહિ જ માને. "

મોંમાં અંગુઠો ઘાલી પોપટ ગરમ થયેલા બાપને જોઇ રહ્યો: જાણે મઝા શી ચીજ છે તે સવાલના નિર્ણય બાબત તે પોતાના પિતાથી વિરૂદ્ધ મત ધરાવતો હોય; લટકતી ઉપર આવવાથી કીકી છળી ગઇ ચૂપ થઇ હતી-જરાકે હાલતી ચાલતી નહોતી. ભયાનક શાંતિ પ્રસરી ગઇ.

ધબ ધબ ધબ। આ અવાજમાં જરાકે ભૂલ નહોતી. રીંછ દાદરો ચઢતું હતું. આખું કુટુંબ થઇ વીંટળાઇને બેઠું, ને માઠા છેવટની રાહ જોવા લાગ્યું. જે નાનું સરખું ભોજન લખીના શરીરે પૂરૂં પાડયું તેથી સંતોષ ન પામીને વધારેની આશાથી રીંછ ઉપર આવતું હતું એ ખરેખર દેખીતું હતું.

દાદરના છેક ઉપરના રમણા ઉપર આવીને રીંછે બારણું સુંઘવા માંડયું: સારી વાનીના સુવાસથી કોઈ લાલચુ લલચાય તેમાં પોતાની વહાલી, તથા બચ્ચાંને બચાવવા માટે હવે કાંઈ તુર્ત કરવું જોઇએ એમ જગજીવનને લાગ્યું, ને તેથી તેણે એક ઇલાજ શોધી કાઢયો, કે જે દુનીયાઆના એક સૌથી ઝળકતા ને બહાદૂરી ભર્યાં કૃત્ય તરીકે

ગણાવો જોઇએ. તેણે કહ્યું:

" જો રેવા, બચાવના માર્ગ હવે શોધવા જોઇએ. હું કાઇનો આશરો મેળવીશ, તારા ધણી તરીકે ને આ બચ્ચાઓનાં બાપ તરીકે મારી ફરજ છે, તે હું બજાવીશ; નહિ તો તમારૂં આવી બન્યું ? હું માથે સંકટ વહોરૂં છું. આ લખીની પથારીમાંથી ચાદર ને કામળીથી મને લાગે છે કે એક દોરડું બનાવી શકાશે, જેનાથી બારીએથી લટકી હું નીચે છટકી જઉં. ગામ કાંઇ દુર નથી; રીંછ ખાટલાથી સજ્જડ કરેલું બારણું ખોલવા પ્રયત્ન કરશે ને કરશે, એટલામાં તો હું એક માણસ ને એક બંદુક સાથે પાછો ફરૂં છું. કદાચ બહુ માણસોને લાવીશ—ને વખતે લાંબા છરા સાથે આપણો રણો આવશે. ગમે તેમ પણ એ પશુના જાન લેવાશે. "

રેવાને કશો જવાબ આપવાનું સુઝયું નહિ. તેનું મન બેભાન અવસ્થા ભોગવતું હતું: કીકીને તેણે છાતીએ વળગાડી રાખી હતી, તે કુદરતી પ્રેરણા માત્ર હતી. છોકરવાદ પોપટને તો એમજ લાગ્યું, કે તેના બાપે બહુ બહાદુરી ભરી યુક્તિ શોધી કાઢી હતી. રસીથી બારીએથી ઉતરવાના વિચાર માત્રમાં કવિતા ભારોભાર દીસતી હતી. અસલના વખતમાં રખવાળોની નજર ચૂકવી કીલ્લાઓમાંથી બંધીવાનો નાસી છૂટતા હતા, તેના જેવું આ કાંઇક તેને લાગ્યું, તેથી આ કામમાં પૂર દિલોજાનીથી મદદ કરવા તેને મન થયું.

" બાપા, હું પણ જરાવારમાં જઇને પાછો આવી શકીશ, મને ઉતરવા દો, તમારા વિના મારી બા ગભરાશે. "

પથારીમાંથી ચાદરો કાઢતાં કાઢતાં જગજીવને જવાબ આપ્યો:

" કુટુંબના વડીલ તરીકે મારે મારો ધર્મ બજાવવો જોઇએ. ફરજ બજાવતાં હું પા—પાછ—પાછો પડીશ નહિ. "

ફડાક ફડાક ! રીંછ અધીરૂં થયું, ને ભાંગવાને ઇરાદે બારણું ધકેલવા લાગ્યું. ગભરાયલો જગો કામે લાગ્યો અને ચાદરો તથા

કૂમળીઓમાંથી દોરડા જેવું કંઇક બનાવ્યું.

પોપટે પૂછ્યું: “ તમને લાગે છે કે રીંછે લખીને ખાધી હશે. ” ચાકરડીના ભાવી વિષે તે આતુરતાથી વિચાર કરતો હતો, કેમકે નીશાળે જઇ ભાઇબંધોને આ વાત કરવાની તેને ગમ્મત પડે તેમ હતું.

“ ચૂપ મૂર્ખા ” દોરડુ તાણતા બારી તરફ જતો જગો બોલ્યો પણ તેનો ગુસ્સો જલદી જતો રહ્યો, ને હેતની લાગણીથી સહેજ ગળગળો થઇ તે બોલ્યો: “ માફ કર, બેટા, આપણા સામાન્ય ભયના આ કટોકટ અવસરે ”—આ વખતે રીંછ વધુને વધુને બરાડા પાડવા લાગ્યું ને જગો પગથી માથા સુધી ધ્રુજવા લાગ્યો—“ આવે પ્રસંગે હું કહું છું, ગમે તેમ બોલાઇ જવાય. લખીએ આપણને બહુ ત્રાસ આપ્યો હતો—જડભરત, ઉમ્મર અને લાયકાતના પ્રમાણમાં વધારે મનસ્વી લખીએ હાથે કરીને આફત માથે વહોરી લીધી છે; પરંતુ કંગાળમાં કંગાળ દુ:ખી આદમી તરફ આપણે દિલસોજી બતાવવી જોઇએ. ”

તેણે ડગલો કાઢી નાખ્યો, બારીનું નીચલું કાચનું બારણું ભાગી નાખ્યું અને ચાદરનો એક છેડો છેક નીચલા સળીઆ સાથે બાંધ્યો. બાકીનું દોરડું નીચે નાંખી, સંભાળથી બહાર નીકળી, તેણે નીચે ઉતરવું શરૂ કર્યું.

સાહસિક બાપ શું કરતો હતો, તે જોવા પોપટે ડોકું બહાર કાઢ્યું, તેને જગાએ કહ્યું: “ તું મોટો થઇશ, દીકરા, ત્યારે બાપે કરેલું પરાક્રમ યાદ કરીશ. ”

બારીનો સળીઓ કડકડ થવા લાગ્યો. પોપટ બીહીને બારીએથી દૂર ખશી ગયો. જગાના ભારથી વળી જઇ સળીઓ તૂટી ગયો. હવે પોપટ બારીએ આવ્યો ને ડોકું બહાર કાઢી આશાભેર બાપને જોવા લાગ્યો. ઉત્સાહથી પ્રેરાઇ તેણે કહ્યું:

“ બાપા, સંભાળ રાખજો. તમે જો ફરી પાછા ન આવો તો

વરસાદના વખતમાં નીશાળે લેઇ જવા હું તમારી છત્રી વાપરૂં ?"

"એ અકુદરતી સવાલનો બરોબર જવાબ હું પાછો આવીશ તો આપીશ." નીચેથી આવો ધીમો પણ ભડકાવનારો ઉત્તર તેને મળ્યો.

એટલામાં ઘરની આગળના ફૂલ–બાગમાં થઇને રીંછ તેના તરફ ટેલતું ટેલતું આવ્યું. તે ભરાયલે સાદે બોલ્યો:

"પોપટ, તારી સાથે, તારી વહાલી બા સાથે, કીકી સાથે, તે વખતે રહેવું એ મારી ફરજ છે. હું પાછો આવું છું."

"એમ કરશો મા બાપા," પોપટ વિચારીને બોલ્યો. રીંછ અને બાપની વચ્ચે કુસ્તી થાય તેનું પરિણામ તેને જોવાની ઉત્કંઠા હતી; જો કે સ્નેહાળ દીકરા તરીકે પોતાના બાપનો જયજ તે ઇચ્છતો હતો, છતાં કુસ્તી તો તેને જોવી હતી.

બારીએ પાછું ચઢી શકાય તેમ ન હોવાથી જગો કાંઇ પાછો આવે તેમ નહોતું. વળી રસીથી નીચે ઉતરવું અને રસીથી ઉપર ચઢવું એ બંને જૂદી જાતની કસરતો છે. પોપટ આ બધું જોઇ રહ્યો હતો તે અંદર જઇ પોતાની બાને કહેવા લાગ્યો:

"મારા બાપા ઉપર આવી શકે તેમ નથી. હમણાંજ તે તૂટી પડશે. જો રીંછ તેમને ખાઇ જાય તો હું તેમનું ચાકુ ને રૂપેરી પેનસિલ લઉં ?"

"બેવકુફ–નફ્ટ" રેવા આટલુંજ બોલી શકી.

"મારો શો વાંક ? બોછું મેં રીંછને તેમના ઉપર દોડાવ્યું છે ?"

સંભાળથી–બીહતી બીહતી રેવાએ બહાર ડોકીઉં કર્યું ને જગાને બોલતો સાંભળ્યો કે:

"આવી બન્યું–માર્યોરે બાપલીઆ–" રેવાને જોઇ જગાએ બૂમ મારી:

"કીકીને નીચે નાખરે, તેને ખાઇ રીંછ સંતોષ માનશે, તેટ-

લામાં તો હું કોઇની મદદ લાવી શકીશ. આવે અણીને વખતે આપણે શાથી લાભ થાય તેનો વિચાર કરવો જોઇએ—આત્મભોગ આપવો જોઇએ—અને—"

"પશુ–નિર્લજ" આટલું બોલી ગાંડા થયેલા જગાને પોતાનું ફોડી લેવા એકલો રહેવા દઇ રેવા અંદર ચાલી ગઇ.

રેવા અંદર જતી રહી તેજ ક્ષણે જગો ધ્રુજતો નિરાશ થઇ ઉભો રહ્યો, પણ તેના ટાંટીઆ ભાંગી ગયા ને બેશુદ્ધ થઇ તે તુર્ત જમીન ઉપર પડયો. મહા મહેનતે ઉછરેલા બે ચમેલી ને ગુલાબના છોડ કચરી નાખ્યા. છતાં તેની આંખો ઉઘાડી હતી તે જોઇ શકતી હતી. રીંછ એકદમ ધસારો કરતું આવ્યું ને પોતાનું શરીર ઉલટાવી માથા ઉપર ઉભું થયું. ક્ષણમાં તે છત્તાપાટ સુતું, ક્ષણમાં ઉભું થતું, ને વળી ક્ષણમાં જમીન ઉપર આળોટતું હતું. એમ કરતાં કરતાં તેણે મોઢું ફાડયું, ને જાણે જગાને ખાવાની તૈયારી કરતું હોય એમ જણાયું. બીકથી ગભરાઇ જગો એકદમ ઉઠયો ને નાઠો. તેણે ગામ તરફ જવાનું નક્કી કર્યું, પણ મુંઝવણમાં ઉલટે રસ્તે દોડયો, ને પાસેના ખંડેરમાં જઇ પહોંચ્યો. ભાગેલા ઠીંકરા ને કાચના કકડામાં તે અથડાઇ પડયો. એટલામાં રીંછ આવી પહોંચ્યું તેની લાંબી જીભ ને ડરામણી આંખો તેણે જોઇ, તેનો ફુફવાડો તેણે સાંભળ્યો, તેનો ઉનો શ્વાસ તેના ગાલને લાગ્યો: "આ બાપ મુઓ" તેણે ગુંગળાતાં ગુંગળાતાં બૂમ પાડી. એ રાડ સાંભળી બે માણસો દોડતા આવી પહોંચ્યા. એમણે રીંછને જગા પહેલાં જોયું હતું ને તેમને દેખીનેજ રીંછ પાછું ફર્યું હતું.

હવે જગાના જીવમાં જીવ આવ્યો, ને હાફમાંજ ધુરકયો:

"તમે તમારા મનમાં શું સમજો છો? શા માટે નિર્દોષ ગૃહસ્થો પાછળ રીંછને દોડાવી સતાવો છો? બીજું ખાવાનું તેમને માટે નથી મળતું?"

"ખાવાનું ? રીંછતો ફક્ત રોટલા, ભાજીપાલો એવું એવું ખાય છે." એમાંના એક જણે જેના હાથમાં મોટો વાંસડો હતો તેણે જવાબ આપ્યો.

"તે મારી ચાકરડી બિચારી લખીને ખાઈ ગયું તે ?"

"જુઠું. હા હા હા"—એમ હસતાં હસતાં બંને જણ રીંછને લેઇ ચાલ્યા ગયા.

"હું વેર લઇશ." એમ બોલતો જગો ઉઠયો. આ કડવા અનુભવ પછી તેના પગની નસો ઢીલી થઇ ગઇ. ધીમે ધીમે તે ઘર તરફ ગયો. જેવો તે આંગણા આગળ આવ્યો કે તેણે રસોડામાં ખખડાટ સાંભળ્યો.

પાછલું બારણું ઉઘાડું દીઠું, તેમાંથી છૂપાઇને જોતાં તેણે લખીને ટપકતી મીણબત્તીના પ્રકાશમાં ભાગેલાં પ્યાલા રકાબીઓ ગોઠવતી જોઇ. તેના ગુસ્સાનો પાર રહ્યો નહોતો. ચાકરડી તરીકે તે નિષ્ફળ નીવડી હતી અને રીંછ તેને ખાઇ ન ગયો ને તે જીવતી રહેવા પામી તેથી જગાની જીંદગીના સાહસનું પ્રકરણ નાશ પામ્યું હતું. ક્રોધાયુક્ત સ્વરે તે બોલ્યોઃ

"છોકરી આશું ?"

"એતો એસ્તો-રીંછ, દાદરામાં તમે મને ધક્કો માર્યો, તે પછી હું નીચે આવી જોઉં છું તો રસોડામાં રીંછ આળોટતું હતું. તે કૂદતું, નાચતું ને ગેલકરતું હતું-કેવો સુંદર દેખાવ ! હસી હસીને મારૂં તો પેટ દુઃખી આવ્યું. મારી શેઠાણીને બતાવવા સારૂ હું ઉપર બોલાવવા આવી."

આ સાંભળી જગો રસોડામાં થઇને ઉપર ચાલ્યો ગયો. સત્ય જણાવું. પહેલાં દાદરો ચઢવાનો અવાજ થયો હતો, તે રીંછનો નહિ પણ લખીનો હતો. જે ઓરડામાં પોતાનાં વહલાં બાલબચ્ચાંને "બ્હીશો માં" એવું કહી, રામને આશરે રાખી ગયો હતો, તે

ઓરડાનું બારણું તેણે ઠોક્યું ને રોફમાંજ કહ્યું:

"મેં રીંછને સલામત જગાએ પૂર્યું છે."

તુર્તજ ખાટલો વગેરે ખસેડીને બારણાં ઉઘાડવામાં આવ્યાં ને આખું કુટુંબ એકઠું મળ્યું. ધારેલું ચાકુ ને છત્રી ન મળ્યાથી પોપટનું મન સહેજ કચવાયું તો ખરું, પણ એકંદરે આનંદ આનંદ થઇ રહ્યો. જગાને એક વાર ફરી "હાશ" કહેવાનો પ્રસંગ આવ્યો.

કહેવાની જરૂર છે કે આ રીંછ મદારીઓનું પાળેલું ને હળેલું હતું?



# ચોર ? શાનો ?

સવારમાં ઊઠતાંની સાથે મારૂં હૈયું બળવા માંડયું; જીવને અસુખ લાગવા માંડયું; મારો પીતરાઇ સોહરાબ લગ્નનું માગું કરવા આવવાનો હતો. લગ્ન કરવાની મારી ઇચ્છા થઇ હતી, પણ કોણ જાણે સોહરાબની સાથે અદરાવાનો વિચાર મને ગુંગળાવતો હતો.

અને તે છતાં મેં સોહરાબને ઉત્તેજન આપ્યું હતું. આજે આવીને છેવટની માગણી કરવાની મેં તેને પરવાનગી આપી હતી. છેવટનો નિકાલ થઇ જાય, હું ઠરી ઠામ થઉં, એમાં મારો સ્વાર્થ

હતો. એકલવાયી જીંદગીથી હું કંટાળી ગયેલી, તે બીજું શું ઇચ્છું ?

અને સોહરાબ હતો ખરેખર સોહામણો. તેને ખુબસુરત પણ કહી શકાય. બે પૈસે સુખી હતો. વળી એનો મારા ઉપર મોટો ઉપકાર હતો. એણે મને ડુબતી બચાવી હતી, એ ઉપકાર હું ભૂલી ન શકું. એ દેવું મારે ચૂકવવું પડે.

અને મેં એને આજે બોલાવ્યો હતો. 'ખુદાની મહેરથી આજથી મારી અનાથ સ્થિતિ દૂર થવાની હતી, મારૂં ઋણ ફેડાવાનું હતું. સોહરાબના સુંદર મુખડાની સુંદર યાદ હું અનુભવી રહી હતી.

તે છતાં કોઇ ન સમજાય તેવી અંદરની બીક મને લાગતી હતી. સોહરાબના સ્વભાવમાં મને જરાક અસ્પષ્ટ–ગૃહસ્થને ન છાજે તેવી અસરનો પાસ દેખાતો હતો; એને લુચ્ચાઇ ગણવી કે કેમ અગર એનું પરિણામ લુચ્ચાઇમાં આવશે કે કેમ, એ વિચાર મને ગુંગળાવતો હતો.

એવામાં ટપાલ આવી. એક કાગળ ઉપરના હાથદસ્કત ઓળખી હું જરા સાનંદાશ્ચર્ય પામી: ફોડીને વાંચવા બેઠી.

**પ્રિય શીરીન,**

પહેલી વાર 'પ્રિય' લખું છું, તે માફ કરશો; બીજું શું વિશેષણ લગાડવું તે સુઝયું નહિ.

તમારી કૃપાથી મારી કમાણી વધી છે. હું એકલો છું; તમે એકલાં છો, તમારો મારા ઉપર કદી ન ભૂલાય તેવો ઉપકાર છે. એ અહેશાનને લીધે તમારી જીંદગીભર સેવા કરૂં–મારી ચામડીના જોડા શીવડાવું, તોય એ ભરપાઇ ન થાય.

એથી બીજો રસ્તો, તમારી પરવાનગી હોય, તો મારી મિલકત, કમાઇ, જીવન–સર્વસ્વ તમારે ચરણે ધરવાની, જીંદગીભર તમારા સેવક તરીકે રહેવાની મને ઉમેદ છે; તે આપણે પરણીએ તોજ બર આવે.

મારી આ ઇચ્છા પાર પાડવી તમારા હાથમાં છે. તમારા એક શબ્દથી હું માનસિક સુખ મેળવીશ; અથવા તમારા એક શબ્દથી હું તે સુખથી કાયમનો દૂર રહીશ.

તમે હા કહેશો તો તો ઠીક પરંતુ ના કહેશો તો મને દુઃખ નહિ થાય, કેમકે ચોરનો એવો અધિકાર કયાંથી હોય ? એને માટે સુખદ શમણાં પણ ન હોય. શીરીન ! તમારે ના કહેવી હોય તો સુખેથી• કહેજો. મને ખોટું નહિ લાગે.

કોઇપણ જાતનું દબાણ કરવાની મારી ઇચ્છા નથી. તમને યોગ્ય લાગે તેવો ઉત્તર દેશો. આતો મારા મનમાં જે હંમેશા આવ્યા કરે છે–તમારી કઇ રીતે સેવા કરી શકું એ વિચાર હંમેશાં થયા કરે છે–તે તમને જણાવી દેવો, એ મારી ફરજ હોવાથી આ કાગળ લખ્યો છે. ખોટું લગાડતાં નહિ; અને લાગે તો માફ કરશો !

તમને સુખી જોવા હરહંમેશ હું આતુર છું. ખુદા તમને હંમેશ સલામત રાખે. ને મારા જેવા અને પાપી જીવોને ઉદ્ધારવાના કાર્યમાં હંમેશાં તમને રોકે.

લી. હંમેશાં તમારૂં ભલું ઇચ્છતો દુવાગીર સેવક,

**રતી**

આ કાગળ વાંચ્યો, ફરી વાંચ્યો, અનેક વાર વાંચ્યો. શી એની સલુકાઇ ! રતી–રતનજી હતો સોલી–સોહરાબ કરતાં જરા ઓછો રૂપાળો; પરંતુ એના મોં ઉપર જે સ્વસ્થતા, નિર્દોષતા, પવિત્રતા દીસતી હતી, તે એનાં તેજ અને ચમકને ઓર દીપાવતી હતી. કાગળ પરથી મારૂં મન તે લખનારના તરફ દોડયું, અને સરખામણી થઈ ગઇ.

રતી કે સોલી ? આ પ્રશ્ન ઉદ્ભવ્યો. રતી તરફથી આવો કાગળ આવશે એવી મેં સ્વપ્ને પણ આશા રાખી નહોતી. આ કાગળમાં કાંઇ ઈશ્વરનો સંકેત રહેલો હશે ?

૨

"રતી કે સોલી ? એ મીઠી મુંઝવણમાં હું પડેલી હતી, ને બારણું ખખડયું. સોહરાબ હસ્તે મુખડે ને ઉતાવળે ડગલે દાખલ થયો. જાણે કોઇ કિલ્લો સર કરવાનો હોય. જરા પણ વાતનો વિવેક કર્યા વિના એ એકદમ મુદ્દાપર આવ્યો.

"કેમ શીરીન વહાલી ! મને સુખી કરશે કે નહિ ?"

મેં જરા ખીલવવાનો મનસુબો કર્યો:

"તમે સુખીજ છો ને !"

નફ્ટ જવાબ મળ્યો:

"એ તો રોજના છીએ, પણ સુખી સુખીમાં ફેર ખરોને. દાળચાવલ તો રોજ હોય, પણ બ્રીયાનીની મઝા ઓર ને ! શું તારૂં રૂપ છે, શો ઠસ્સો છે ? બસ વહાલી ! હા કહે, ને મને હંમેશની ટાઢક વાળ."

મેં કહ્યું: "મારા રૂપનું તે જાણે સમજ્યાં, પણ તમારા કયા ગુણથી તમારો હક્ક સાબીત કરો છો ? મારે પણ કાંઇક વિચાર કરવો જોઇએ કે નહિ ?"

"તું શીરીન ! મારી પાસે મારાં વખાણ કરાવવા ઇચ્છે છે ? તુંજ વિચારી જોને, કે મારા કયા ગુણથી તું ખેંચાઇ છે. મારો સોહામણો ચહેરો, મારા પૈસા, મારી પીતરાઇ તરીકેની સગાઇ, મારી થોડી ઘણી કેળવણી: હું કશું ગણાવવા ઇચ્છતો નથી. જેવો હું છું તેવો તું મને સ્વીકારી લે. ડિયર !"

"પણ—"

"પણ શું–બોલ બોલ–લવ !"

"પણ મને તો સાહસ અને હોંશિયારી એ બે પ્રસંદ છે; એ બે તમારામાં છે એમ સાબીત કરો, તો મારી પરણવાની ના નથી."

"એટલુંજ ને ડાર્લિંગ ! સાહસ તો તેં તે દહાડે જોયું ને. તારી પાછળ મેં તલાવમાં કુદકો મારી તને કેવી ડૂબતી બચાવી. હું ઉપ-

કારની વાત કરતો નથી, હું તો સાહસ, પરાક્રમ, શૌર્યની તને યાદ આપું છું."

"કબુલ સોલી; તું બહાદુર છે; તારો મારા ઉપર ઉપકાર પણ કબુલ. પણ એટલાથી કાંઇ અક્કલ સાબીત થાય?"

"હા શીરીન, અક્કલ પણ સાબીત થાય. જોને હું તારા પર આશંક થયેલો, એટલે કાંકરીઆમાં પનાઇની સહેલગાહ ગોઠવેલી. તું એહશાનમંદ રહે એટલા માટે મેંજ તદબીરથી હોડી ઉંધીવાળી, ને પછી તને પાણીમાંથી બહાર કાઢી. બોલ વહાલી! સાહસ પહેલાં મારી બુદ્ધિનું બળ ખરૂં કે નહિ? બોલ તું મારી અક્કલ ઉપર આફરીન કે નહિ?"

"આફરીન? એકવાર નહિ, પણ હજાર વાર આફરીન"–મારાથી બોલાઈ જવાયું,

આ આફરીનનો મારો ભાવ અને તેનો ભાવ જૂદો હતો. મેં તિરસ્કારમાં ઉચ્ચારેલું, તેણે પ્રશંસાનું માની લીધું એણે મારા હાથ પકડી લીધા, ને એકદમ તે ઘુંટણીએ પડી ગયો. ધીમેથી તેણે કહ્યું:

"શીરીન! મારી—"

મેં તેને આગળ બોલતો અટકાવી કહ્યું:

"સબુર, સોલી? સબુર. હું કાંઇ પણ જવાબ આપું, ત્યાર પહેલાં મને વિચાર કરવાની તક જોઇએ છે."

"હજી કેટલો વિચાર?"

"આ છેલ્લી ફેરો. આઠ દહાડા પછી–બરોબર આજથી આઠમે દહાડે હું તુંને બરોબર જવાબ આપીશ. ત્યાં સુધી સબુર."

ગુસ્સામાં એણે મારા હાથ છોડી દીધા, ને સાહેબજી! કહી તે ચાલ્યો ગયો–આવ્યો હતો તેવો ગયો.

બલા ટળી, એમ મને લાગ્યું. જે ઉપકારના વિચારે હું પરણવા તૈયાર થઇ હતી, તે ઉપકારને તળીએ નરી અધમતા હતી. સ્વાર્થ

સાધવા એણે હોડી ઉંધી વાળી, એ વિચારે મને કમકમાં આવ્યાં.

' લાંબો વખત વિચારના વમળમાં હું ગુંથાઇ, બાદ મને મળેલો રતીનો કાગળ સાંભર્યો. એ કાગળનો જવાબ હજી લખવાનો હતો રતી મને ગમતો હતો, છતાં એક પ્રકારનો ભીતરથી અણગમો ઉપજતો હતો. એ અણગમો શા માટે ?

૩

વર્ષો પહેલાંની વાત છે; ત્યારે મારાં બાવાજી અને માયજી જીવતાં હતાં. **એલિફંટ** રોડ પરના નાના પણ સુંદર બંગલામાં અમે રહેતાં. હું ગુજરાત કોલેજમાં ભણતી; મને ઘણાં મિત્રો હતાં. હું બહુ જાણીતી અને સૌને પ્રિય વિદ્યાર્થી હતી.

એક રાતે અમે સિનેમા જોવા છેલ્લા ખેલમાં ગયાં; ત્યાંથી અમે ચાલતાં ઘેર આવ્યાં. કોઇ મિત્ર મળી જવાથી હું આગળ ચાલી નીકળી; મારાં માયજી ને બાવાજી પાછળ પડી ગયાં. મારો મિત્ર પ્રાર્થના સમાજ પાસે રહેતો હોવાથી તે એને ઘેર ચાલી ગયો, અને હું સીધી મારે બંગલે ગઇ. કુંચી મારી પાસે હોવાથી બંગલો ઉઘાડયો, ને મને ધ્રાસ્કો પડયો. મેં શું જોયું ? મારા જ રૂમમાં બત્તી સળગતી હતી; અને અંદર કોઇ કબાટ ઉઘાડતું હતું. હું છળી ગઇ, ન આગળ જવાય, ન પાછળ. હિંમત એકઠી કરી મેં બૂમ પાડી: ચોર ! ઘડીભર મને લાગ્યું કે દીવાલે દીવાલ, ખૂણે ખૂણો સૌ બોલી ઉઠયું—ચોર ! અને જાણે જેને મેં ચોર કહ્યો હતો તે છલંગ મારી મારા ઉપર ધસી આવતો લાગ્યો; અને તેજ પળે બારણામાં મારા બાવાજી અને માયજી દાખલ થયાં. એકજ બારણું હોવાથી ચોર છટકી ન શકયો. મારા બાવાજી આગળ ધસ્યા, ને ચોર મારે પગે પડયો. કાકલુદીભરી એણે વિનવણી કરી:

" બાનુ–**શીરીન**બાઇ ! મને જવાદો. "

હું અજબ થઇ. એણે મારૂં નામ કેમ જાણ્યું ? એ ફરી ડુસકાં

ખાતો ડચકીઆં ભરતો ગળગળે સાદે બોલ્યોઃ

"શીરીનબાઇ! હા, હું ચોર છું. તમારે જે શિક્ષા કરવી હોય તે તમે કરો, પણ ખુદાની ખાતર મને પોલીસને હવાલે ન કરશો."

મારા બાવાજી હવે વચમાં પૂરાયાઃ

"નહિ, તુંને હું પોલીસને સોંપસ. ખુદાની મહેર કે હું આવી લાગો નહિ તો તું આ મારી દીકરીને મારતે, મારી નાખતે."

ચોરે જવાબ આપ્યોઃ

"ખુદાના કસમ, હું શીરીનબાનુનો વાળ પણ વાંકો ન કરત. તમારે માનવું હોય તો માનો."

અને તે મારા તરફ ફરીને બોલ્યોઃ "શીરીનબાનુ! મેં કહ્યું ને કે તમારે ફાવે તે તમે શિક્ષા ફરમાવો. હું ગુન્હેગાર છું, મને ગરદન મારો, જીવતો પાણીમાં નાખો કે બાળો, પણ મને પોલીસને ન સોંપશો."

હવે મેં પૂછ્યુંઃ

"કારણ?"

"કારણ? તે કહેવુંજ પડશે?"

મેં ડોકું ધુણાવ્યું, ને ઉમેર્યુંઃ

"હા, છુટકો નથી."

"લો ત્યારે, સાંભળો. હું ચોર નથી, સારા ખાનદાનનું ફરજંદ છું, પણ હાય નાલેસી! ગરીબીમાં સબડું છું. સાચું માનો કે ન માનો, મને ચાર દહાડાના ફાકા છે. મારો વિચાર ખાવાનું મેળવવાનો હતો. હું છાપરેથી તમારી રાંધણીમાં ગયો, ત્યાં કશું ન મળ્યું. આ રૂમ ખુલ્લી દીઠી, એટલે માંહે પેઠો. જે ચાર છ આના મળત, તે લઇ ખાવા દોડી જાત. આ ગુન્હો ખરો, પણ શું તે એવડો મોટો છે કે મને પોલીસમાં મોકલી મારૂં બદનામ કરાવશો?"

મારાં માયજીને આ વાત સાચી લાગી, ને દયા ખાઇ એમણે મને કહ્યુંઃ

" દીકરી ! છોડી દે એને, જવા દે, ને ચાલ આપણે રાંધણી જોઇ ખાત્રી કરીએ કે વાત સાચી છે કે કેમ. વળી એને કાંઇ નાસ્તોપાણી પણ આપીએ. "

" હા, માયજી પણ એક સરતે. આજથી એ જુવાને આવી રીતભાત છોડવી જોઇએ, અને જીંદગી સુધારવાનું વચન આપવું જોઇએ. "

" કબુલ, એક વાર, સતર વાર, સો વાર, હજાર વાર• કબુલ." કહી તે મારે પગે પડયો.

મારા બાવાએ તેને ઉઠાડયો, અને અમે સૌ રાંધણીમાં ગયાં.

૪

રાંધણીમાં અમે શું જોયું ? છાપરૂં ફાડી કોઇ ઉતર્યું હોય, મીટકેસ, શીંકા, કબાટ વગેરે રજેરજ જાણે એણે ફ ફોસ્યું હોય, તેનો અચૂક પૂરાવો ત્યાં હતો. ચોરનો અક્ષરે અક્ષર સાચો હતો.

પરંતુ હજી એક વાત મને સાલ્યા કરતી હતી, એણે મારૂં નામ કેમ જાણ્યું ? ન મારા બાવાજીનું, ન માયજીનું, ને મારૂંજ કેમ ?

મેં એને પૂછયું:

" ઉસ્તાદ ઉઠાઉગીર ! તેં મારૂં નામ કેવી રીતે મેળવ્યું ? "

" શીરીન બાનુ ! મને તે ન પૂછો ! "

–" કેમ ? "

" કેમ કે તમે હજી મને માફી બક્ષી નથી. તમે જો પોલીસને સોંપો, તો મારી શી ગત થાય ? અને તમને બધું જણાવી મારી નાલેસી વધારૂં ? "

" જાઓ માફ છે. " અમે સૌ સાથે એક સામટા બોલી ઉઠયાં; અને તુર્ત એણે સમજાવ્યું:

" માયજી, બાવાજી, લો આ બનાવટી દાઢી મૂછ. હું ગુજરાત કોલેજમાં શીખું છું, તેથી શીરીન બાઈને ઓળખું છું. એ કદાચ

મને નહિ પીછાનતાં હોય. પણ શીરીનને કોણ ન ઓળખે ? મને ખબર હોત કે આ એમનું–તમારૂં ઘર છે તો હું કદી અંદર ઘુસત નહિ.

" મારૂં નામ રતનજી ગાંધી. હું અતિ મુફલીસ કંગાળ હાલતમાં છું, ને માંડ માંડ ભણું છું. કોક કોક વેળાએ ભણવાને માટે આ ધંધો કરૂં છું. ચોરી કરી ખાવાનું ને ચોપડીઓ મેળવું છું.

" હવે જો પોલીસ જાણે કે હું કાલેજીયન આવું કરૂં છું, તો મને તેઓ બંગાળાના ભદ્રલોક જેવો ધાડપાડુ ગણીને, અને કાંઇ તુત ઉભું કરે. તેથીજ આજીજી કરૂં છું, કે મને છોડી દો, અગર તમે પોતે શિક્ષા કરો. "

અમે ત્રણે જણાંએ એના હાથસે હાથ મિલાવ્યા, અને એને માફી ફરીથી બક્ષી.

મારાં માયજીએ એને ખાવાનું આપ્યું, બાવાજીએ ઉલટા અગીઆર રૂપીઆ આપ્યા, અને મેં તેને આશીશ આપી.

છેવટની વિદાય લેતી વખતે એ ખાત્રી આપતો ગયો, કે હવેથી આવું કામ ફરી નહિ કરે. એ બોલ્યો:

" ચોકસ માનજો બાનુ ! હું મુંબાઇ જવસ, ને કોઇ નોકરીએ લાગસ. તમારો માયજી ને બાવાજી ! ઉપકાર જીંદગી તુલીક નહિ ભૂલું. સાહેબજી ! "

' સાહેબજી '–એ અમારો જવાબ સાંભળવા તે ન ઉભો. ચોરની માફક તે બહાર–અમદાવાવાદના અંધારા ઉજાસમાં ગુમ થઇ ગયો.

૫

બે વરસ સુધી એના કાંઇ સમાચાર ન મળ્યા. એની ગુજરાત કાલેજમાં તપાસ કરતાં પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. પણ એનો કાગળ મળ્યો, તેમાં એની ચાકરીની વિગત લખેલી હતી.

બીજા કાગળમાં એણે અમદાવાદ આવવાની રજા માગી: મારા

માયજી ને બાવાજીને મળીને એમનો આભાર માનવાની એની ઇચ્છા હતી.

એ આવ્યો પણ ખરેઃ ઘણો સુધરી ગયેલો લાગ્યો. કોઇ વેપારીને ત્યાં નોકર હતો, પણ એનો ધંધામાં કાંઇક ભાગ પણ હતો.

બાદ ઈન્ફ્લુએન્ઝામાં મારાં માબાપ બેહેસ્તનશીન થયાં, ને હું એકલી પડી. બી. એ. થયેલી હોવાથી મેં વખત કાઢવા નોકરી મેળવી. ફિમેલ ટ્રેનિંગ કોલેજની હું વાઇસ પ્રિન્સિપાલ થઇ.

અને મને રતીનો ઉપલો કાગળ મળ્યો; એ કાગળ અને સોલીની મુલાકાત સાથે સાથે થઇ. સોલીથી કંટાળી મેં રતીને કાગળ લખી તેડાવ્યોઃ

**પ્રિય રતી,**

તારો કાગજ મળ્યો, તું જલદી અહીં આવ. રૂબરૂ વાત કરી નક્કી કરશું.

લી. તને યાદ કરતી દુવાગીર,
**શીરીન**

પણ નક્કી શું કરવાનું હતું ? મારા જીગરે તે ક્યારનું નક્કી કરી દીધું હતું.

રતી આવ્યો, ને મેં એનો પ્રેમ સ્વીકર્યો.

સોલીને આપેલી મુદત પૂરી થાય તે પહેલાં તો અમે પરણી ગયાં. સોલીને તેડેલો છતાં તે શાદીમાં હાજર પણ નહોતો રહ્યો.

મેં નોકરીનું રાજીનામું આપી દીધું; અને મારા ધણી સાથે મુંબાઇ ગઇ. ત્યાં એનો વૈભવ જોઇ હું છક થઇ ગઇ. મને એણે અત્યાર સુધી કાંઇ કહ્યું નહોતું, પણ એનાં દાસદાસીઓ, મોટરો, વાડી બંગલા—બધું જોઇને હું અચરજ પામી

ઓફિસમાંથી તે સાંજે ઘેર આવ્યોઃ એણે મને પૂછ્યુંઃ

"શીરીન લવ, તને અહીં ગમશે ને ?"

"એમ કેમ બોલ્યો. રતી વહાલા ! મને તો તારા આટલા બધા ઠાઠની, પૈસાની કલ્પના પણ નહોતી. હદથી જાદે સુખ હું જોઉં છું. હવે માત્ર એકજ ઇચ્છા છે, કે તારો પ્રેમ કાયમ રહે."

"શીરીન ડાર્લિંગ ! ખુદા જાણે એકલો, એ પ્રેમ કેવો ને કેટલો છે. મારી આ સ્થિતિ–એ તને આભારી છે. બાકી કદાચ હું જીંદગીભર ચોર રહ્યો હોત."

"એમ ના બોલ, રતી, એમ ઓછું ના લાવ. એમ પાછલી જીંદગી વારે વારે યાદ કરવામાં શો લાભ ?"

"એમાં લાભ હોય કે ન હોય, પણ હું ચોર હતો એ કેમ ભુલાય ?"

"હા, તું ચોર, હજારવાર ચોર; પણ તેં ચોરી શાની કરી છે, રતી ! તેની તને ખબર છે ? એક ઓરતના હૈયાને તું ચોરી ગયો !"

આ છેલ્લા વાક્યથી તેની ગમગીની કાયમની દૂર થઇ.

અને હું ?

કદીક સોલીએ ડૂબાડેલી હોડીના વિચારથી કંપું છું, તો કદીક રાંધણીમાંના રતીના મનગમતા વિચાર કરતી ભરથારના પ્રેમમાં મસ્ગુલ રહું છું. મારૂં ચોરાયલું દિલ હંમેશાં બંદીવાન રહે છે.

# મારી વહુ

હજી ઉન્હાળો બેઠો નહોતો. સેંઢર્સ્ટ પૂલ ઉતરી ધીમે ધીમે હું ચોપાટી તરફ જતો હતો. સામે આથમતો થાળી જેવડો મોટો સૂરજ આછાં આછાં વાદળાંને ઢોળ ચઢાવી રહ્યો હતો. પાછળ મોટરો ભોં ભોં કરી કુદરત સામે તિરસ્કાર દર્શાવતી હતી. તે તિરસ્કાર સમુદ્રના મોજાના ઘુઘુ ઘુઘુ કરતા અવાજમાં તણાઇ જતો હતો. આ દૃશ્યમાં મારૂં મન પરોવાઇ રહ્યું હતું, પણ મારે રસ્તો ઓળંગી જવાનું હોવાથી હું જરા સાવધ થયો; અને ડાબી તથા જમણી બાજુથી પસાર થતી ગાડીઓ, મોટરો, સાઇકલો



"હમણાં તો હું તમારા હુકમને માન આપીને જાઉં છું, પણ યાદ રાખજો કે આપણે ફરી મળીશું, ને હિસાબ ચુકવી લઈશુ"

[ પાનઃ ૯૯ ]

વગેરેને બળાત્કારે વટાવી સહીસલામત હું ચોપાટીની પથ્થરબંધીએ પહોંચ્યો ન પહોંચ્યો, એટલામાં કોઇ નવજુવાન, જાજરમાન, ખૂબસુરત સુંદરી બાજુએથી શ્વાસ ન માય એમ દોડતી આવી, ને મારે ખભે હાથ અડાડી બોલી:

"ભાઈ, ઓ ભાઈ, જરા મહેરબાની કરો, મારા ઉપર દયા લાવો, મને સહીસલામત જગાએ લઇ જાઓ, રે—" એટલું બોલતામાં તો રતુ રતુ થઇ રહેલા ચહેરા ઉપર પરસેવાનાં ટીપાં બાઝયાં, ને તેનાથી આગળ બોલાયું નહિ.

" પણ છે શું, તે તો કહો !"

" પેલો મુઓ મને સતાવે છે. હું એક બાસ્ટીલ ઉપર બેઠી હતી, ત્યાં તે આવીને બેઠો, ને મારા તરફ ટીકી ટીકીને જોવા લાગ્યો, અને ચેનચાળા કરવા લાગ્યો. કંટાળી હું ત્યાંથી ઉઠી, તો તે નિર્લજ મારી પૂઠે પડયો. અરે રે, હું હવે શું કરૂં, ને કયાં જાઉં ? આ પેલો ઉભો ઉભો જોયા કરે. ભાઇ જરા તો દયા લાવો ! મને એકલીને આવી નિરધાર મૂકીને ચાલ્યા ન જશો."

" બહેન, ગભરાશો નહિ. એ કોણ છે તે મને બતાવો તો ખરાં. મારાથી બનતી મદદ હું કરીશ એની ખાત્રી રાખજો."

મારૂં આશ્વાસન સાંભળી બાઇ જરા ઠંડી પડી ને તેનો શ્વાસ સમ્યો, એટલે તુર્ત અમારાથી થોડે દૂર ઉભેલા એક ગૃહસ્થ તરફ આંગળી કરી તે બોલી:

" એ પેલો ટીકયા કરે છે તે—મોંમાં સિગારેટ—છે તે—એ પેલો જોયો ?"

મારી દષ્ટિ બાઇએ બતાવેલા પુરૂષ ઉપર મેં દોળી—ચોટાડી. એ કાંઇ જુવાન ન હતો. ખાસ્સો પિસ્તાલીસ વર્ષનો આધેડ હતો. મૂછોનાં આમળાં વાળી ઉંચા—કયસરની માફક ચડાવ્યા હતા, છતાં તેના વાળ ધોળા હતા. માથે હેટ, હાથમાં લાકડી ને પહેરવેશમાં

કોટ પાટલૂન હતાં. આંખનાં સ્પ્રિંગવાળાં ચસ્માં હાથ વતે સ્થિર કરી તે નફ્ટાઇથી મારી પાસે ઉભેલી બાઇ તરફ કામાતુર આંખે, ઇરાદાપૂર્વક નિહાળી રહ્યો હતો એમ મને સ્પષ્ટ જણાયું. એ જોતાંજ મેં મારી યોજના ઘડી.

હવે મારી મિત્ર થયેલી બાઇને મેં કહ્યું, કે ચાલો આપણે પેલા ખાલી બાંકડા ઉપર જરાવાર બેસીએ. બાઇને મારા ઉપર અપૂર્વ વિશ્વાસ બેસી ગયો હતો, એટલે તે યંત્રવત્ દોરાઇ. અમે બાંક ઉપર બેસીને જરા વાતે વળગ્યાં, એટલામાં પેલો વૃદ્ધ ફોરગો પણ પાસેની–પણ અમારાથી સ્હેજ દૂરની–બાસ્ટીલ ઉપર આવી ગોઠવાયો, ને તુર્ત ચસ્માં નાકે ચઢાવી, પોતાના કામની તૈયારી કરાવા લાગ્યો. મેં બાઇને પૂછ્યું:

" બ્હેન તમારૂં નામ શું ? નાત કઇ ? ક્યાં રહો છો ? "

" મારૂં નામ માણેક છે, અમે મલબાર હિલ ઉપર રહીએ છીએ, તમારે મને મૂકવા એટલે દૂર આવવું પડશે, ને–" એટલું બોલીને અટકી ગઈ; ને પાછી રડવા જેવી થઇ ગઇ. જેમ તેમ કરી હિંમત એકઠી કરતાં તે બોલી:

" જુઓ, પેલો મુઓ કેવા ચાળા કરે છે ! "

આ વખતે મેં વૃદ્ધ ફોરગાનાં કારસ્થાન જોયાં, છતાં જરા વધારે વાતચિત જાણે કરતો હોઉં એવો ઢોંગ કર્યો. હું તેના તરફ જોઉં ત્યારે એ ફોરગો બીજી બાજુ જોતો, નહિ તો માણેક તરફ ટીકી ટીકી જોયા કરતો એટલુંજ નહિ, પણ હાથ વતે કાંઇ નિશાનીઓ કરતો. મારા આશરા હેઠળ આવેલી અનાથ અબળા પ્રત્યે આવી વર્તણુક ચલાવનાર તરફ મને તિરસ્કાર અને ક્રોધ થયો. હું એકદમ ઉઠ્યો ને પેલા વૃદ્ધ ગૃહસ્થ પાસે ગયો. એટલે તુર્ત ટોપી ઉતારી મને આવકાર આપ્યો. મેં ક્રોધમાં તેમજ રોફમાં કહ્યું:

" ખબરદાર ! "

" પણ છે શું સાહેબ ? એ બાઇ કોણ છે ? " ઠંડે પેટે

એણે જવાબ આપ્યો. મારા ક્રોધનો પાર ન રહ્યો. વિચાર કરી હું બોલ્યો:

" જો હવેથી મારી વહુ તરફ એક વખત પણ જોઇશ, તો હરામખોર સા–તારાં હાડકાંજ ભાગી નાંખીશ. " એમ કહી મેં ચાલવા માંડ્યું.

" બહુ સારૂં સાહેબ, " કહી તે પણ ઉઠયો ને મારી પાછળ ચાલ્યો. હું જઈ **માણેક** સાથે બેઠો; એટલામાં તો તે પાસે આવી પહોંચ્યો, ને **માણેક** આગળ ટોપી ઉતારી મને ઉદ્દેશી કહેવા લાગ્યો:

" હમણાં તો હું તમારા હુકમને માન આપીને જાઉંછું, પણ યાદ રાખજો કે આપણે ફરી મળીશું, ને હિસાબ ચૂકવી લઇશું. " એટલું કહી તે ધસારાબંધ ચાલ્યો ગયો **માણેક** થર થર ધ્રુજતી હતી. ભાડાની વિકટોરિઆ કરી હું તેને ઘેર પહોંચાડવા ગયો, ઘરમાં પેસતાં પેસતાં તે બોલી:

" ભાઇ, તમારો ઉપકાર માની શકું એવી હાલ મારા મનની સ્થિતિ નથી. મારા પતિ બહાર ગામ ગયા છે, તે આવેથી તમે આપેલે સરનામે અમે બંને આવી, તમારો યોગ્ય આભાર માનીશું. હાલ તો પ્રણામ. "

૨

હવે ઉન્હાળો પૂર જોરમાં, હતો. લેમિંગટન રોડ ઉપર હું રહેતો હતો. રાત્રે નાટક જોવા ગયેલો હોવાથી સવારમાં હું મોડો ઉઠયો. ટપાલ આવીને પડી હતી. તાપ ને થાકને લીધે બધી વાચવા જેટલી ધીરજ ક્યાંથી લાવું ? એક પછી એક એમ કાગળો ઉથલાવતો હતો. એવામાં એક પાકીટ ઉપર મારી નજર પડી–ઠરી. કેવું સ્ટાઇલવાળું ફેશનેબલ પરબીડીઉં ! ફોડવાને માટે એણે મને લલચાવ્યો. મેં હાથમાં લીધું ને ફોડયું. અંદરનો નોટપેપર પણ તેવોજ સુંદર–મોનોગ્રામવાળો હતો. એના ઉપર આ પ્રમાણે લખેલું હતું:

કોટ પાટલૂન હતાં. આંખનાં સ્પ્રિંગવાળાં ચસ્માં હાથ વતે સ્થિર કરી તે નફટાઇથી મારી પાસે ઉભેલી બાઇ તરફ કામાતુર આંખે, ઇરાદાપૂર્વક નિહાળી રહ્યો હતો એમ મને સ્પષ્ટ જણાયું. એ જોતાંજ મેં મારી યોજના ઘડી.

હવે મારી મિત્ર થયેલી બાઇને મેં કહ્યું, કે ચાલો આપણે પેલા ખાલી બાંકડા ઉપર જરાવાર બેસીએ. બાઇને મારા ઉપર અપૂર્વ વિશ્વાસ બેસી ગયો હતો, એટલે તે યંત્રવત્ દોરાઇ. અમે બાંક ઉપર બેસીને જરા વાતે વળગ્યાં, એટલામાં પેલો વૃદ્ધ ફોરગો પણ પાસેની–પણ અમારાથી સ્હેજ દૂરની–બાસ્ટીલ ઉપર આવી ગોઠવાયો, ને તુર્ત ચસ્માં નાકે ચઢાવી, પોતાના કામની તૈયારી કરાવા લાગ્યો. મેં બાઇને પૂછ્યું:

"બ્હેન તમારૂં નામ શું ? નાત કઇ ? ક્યાં રહો છો ?"

"મારૂં નામ **માણેક** છે, અમે **મલબાર** હિલ ઉપર રહીએ છીએ, તમારે મને મૂકવા એટલે દૂર આવવું પડશે, ને–" એટલું બોલીને અટકી ગઈ; ને પાછી રડવા જેવી થઇ ગઇ. જેમ તેમ કરી હિંમત એકઠી કરતાં તે બોલી:

" જુઓ, પેલો મુઓ કેવા ચાળા કરે છે ! "

આ વખતે મેં વૃદ્ધ ફોરગાનાં કારસ્થાન જોયાં, છતાં જરા વધારે વાતચિત જાણે કરતો હોઉં એવો ઢોંગ કર્યો. હું તેના તરફ જોઉં ત્યારે એ ફોરગો બીજી બાજુ જોતો, નહિ તો **માણેક** તરફ ટીકી ટીકી જોયા કરતો એટલુંજ નહિ, પણ હાથ વતે કાંઇ નિશાનીઓ કરતો. મારા આશરા હેઠળ આવેલી અનાથ અબળા પ્રત્યે આવી વર્તણુક ચલાવનાર તરફ મને તિરસ્કાર અને ક્રોધ થયો. હું એકદમ ઉઠયો ને પેલા વૃદ્ધ ગૃહસ્થ પાસે ગયો. એટલે તુર્ત ટોપી ઉતારી મને આવકાર આપ્યો. મેં ક્રોધમાં તેમજ રોફમાં કહ્યું:–

" ખબરદાર ! "

" પણ છે શું સાહેબ ? એ બાઇ કોણ છે ? " ઠંડે પેટે

એણે જવાબ આપ્યો. મારા ક્રોધનો પાર ન રહ્યો. વિચાર કરી હું બોલ્યો:

" જો હવેથી મારી વહુ તરફ એક વખત પણ જોઇશ, તો હરામખોર સા–તારાં હાડકાંજ ભાગી નાંખીશ. " એમ કહી મેં ચાલવા માંડ્યું.

" બહુ સારૂં સાહેબ, " કહી તે પણ ઉઠ્યો ને મારી પાછળ ચાલ્યો. હું જઈ માણેક સાથે બેઠો; એટલામાં તો તે પાસે આવી પહોંચ્યો, ને માણેક આગળ ટોપી ઉતારી મને ઉદ્દેશી કહેવા લાગ્યો:

" હમણાં તો હું તમારા હુકમને માન આપીને જાઉંછું, પણ યાદ રાખજો કે આપણે ફરી મળીશું, ને હિસાબ ચૂકવી લઇશું. " એટલું કહી તે ધસારાબંધ ચાલ્યો ગયો માણેક થર થર ધ્રુજતી હતી. ભાડાની વિક્ટોરિઆ કરી હું તેને ઘેર પહોંચાડવા ગયો, ઘરમાં પેસતાં પેસતાં તે બોલી:

" ભાઇ, તમારો ઉપકાર માની શકું એવી હાલ મારા મનની સ્થિતિ નથી. મારા પતિ બહાર ગામ ગયા છે, તે આવેથી તમે આપેલે સરનામે અમે બંને આવી, તમારો યોગ્ય આભાર માનીશું. હાલ તો પ્રણામ. "

૨

હવે ઉન્હાળો પૂર જોરમાં હતો. લેમિંગ્ટન રોડ ઉપર હું રહેતો હતો. રાત્રે નાટક જોવા ગયેલો હોવાથી સવારમાં હું મોડો ઉઠ્યો. ટપાલ આવીને પડી હતી. તાપ ને થાકને લીધે બધી વાચવા જેટલી ધીરજ ક્યાંથી લાવું ? એક પછી એક એમ કાગળો ઉથલાવતો હતો. એવામાં એક પાકીટ ઉપર મારી નજર પડી–ઠરી. કેવું સ્ટાઇલવાળું ફેશનેબલ પરબીડીઉં ! ફોડવાને માટે એણે મને લલચાવ્યો. મેં હાથમાં લીધું ને ફોડ્યું. અંદરનો નોટપેપર પણ તેવોજ સુંદર–મોનોગ્રામવાળો હતો. એના ઉપર આ પ્રમાણે લખેલું હતું:

ટેકચંદ હાઉસ
મહાલક્ષ્મી

સાહેબ, તા. ૨૫–૫–૧૭

મારે મારૂં તમામ કામકાજ કરી શકે એવો વિશ્વાસુ અને પ્રમાણિક સેક્રેટરી જોઇએ છીએ. કોઇ મિત્રે તમારી ભલામણ કરી છે. જો તમારે મહિને દિવસે રૂપીઆ દસ હજાર કમાવાની દરકાર હોય, તો કાલે સવારે અગીઆર વાગે ઉપરને ઠેકાણે મને મળશો. તમને ઘણો લાભ થશે.

લી. સેવક
ટેકચંદ તલકચંદ

કાગળ વાંચી મારા મોંમાં પાણી આવ્યું. મારી છાતી ફુલાઇ ગઈ. ઘડીઆળમાં જોયું તો હજી દસ વાગ્યા હતા. ખાસ પસંદ કરેલાં કપડાં પહેરી તૈયાર થઇ હું મહાલક્ષ્મી પહોંચી ગયો, ને ટેકચંદ હાઉસનું પાટીઉં જોઇ અંદર ઘુસ્યો. કેવો સારો બાગ ! કેવો સુંદર બંગલો ! શો વૈભવ ! હજી હું એજ વિચાર કરૂં છું, ત્યાં બાજુએથી ટેકચંદ શેઠ આવી લાગ્યા ને મારો હાથ પકડી બોલ્યા:

“કેમ મિસ્ટર ! આવી પહોંચ્યા ?” એટલું બોલી હસી પડયા. તેમનો ચહેરો જોઇ હું તો ડઘાઇજ ગયો. અરરર હું કયાં લોભાઇને અહીં આવ્યો એમ મારા મનમાં થયું. મેં નહોતું ધાર્યું કે ચોપાટી ઉપરનો બદમાસ ટેકચંદ હશે. પણ મારી સઘળી હિમ્મત એકઠી કરી દ્રઢતાથી હું તેમના સામો ઉભોજ રહ્યો. હું મુંગો રહ્યો તેથી તેઓશ્રીએ આગગાડી ચલાવી:

“મેં તમને ચોપાટી ઉપર નહોતું કહ્યું કે આપણે ફરી મળીશું, અને હીસાબ ચુકવી લઇશું ? આજે મેં તમને ફરી મળવા તથા હીસાબ ચુકવવા બોલાવ્યા છે. ગભરાતા નહિ. અહીં કંઇ તમારાં

હાડકાં ભાગવાનાં નથી. હું કંઇ તમારા જેવો નથી. મેં તમને કાગળ લખ્યો હતો તેમાં મેં જે લખ્યું છે તે અક્ષરશઃ ખરૂં છે. બોલો તમારો શો વિચાર છે ?"

શો જવાબ આપવો તેની મને સુઝ પડી નહિ. થોડીવાર પછી હવે બોલ્યા વિના રહી શકાશે નહિ એમ લાગતાં મારી જીભ એની મેળે લવી ગઇઃ

" ઠીક તમે કહો છો તે ખરૂં છે. હમણાં મારે પૈસાની જરૂર છે, તેથી તમારી માગણી હું સ્વીકારૂં છું, પણ લેખી કરાર કરવો જોઇએ. "

" ભલે, તમેજ હમણાં ખરડો બનાવો અને આપણે સહીઓ કરીએ. "

31042

આ જવાબ સાંભળી હું ખરડો કરવા બેઠો. અડધા એક કલાકમાં ખરડો તૈયાર કરી 'ફેર' નકલ બનાવી તે નીચે મુજબઃ

" શેઠ ટેકચંદ તલકચંદની મીલો અને બીજો ધંધો એ તમામ ઉપર સંપૂર્ણ દેખરેખ રાખવા માટે હું અટુભાઇ મનમોહન જીવન પર્યંત બંધાઉં છું, અને તેના બદલામાં તેમને માસિક રૂા. ૧૦૦૦૦ દસ હજાર આપવા હું ટેકચંદ તલકચંદ કબુલ છું. "

શેઠને મેં આ વાંચી સંભળાવી તેમનો અભિપ્રાય પૂછયો તેમને આ ટુંકો કરાર પસંદ પડયો, એટલે સહીઓ કરવાનું ઠર્યું, હું ખડીઆમાં કલમ બોળી જેવો સહી કરવા જતો હતો, તેવામાં શેઠ બોલી ઉઠયાઃ

" પણ સબુર, એક વાત રહી ગઇ. એમાં એક એવી સરત લખો કે માસિક દસ હજારની રકમના બદલામાં તમારે મને દરેક અઠવાડીએ એક વખત તમારે ઘેર જમવા બોલાવવો, ને તે વખતે તમારી વહુએ મને પીરસવું. "

બેશરમ શેઠનો આશય હું સમજ્યો, પણ આનાકાની વગર મેં

ટેકચંદ હાઉસ
મહાલક્ષ્મી

સાહેબ, તા. ૨૫–૫–૧૭

મારે મારૂં તમામ કામકાજ કરી શકે એવો વિશ્વાસુ અને પ્રમાણિક સેક્રેટરી જોઇએ છીએ. કોઇ મિત્રે તમારી ભલામણ કરી છે. જો તમારે મહિને દિવસે રૂપીઆ દસ હજાર કમાવાની દરકાર હોય, તો કાલે સવારે અગીઆર વાગે ઉપરને ઠેકાણે મને મળશો. તમને ઘણો લાભ થશે.

લી. સેવક
ટેકચંદ તલકચંદ

કાગળ વાંચી મારા મોંમાં પાણી આવ્યું. મારી છાતી ફુલાઇ ગઇ. ઘડીઆળમાં જોયું તો હજી દસ વાગ્યા હતા. ખાસ પસંદ કરેલાં કપડાં પહેરી તૈયાર થઇ હું મહાલક્ષ્મી પહોંચી ગયો, ને ટેકચંદ હાઉસનું પાટીઉં જોઇ અંદર ઘુસ્યો. કેવો સારો બાગ ! કેવો સુંદર બંગલો ! શો વૈભવ ! હજી હું એજ વિચાર કરૂં છું, ત્યાં બાજુએથી ટેકચંદ શેઠ આવી લાગ્યા ને મારો હાથ પકડી બોલ્યા:

"કેમ મિસ્ટર ! આવી પહોંચ્યા ?" એટલું બોલી હસી પડયા. તેમનો ચહેરો જોઇ હું તો ડઘાઇજ ગયો. અરરર હું કયાં લોભાઇને અહીં આવ્યો એમ મારા મનમાં થયું. મેં નહોતું ધાર્યું કે ચોપાટી ઉપરનો બદમાસ ટેકચંદ હશે. પણ મારી સઘળી હિમ્મત એકઠી કરી દ્રઢતાથી હું તેમના સામો ઉભોજ રહ્યો. હું મુંગો રહ્યો તેથી તેઓશ્રીએ આગગાડી ચલાવી:

"મેં તમને ચોપાટી ઉપર નહોતું કહ્યું કે આપણે ફરી મળીશું, અને હીસાબ ચુકવી લઇશું ? આજે મેં તમને ફરી મળવા તથા હીસાબ ચુકવવા બોલાવ્યા છે. ગભરાતા નહિ. અહીં કંઇ તમારાં

હાડકાં ભાગવાનાં નથી. હું કંઇ તમારા જેવો નથી. મેં તમને કાગળ લખ્યો હતો તેમાં મેં જે લખ્યું છે તે અક્ષરશઃ ખરૂં છે. બોલો તમારો શો વિચાર છે ?"

શો જવાબ આપવો તેની મને સુઝ પડી નહિ. થોડીવાર પછી હવે બોલ્યા વિના રહી શકાશે નહિ એમ લાગતાં મારી જીભ એની મેળે લવી ગઇઃ

"ઠીક તમે કહો છો તે ખરૂં છે. હમણાં મારે પૈસાની જરૂર છે, તેથી તમારી માગણી હું સ્વીકારૂં છું, પણ લેખી કરાર કરવો જોઇએ."

"ભલે, તમેજ હમણાં ખરડો બનાવો અને આપણે સહીઓ કરીએ."

3104૨

આ જવાબ સાંભળી હું ખરડો કરવા બેઠો. અડધા એક કલાકમાં ખરડો તૈયાર કરી 'ફેર' નકલ બનાવી તે નીચે મુજબઃ

"શેઠ ટેકચંદ તલકચંદની મીલો અને બીજો ધંધો એ તમામ ઉપર સંપૂર્ણ દેખરેખ રાખવા માટે હું અટુભાઇ મનમોહન જીવન પર્યંત બંધાઉં છું, અને તેના બદલામાં તેમને માસિક રૂ. ૧૦૦૦૦ દસ હજાર આપવા હું ટેકચંદ તલકચંદ કબુલ છું."

શેઠને મેં આ વાંચી સંભળાવી તેમનો અભિપ્રાય પૂછયો તેમને આ ટુંકો કરાર પસંદ પડયો, એટલે સહીઓ કરવાનું ઠર્યું, હું ખડીઆમાં કલમ બોળી જેવો સહી કરવા જતો હતો, તેવામાં શેઠ બોલી ઉઠયાઃ

"પણ સબુર, એક વાત રહી ગઇ. એમાં એક એવી સરત લખો કે માસિક દસ હજારની રકમના બદલામાં તમારે મને દરેક અઠવાડીએ એક વખત તમારે ઘેર જમવા બોલાવવો, ને તે વખતે તમારી વહુએ મને પીરસવું."

બેશરમ શેઠનો આશય હું સમજ્યો, પણ આનાકાની વગર મેં

કહ્યું: "કબુલ!" તુર્ત તે પ્રમાણે લખી કાઢયું. કરાર ઉપર અમે બેએ સહી કરી અને કરાર મારા ગજવામાં મૂકયો. કામની શરૂઆત કાલથી કરવાનું નક્કી કરી મેં રજા લીધી.

૩

ચોમાસું શરૂ થઇ ગયું હતું વરસાદની ફરફર આવતી હતી, તે સાંભળી હું પથારીમાંથી ઉઠયો. ઉઠતાંની સાથેજ મારી ચિંતા પણ ઉઠી ઉભી થઇ. "હવે હું શું કરૂં? છવીસ ને સાત તેત્રીસ અને તેત્રીસ એટલે એકત્રીસ ને બે એટલે બીજી તારીખ. મેં આજે શરત મુજબ શેઠને જમવા બોલાવ્યા છે. રસોઇઓ તો છે પણ પીરસનાર વહુ કયાંથી લાવું?" હું વિમાસણમાં પડયો. એટલામાં મારા ઘરનું કામકાજ કરનારી બાઇ દીવાળી આવી. દીવાળી આધેડવયની–મારા કરતાં આશરે પંદર વર્ષે મોટી હતી. વિધવા હતી. તેને જોતાંજ મને વિચાર સુઝયો, ને મેં તેને કહ્યું:

"બહેન દીવાળી, મારૂં એક કામ નહિ કરો?"

"એક કેમ? નહિ કરો એમ કેમ? અમારે ચાકરને શું?"

"ના ના જરા સાંભળો. તમે મારી વહુ નહિ થાઓ?"

"મારા ર—પા—! જરા બોલતાં વિચાર આવે છે? શેઠ થઇ નોકરની આબરૂ લેવી એ બાયલાનું કામ છે" દીવાળીએ તિરસ્કાર-પુર્વક કહ્યું. મેં કાંઇક આશ્વાસનપુર્વક જવાબ વાળ્યો:

"ના દીવાળી. હું નીચું કામ કરવાની વાત કરતો નથી. હું ખરેખર તમને પૂછું છું કે એક વખત મારી વહુ થવાનું કબુલ કરશો?"

દીવાળી કાંઇ સમજી શકી નહિ. તેને લાગ્યું કે કદાચ હું પુનર્લગ્ન–વિધવા વિવાહનું ભાષણ સાંભળી આવ્યો હોઇશ, અને તેનો ઉદ્ધાર કરવા ઇચ્છતો હોઇશ. તેથી તેણે સામો પ્રશ્ન કર્યો:

"હેં ખરેખર, તમે સાચું કહો છો કે મશ્કરી?"

"સાચું નહિ પણ જુઠ્ઠું, ને મશ્કરી નહિ પણ ખરી વાત,

દરેક અઠવાડીએ માત્ર એકાદ કલાક મારી વહુ હો એમ તમારે વર્તવું પડશે. તમારી આબરૂ ભાઇ તરીકે સાચવવી એ મારૂં કામ છે; " એમ કહી મેં મારી સઘળી મુશીબત દીવાળીને જણાવી. મારા પર દયા લાવી તેણે વહુનો પાર્ટ ભજવવાનું કબુલ કર્યું. શરૂઆત આજથીજ કરવાની હતી. પાડોશીને ઘેરથી તેની સ્ત્રીનાં સારાં કપડાં હું માગી લાવ્યો. પાડોશીએ પૂછ્યું પણ ખરૂં, કે તમારે કુંવારાને એવાં કપડાંનું શું કામ છે. તેની સ્ત્રીએ મશ્કરી કરી. તે નહિ ગણકારતાં હું કપડાં લઇ આવ્યો. દીવાળીએ તે પહેર્યાં. વિધવા હતી છતાં ચાંલ્લો કર્યો ને બંગડીઓ પહેરીઃ એ રીતે તે બનીઠનીને રસોડામાં બેઠી. રસોઇઓ રસોઇ તૈયાર કરી ચાલ્યો ગયો હતો. ચાકર તો કોઇ હતોજ નહિ.

બરોબર અગીઆર વાગે શેઠશ્રી પધાર્યા. અંદર આવી તેમણે કપડાં કાઢ્યાં. મેં તેમને હાથબાથ ધોવામાં મદદ કરી. શેઠની અધિરાઇ વધતી જતી હતી. તેથી તેમનાથી બોલ્યા શિવાય રહેવાયું નહિઃ " મિસિસ ક્યાં છે ? " મેં ટાઢે પેટે જબાબ વાળ્યોઃ " ચાલો અંદર પાટલા ઉપર બેસીએ, એટલે તે સ્વહસ્તે પીરસવા આવશે. " અમે પાટલે બેઠા. શેઠની અધિરાઇ વધારવા માટે થાળીઓ આગળથી પીરસી મૂકેલી હતી. શેઠ જરા ચીઢાયા, પણ શું કરે ? પાંચ સાત ભજીઆં સાથે લાગાં મોંમાં મૂકી, બધાં જલદી ખલાસ કરી રોફબંધ તેમણે પોકાર્યું, કે ભજીઆં લાવો. હવે મારી ગભરામણ વધવા લાગી. શેઠના કોડ પૂરા પાડવા ગરમાગરમ ભજીઆંની થાળી લઇ દીવાળી બાઇ ઠમકો કરતાં બહાર આવ્યાં, ને શેઠે સપ્રેમ પ્રણામ કર્યા. પરંતુ દીવાળીએ જરા ઘુમટો તાણેલો, તે ભજીઆં પીરસવા જતાં આઘો ખશી ગયો. ચંદ્રગ્રહણ છૂટી ગયું, ને ચંદ્રમુખનાં દર્શન થયાં. શેઠના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે એકદમ ઘાંટો પાડી ગાજ્યાઃ

" લુચ્ચા ! બદમાશ ! મારી આવી મશ્કરી ! આ શું તારી વહુ છે ? "

વીજળીના કાટકા સમું તેમનું બોલવું મારા કાન સાથે અથડાયું. મારે ન છૂટકે વરસાદ વરસે તેમ ઉચ્ચારવું પડયું:

"શેઠ હું સોગનપૂર્વક કહું છું કે એ મારી વહુ છે. ન માનતા હો તો પૂછો એને."

"હા, શેઠ ખરેખાત હું એમની વહુ છું." દીવાળીએ શરમાતાં શરમાતાં કહ્યું.

શેઠે સામી ગર્જના કરી: "કપાળ તમારૂં! વર કરતાં વહુ આવડી મોટી હોય? હિંદુઓમાં કજોડાં થાય છે; તોય આવાં નહિ. કયાં તમે અટુભાઇ ને કયાં આ સ્ત્રી? બસ આજથી આપણો કરાર ખલાસ."

એટલું કહી શેઠ એકદમ ઉઠયા, ને કપડાં બદલી તેમણે ચાલવા માંડયું. દિંગમૂઢ થયેલો હું ફક્ત એટલુંજ બોલી શકયો:

"શેઠ ઠંડા પડો. મારૂં સાંભળો. ઉભા રહો." પણ શેઠ ઉભા રહ્યા નહિ. ને જતાં જતાં કહેતા ગયા: "યાદ રાખજો કે આપણે ફરીથી મળીશું."

મેં પાછા રસોડામાં જોયું તો શેઠાણીને છાજે તેમ સર્વ કારભાર દીવાળી કરી રહી હતી, ને રોફબંધ જમતી હતી. મેં ધીમે રહી તેને કપડાં બદલી નાખવા, તથા પાડેશીને ઘેર આપી આવવા અને બધું સાફ સુફ કરી નાખવાનો હુકમ કર્યો. શેઠ મટી ચાકર થવાનું તેને તુર્ત પસંદ પડયું નહિ, પણ ન છૂટકે કામ કરવા તત્પર થઇને કપડાં બદલી એંઠવાડ કાઢવા મંડી પડી; એટલામાં ઝપાટાબંધ દાદરો ચડી માણેક બહેન ઉપર આવ્યાં, ને મને ઉદ્દેશી બોલ્યાં:

"અટુભાઇ, તમારો ઉપકાર માનવા હું તથા તમારા ભાઇ આવ્યાં છીએ. પહેલી હું આવી છું. એ જરા એક મિત્રની સાથે કામે ગયા છે. તે હમણાં આવતા હશે. કેમ ખુશી તો ખરા?"

માણેકે છેલ્લું વાકય પૂરૂં કર્યું નહિ, એટલામાં દાદર ખખડયો.

હું તથા માણેક સમજ્યા કે એમના વર આવ્યા હશે. પણ આતો ટેકચંદ શેઠ ઉપર ચઢી આવ્યા. મારી સામે એક બાજુ માણેક ઉભેલી હતી, ને પાછળ બીજી બાજુ દીવાળી એંઠવાડ કાઢતી હતી. બંનેના ઉપર એકીજ વખતે બાજપક્ષી સમી સર્વગ્રાહી દૃષ્ટિ ફેંકીને શેઠ તડૂક્યાઃ

" મિસ્તર, ચાકરડીને વહુ ઠોકી બેસાડતાતા તે કેવા સપડાયા ? નીચે હું સંતાઇ રહ્યો હતો, તે તમારાં ખરાં વહુજી પધાર્યાં, તેમની પૂઠે હું ચઢી આવ્યો. બોલો શું કહો છો ? કઇ તમારી વહુ ?"

હું જવાબ આપું તે પહેલાં ને સ્થિતિ સમજી શકું તે પહેલાં, વીજળી વેગે દીવાળીએ દોડી આવી પોતાના બંને હાથ નાટકી ઢબે મારા ગળાની આસપાસ વિંટાળી દીધા, ને મારે હૈડે તે ઝુલવા લાગી. તેણે મારા હોઠ ઉપર, ગાલ ઉપર, કપાળ ઉપર, આખા મોઢા ઉપર બચ્ચીઓનો વરસાદ વરસાવ્યો. હું ગુંગળાઇ ગયો, પણ દીવાળીએ શાંતિથી કહ્યુંઃ

"વહાલા, ગભરાઓ છો શું કામ ? એ શેઠ હુંજ એમની પરણેતર છું બીજી જે કોઇ એમની વહુ થતી આવે, તેને ધક્કા મારી ઘર બહાર કાઢવાની સત્તા હું ધરાવું છું."

આવી કફોડી સ્થિતિમાં વધારે વખત ઉભા રહેવાનું મારામાં સામર્થ્ય નહોતું. દીવાળીને ગળે હાથ નાખીને હું તેને રસોડામાં લઇ ગયો, ને તેને ત્યાંજ બેસવાનું કહ્યું. હું પાછો આવ્યો તે વખતે શેઠ માણેકને પગે લાગતા હતા, ને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી નીચે મુજબ કાલાવાલા કરતા હતાઃ

"ઓ ખૂબસુરત પરી ! મારી દયા કરો. હું પ્રેમઘેલો બનેલો છું. મારો પ્રેમ સ્વીકારો."

હું કાંઇ પણ કરી શકું ત્યાર પહેલાં એક અતિ રૂપાળો અને નવજુવાન ગૃહસ્થ મારો દાદર ચઢી ઉપર આવ્યો. અહીં ભજવાતું

નાટક જોઇ તેનો પિત્તો ઉછળ્યો; છેલ્લા બોલાયલા “ મારો પ્રેમ સ્વીકારો.” એ શબ્દોનો રણકાર તેના કાનમાં પડેલો તેથી અગર શેઠને માણેકના પગ આગળ પડેલા જોઇને તેના ગુસ્સાનો પાર રહ્યો નહોતો, એમ મોઢા ઉપરથી જણાતું હતું. એકદમ આગળ ધસી આવી હાથ-માંની કડીઆળી સોટી તેણે શેઠના ટાલવાળા બોડા માથા ઉપર મારી. શેઠ ગોઠમડું ખાઇ ગયા, ને તેમના માથા ઉપર લાલ શુકન થયા. હવે મને ભાન આવ્યું. હું હવે સમજ્યો કે આજ માણેક બહેનના વર. તેમને અગાઉ મેં જોયેલા એટલે જાણ્યું કે આતો પ્રખ્યાત ધારાશાસ્ત્રી કૃષ્ણરાય. હું કાંઇપણ બોલું ત્યાર પહેલાં પાછી મેળવેલી સાનવાળા શેઠ કૃષ્ણરાયને પગે પડ્યા, ને માફ માંગી ચાલતા થયા. હું બબડ્યો: “ શેઠ યાદ રાખજો આપણે ફરીથી મળીશું. ”

આજની સર્વ વાત અથઇતિ મેં માણેક બહેનને તથા કૃષ્ણ-રાયને કહી. તેમને માટે મારે કેટલું સોસવું પડ્યું હતું, તે જાણી તેઓ દિલગીર થયાં. કેટલીક વાર સુધી મારો ઉપકાર માની તેમને ઘેર અવાર નવાર જવાનું નોતરૂં આપી તેઓ વિદાય થયાં.

અંદર જઇ હું જોઉં છું તો દીવાળી ન મળે.

૪

શિયાળો ક્યારનો બેસી ચુક્યો હતો. કડકડતી ઠંડીમાં લાંબી રાતો એકલાં કાઢવાનું કામ મુશ્કેલ હતું. તે દિવસના બનાવ પછી કોઇ વખત દીવાળી મારે ઘેર આવી નહોતી. હું પણ ભાગ્યેજ કોઇને ઘેર ગયો હોઇશ. મને હવે એકલાં ગમતું નહોતું. ઘરમાં કોઇ હતુંજ નહિ. કૃષ્ણરાય ને માણેક બહેન સાંભર્યાં, ને સવારે ત્યાં જઇશ એમ નિશ્ચય કરી સુતો. સવારમાં ટપાલ આવી, તેમાં માણેક બહેનની ચીઠ્ઠી હતી; એમણે લખ્યું હતું, કે બે દિવસ રહેવા માટે મલબાર હિલ ઉપર આવવા કૃપા કરશો. હું કંટાળ્યો હતો એટલે એકદમ ત્યાં ચાલ્યો ગયો, એટલો જલદી આવીશ એમ ધારેલું નહિ

તેથી કૃષ્ણરાય ઘેર નહોતા. માણેકે મારી આગતાસ્વાગતા કરી. અમે વાતે વળગ્યાં. શેઠ ટેકચંદ પાછળથી તેમને ઘેર આવી માફી માગી ગયા હતા, તથા તેમનાં શેઠાણી અમથીબાઇ ઘણાં અવળચંડાં હતાં એટલે કહે તે ન કરે ને ન કહે તે કરે એવાં હતાં, તેથી શેઠ કંટાળેલાં ને ભાન ભૂલેલા, તે બંનેને માણેક બહેને થોડા વખતમાં કેવી રીતે સુધાર્યાં હતાં, તથા અમથી શેઠાણી વારે વારે માણેક જોડે હવે આવતાં હતાં, વગેરે વાતો કર્યા પછી માણેક બહેન ફરી મારો ઉપકાર માનવા લાગ્યાં.

"અટુભાઇ, વારે વારે એજ વાત કરવી ઠીક નથી, પણ તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે."

"એ વાતજ જવા દોને હવે"

"ઠીક લો તારે. પણ પેલી દીવાળી ક્યાં છે? ઘણી વફાદાર ને ડાહી બાઇ?"

"એ બિચારી તો એવી શરમાઇ ગઇ છે કે ફરી મોંજ બતાવ્યું નથી. એવા બનાવ પછી જે ઘરમાં એક પણ સ્ત્રી ન હોય તેવા ઘરમાં એ પગ પણ કેમ મૂકી શકે?"

મારા છેલ્લા વાક્યથી જાણે કાંઇ તેના મન ઉપર અસર થઇ હોય તેમ જણાયું. થોડી વાર વિચાર કરી તે બોલી:

"ખરી વાત છે, ભાઇ, હવે તમારે પરણવાનો વખત થયો છે. લો, મારા ઉપર તમે કરેલા ઉપકારના બદલામાં હુંજ તમને વહુ શોધી આપું. લીલી ઓ લીલી! આમ આવ તો" તેણે વાક્ય પૂરૂં પણ ન કર્યું, એટલામાં હાથમાં ચાના પ્યાલા લઇ અતિ સુંદર અને લાવણ્યમયી યુવતિ ઓરડામાં દાખલ થઇ. તેનું રૂપ જોઇ હું અંજાઇ ગયો. માણેક બ્હેનને માથે ટપે એવી અપૂર્વ સુંદરતા! મારા મોં ઉપર થતા વિકાર માણેક બહેન જોઇ રહ્યાં હતાં. લીલીના હાથમાંથી પ્યાલા વાળી ટ્રે લઇ ટેબલ ઉપર મૂકીને તેમણે તેનો હાથ ઝાલી મારા હાથમાં આપ્યો, ને બોલ્યાં:

" ભાઇ, આ મારી નાની બહેન લીલાવતી. સ્ત્રી જાતનું સન્માન કરવાનું તથા ગૌરવ જાળવવાનું કામ કરવે તમે કેવા શૂરા છો તેની મને ખબર છે. તેની નિશાની તરીકે તથા મારા ઉપર કરેલા ઉપકારના બદલામાં આ મારી બહેન તમને સોંપું છું. એકને વહુ કહી, બીજીને વહુ કરી, એમ આને પણ માત્ર મશ્કરીમાં ગણી કાઢતા નહિ. બહેન લીલી, તમારૂં જોડું હેવાતન ભોગવો!"

હું પણ કાંઈ ઓછો રૂપાળો નહોતો. લીલા પણ પ્રસન્ન થયેલી જણાઇ. એટલામાં કૃષ્ણરાય પધાર્યા. તેજ દિવસે અમારાં લગ્ન થયાં. બીજે દિવસે અમે જ્યારે નીકળ્યાં ત્યારે માણેકે શીખામણ આપી કે,

" જો જો, પેલી બીચારી દીવાળીને ભૂલી ન જતા. હવે તમે કાંઇ એકલા નથી કે તે શરમાય. તમે બહાર જાઓ ત્યારે મારી બહેનને પણ ઘરમાં સોબત જોઇએ."

" ઠીક " કહી અમે મોટરમાં બેઠાં. મોટર ચાલી. જેને તેને મારી વહુ તરીકે મેં ઠોકી બેસાડેલી; પણ આખરે મારી વહુ મને મળી ખરી. અમે એકમેકની સામે અમીભરી દૃષ્ટિએ જોઇ રહ્યાં.



# મારો વર

આજ શ્રાવણ મહિનાની પવિત્ર અગીઆરસ છે. દર્શન કરવા જવા માટે કપડાં પહેરી મારી બ્હેનની વાટ જોતી હું ઉભી છું. ચોમાસું વીત્યે પહેલા મુરતે મારાં લગ્ન થશે, એના મનગમતા વિચારોમાં હું મશ્ગુલ છું. જરા બારણું 'ખખડાવ્યું, અને કાંતિચંદ્ર અંદર દાખલ થયા. એ જરા ઉશ્કેરાયલા જણાયા, એ જોઇ મેં પૂછ્યું:

"કેમ વહાલા, મારા ભાગ્યનો સંપૂર્ણ ઉદય થયો છે, છતાં તેવે પ્રસંગે તમે નાખુશ કેમ જણાઓ છો?"

"જોને, માલતી હું એજ કહેવા આવ્યો છું. તારી બહેનને મળીને મેં મારે જે કહેવાનું હતું તે કહ્યું, ત્યારે તેણે કહ્યું કે બા હું કાંઇ ન જાણું. તમે જાણો ને તમારી માલતી જાણે."

"પણ શું છે ? એવું તે શું છે ?"

"કાંઇ ખાસ નહિ. એ તો એજ કે તને આઠેક દિવસ ઉપર તારા કાકાનો મોટો વારસો મળ્યો છે, તેથી હું તારી જોડે લગ્ન કરવા રાજી નથી."

આ સાંભળી મારા મનને જબરો આઘાત થયો. આ એમનું "કાંઇ ખાસ નહિ !" કોઇ પોતાની ભવિષ્યની પત્નીને પૈસાદાર થયેલી જોઇ આનંદ પામેઃ અહીં તો મને પાંચ લાખ રૂપીઆ મળેલા જોઇ ભાઇ સાહેબ વિવાહ તોડવા તૈયાર થયા હતા. બાબત એમ હતી, કે મારા કાકા નાનપણથી દક્ષિણ આફ્રિકામાં રહેતા હતા, તેઓ ત્યાંથી પોતાનો ધંધો રોજગાર આટોપી લઇ હિંદસ્તાન આવતા હતા. રસ્તામાં સ્ટીમર સુરંગ સાથે અથડાઇ પડવાથી તેમનું મોત થયું હતું. તેમના વિલ મુજબ તેમની સઘળી દોલત મને મળી હતી, તે વિષેનો સોલિસિટરોનો પત્ર મુંબાઇથી આઠેક દિવસ ઉપર આવ્યો હતો. આઠ દહાડા વિચાર કર્યા પછી કાંતિચંદ્ર આ નિશ્ચય ઉપર આવેલા જણાયા. શોક ને ગુસ્સો–એ બંનેની મિશ્ર લાગણીઓ રોકી જેમ તેમ કરી હું બોલીઃ

"કાંતિચંદ્ર, તમે કાંઇ મારી ગરીબાઇ જોડે પરણવાના નહોતા– મને પરણવાના હતા. ખરૂં કે નહીં ? તો પછી વારસા સાથે લગ્નને શો સંબંધ છે.

"ઘણોયે: જુઓ માલતી" —જો–ને બદલે જુઓ શબ્દ એ એમના પ્રેમનું પરિવર્તન સૂચવતો હતો—"મને કજોડું પસંદ નથી. મારા કરતાં મારી વહુ પાસે વધારે પૈસો હોય તેથી મારે દુઃખી થવાનો પ્રસંગ આવે."

" શા માટે ? "

" જુઓ હું તમને સાફ સાફ કહું છું. તમને ખબર છે, કે હું મારા મોટા ભાઇ ને ભાભી સાથે રહું છું. મારી ભાભીને તમારા જેવો જબ્બર વારસો મળ્યો નથી, પણ પીયરમાં અઢળક ધન છે, તેથી તેમને ત્યાંથી અવારનવાર ઠીક ડલ્લો મળે છે. મારા ભાઇની કમાઇથી બમણું તમણું વરસ દહાડે ભાભી પીયરથી લાવે છે. એક દિવસ ઘરનો તમામ જૂનો ફરનીચર ભાભીએ જરીપુરાણાવાળાને વેચી દીધો, અને હજારેક રૂપીઆનો નવો ખરીદ્યો. એ જોઇ મારા ભાઇએ ઠપકો આપ્યો, ત્યારે ભાભીએ છણકો કરી કહ્યું, કે " કાંઇ તમારા પૈસા તો નથી વાપર્યા. મારા પૈસા ખરચવાનો મને અધિકાર છે." એ શબ્દો મેં સાંભળ્યા, ત્યારથી પૈસાને લીધે જે કજોડાં થાય તે કેવળ અસહ્ય છે એવી મારી ખાત્રી થઇ છે. મારા કરતાં મારી વહુ પાસે વધારે સંપત્તિ હોય એ જોવા હું ઇચ્છતો નથી. એટલું કહેવા હું આવ્યો હતો. લો, બેસો, સાહેબજી. "

" ઉભા રહો, ઉભા રહો. "

પણ ઉભું કોણ રહે ? ખેલ ખલાસ ! હું ઉભી હતી ત્યાંજ ઢગલો વળી ગઇ. મારી બહેન ત્યાં આવી, પણ મારી નિરાશાનું કારણ તેને માલમ હતું, એટલે દર્શને જવાનો વિચાર તેણે માંડી વાળ્યો, અને વિષય બદલવા કહેવા લાગી:

" માલતી, આપણે બે ચાર રોજમાં તારા કાકાને બંગલે રહેવા જવાનું છે. ઉઠ, સામાન તૈયાર કર. "

૨

**બ**ળેવને સપરમે દહાડે **ન**રસિંહજીની પોળમાં અમે જે મકાનમાં ભાડે રહેતાં હતાં, તે છોડી ઘોડદોડ ઉપરના મારા કાકાના ફુશાદે બંગલામાં રહેવા ગયાં. મારાં માબાપ ગુજરી ગયેલાં હતાં, ને નજીકના સગામાં મારી બહેન–માશીની દીકરી મધુરી હતી, તેની

સાથે હું રહેતી હતી. તેનો વર સુધાકર બડો સટ્ટાખોર હતો, તેથી તેણે પૈસાની ખુવારી કરી નાખી હતી. એ બંનેને સાથે લઇને હું મારા કાકાના બંગલામાં રહેવા ગઇ. બીજાના સહવાસમાં તથા સામાન અને રાચરચીલું ગોઠવવામાં આઠેક દહાડા પસાર થઇ ગયા; વળી કેટલીક ખરીદી કરવામાં પણ વખત પસાર થઇ ગયો. પણ પછી કાંતિચંદ્ર મને રોજ યાદ આવવા લાગ્યા: તેમની મોહક છબી મન આગળ તરવરવા લાગી. થોડો સમય વિચાર કર્યા બાદ ગોકળ આઠમના જાગરણ વખતે રાતે મેં મારી બહેનને વાત કરી:

"જો ને બહેન, કાંતિચંદ્રે તને વાત કરી છે. મારા પાંચ લાખના વારસાથી તે ગભરાઇ ગયા છે, તો બહેતર છે, કે મારે તે વારસો ન લેવો."

"એ કેમ બને ?" મધુરીએ આશ્ચર્યચકિત થઇ પ્રશ્ન કર્યો.

"મધુરી, તારા વર સટ્ટામાં—એટલે પૈસા ગુમાવવામાં પાવરધા છે: એમની એ પ્રવીણતામાં એમને કોઇ પહોંચે એમ નથી. મારા પાંચે લાખ હું તેમને સ્વાધીન કરવા માગું છું, તે એવી શરતે, કે પુર પાટ સટ્ટો તે ખેલે."

ગંભીરપણે વિચાર કર્યા પછી મધુરી બોલી:

"બહેન તું કહે છે એ ખરૂં છે. સુધાકર નક્કી તારા પૈસા ગુમાવશે. તેથી કદાચ તને તારો વર પાછો મળે, પણ મને તે વિષેની તેમજ તારા ભવિષ્યના સુખની ચિંતા ભારે થાય છે."

"તે જોઇશું. તું તારે વચ્ચે ડહાપણ ડોળતી નહિ. મારા બનેવીને અને મને ફોડી લેવા દેજે. એકવાર કાન્તિચંદ્ર મળ્યા કે પછી સુખમાં શી મણા રહેશે ? તે બેરીસ્ટર છે. ને હમણાં હમણાં ઠીક કેસ તેમને મળે છે. વડોદરામાં બીજો બેરિસ્ટર છે જ કયાં ?"

આ નવા વિચારને લીધે મને તે રાતે મોડાં સુતાં હતાં, તોપણ ભરઉંઘ આવી ગઇ. સવારમાં જ સુધાકરને મેં જરૂર પૂરતી વાત

કરી. પોતાની હોંશીઆરી દેખાડવાનો નવો પ્રસંગ મળ્યો જાણી એ તો ગોળગોળ થઇ ગયા. તેજ દિવસે અમે સૌ મારા વકીલને ઘેર ગયાં. મિલકત નામ ફેર કરી આપવાનો દસ્તાવેજ કરાવી વડોદરા બેન્કમાંથી તમામ પૈસા સુધાકરને આપવા એવી ગોઠવણ હતી.

વકીલ ઘણા કાબેલ હતા. કાન્તિચંદ્રને વાત કરવી નહિ એ સરતે તેમને કામ સોપ્યું. બેએક કલાક અમે બહાર બેઠાં, એટલામાં દસ્તાવેજ લખાઈ તૈયાર થયો. અમે સહીઓ કરવા જતા હતા, એટલામાં કોઇ વૃદ્ધ સફેદ દાઢી મૂછવાળો માણસ વકીલની ઓફીસમાં દાખલ થઇ હકુમત ભર્યા અવાજે પોકાર્યો.

" સબુર સબુર. "

આશ્ચર્યચકિત થઇ અમે જોઇ રહ્યાં, અમારાં મન વર્તી એ બોલ્યો:

" ઓ માલતી, હું તારો કાકો થાઉં. મારી મિલ્કત મેં તને આપી છે ખરી, પરંતુ મારા મરણબાદ. હાલ તો હું જ માલીક છું. ચાલ બહેન આપણે હવે ઘેર જઇએ. "

" પણ, કાકા તમે તો ડૂબી ગયા હતા ને ? "

" હા, પણ મને બીજા વહાણે બચાવ્યો: વડોદરે આવી હું બંગલે ગયો, ત્યાંથી તમારા વિષેના સર્વ સમાચાર મળ્યા. શ્વાસ ન માય એમ દોડતો હું અહીં આવ્યો છું. "

" સારૂં થયું કાકા, મારી સઘળી માથાકૂટ ટળી ગઇ. મારે વારસો લેવાની બિલકુલ ઉતાવળ નથી. "

મારે તો જોઇતું હતું ને વૈદે કહ્યું: મારો આનંદ માતો નહોતો. પરંતુ ગરીબ બીચારા સુધાકરની મને દયા આવી, કેમકે સટ્ટો ઉઠાવી શેરો એક હાથ કરવાની તેમનામાં કેટલી જબરજસ્ત શકિત છે. તે બતાવવાની તક મેળવ્યા સિવાયજ અમારે બંગલે પાછા જવું પડયું.

ઘોડદોડ પાછાં જતાં મને વિચાર આવ્યો, કે કાંતિચંદ્રને આ

આનંદદાયક સમાચાર કહી આવું, કેમકે મને ખાત્રી હતી કે હવે ગરીબ બનેલી માલતીને તે જરૂર સ્વીકારશે. મધુરી સાથે સયાજીગંજમાંના તેમના મકાને હું ગઇ ત્યાં એમના ભાઇએ ખબર આપી, કે કાંતિચંદ્ર કશું કહ્યા વગર દશેક દિવસથી બહારગામ ગયા છે. હાય, નિરાશા ! તું જ્યાંને ત્યાં સામી મળે છે ? મને વારસો મળ્યો હતો, એથી લગ્ન નહિ થઇ શકે એવું ધારી કાંતિચંદ્ર નક્કી ચાલ્યા ગયા હશે.

૩

એમ ને એમ નિરાશામાં મહિનો પસાર થઇ ગયોઃ કાંતિચંદ્રની ખર કે ખબર કાંઇ મળે નહિ. નવરાત્રિની આનંદી ખુશનુમા રાતો મને શૂળ સમાન ખુંચતી હતી. છેવટે સુધાકરને એક દિવસ નીચે મુજબ પત્ર મળ્યો.

રા. ભાઇ સુધાકર                                    રાજકોટ તા—

હું અહીં જેલમાં છું. મારા એક મિત્રને ત્યાં આવેલો, તેના ઉપર ધર્માદા પૈસા ઉચાપત કરવાનો ખોટો આરોપ હતો, પણ તે નાશી છૂટી ખરા આરોપીની શોધમાં મુંબાઇ ગયો છે. મારી ખાત્રી છે કે મારો મિત્ર નિર્દોષ છે, તેથી તેને બદલે તેના વેશમાં હું મારી મેળે પોલિસને સ્વાધીન થયો છું. મેજીસ્ટ્રેટ સાહેબ પાંચ હજારના જામીન માગે છે, તે લઇ તમે જરૂર વહેલા આવજો. અહીંની જેલમાં તપાસ કરજો.

લી. તમારો,
કાંતિચંદ્ર

આ કાગળ સુધાકરે મને બતાવ્યોઃ કાંતિચંદ્રના હસ્તાક્ષર જોઈ હું તો ખુશ ખુશ થઇ ગઇ. ન રહી મને જેલની યાદ, કે ન રહ્યું મને પાંચ હજાર મેળવવાનું ભાન. પણ સુધાકર વ્યવહારકુશળ થયાઃ

" એમ મનમાં ખુશ થયે શું થાય ? તમારા કાકા કંઇ રૂપીઆ આપશે નહિ, ને આપણું કામ થશે નહિ. મારી પાસે એક રાતી

પાઇ પણ નથી. કાંતિચંદ્રના ભાઇ મુંજી છે, ને ભાભી મીંજાજી છે, ત્યારે શું કરવું ? ”

“ સુધાકરભાઇ, તમને યોગ્ય લાગે તેમ કરો: ગમે એમ કરી એમને છોડવો. ”

“ છૂટશે તો ખરાસ્તો. એય બેરિસ્ટર છે. ”

આ બેદરકાર શબ્દોથી ચીઢાઇને હોય અગર મારે માટેની દયાથી પ્રેરાઇને હોય, પણ નરમ મીઠા અવાજે મધુરી બોલી:

“ સુધાકર, લો આ મારા સ્ત્રીધનના તમામ દાગીના. કરાવ્યા ત્યારે પાંચ હજારના હતા. હાલ ભાવ વધ્યા છે, તોય એટલા તો આવશેજ. હું છતે મારા ( થનાર ) બનેવી શું જેલમાં રહે ? ”

આ શબ્દો સાંભળી સુધાકરને પાણી ચઢયું. તુર્તાતુર્ત દાગીના વડોદરા બેંકમાં ગીરો મૂકી રૂપીઆ પાંચ હજાર લઇ તેઓ રાજકોટ ચાલ્યા ગયા.

૪

દશરાનો દિવસ વિજયનો હોય છે. એ દિવસ સુધાકરને માટે પણ જશના ડંકાનો હતો. એ દિવસે રાતે મેલમાં એ કાંતિચંદ્રને છોડાવી પાછા આવ્યા હતા. રૂપીઆની પણ જરૂર પડી નહોતી. ખરો આરોપી પકડાઇ ગયો હતો, તેથી કાંતિચંદ્રના મિત્રના ઉપરનું તહોમત હવે રહ્યું નહોતું.

એ બંનેની સાથે એક નવીન શખ્સને જોઇ મધુરીએ પૂછ્યું:

“ કાંતિચંદ્રભાઇ, આ કોણ છે ? ”

કાંતિચંદ્ર જવાબ આપે તે પહેલાં એ શખ્સ પોતે બોલ્યો:

“ કોણ હું ? હા. મારૂં નામ ગરબડશંકર. હું બેરિસ્ટર સાહેબની સાથે તુરંગમાં મઝા કરતો હતો. લહેણદારે મને જેલમાં મોકલ્યો હતો, પણ કાંતિચંદ્રભાઇને એકલાં છૂટવું ઠીક ન લાગ્યું, તેથી મારૂં દેવું પતવી મને પણ છોડવ્યો, ને ઠેકાણે પાડવા સાથે લઇ આવ્યા.

સારસમણીને લોઢું અડકે તો સોનુંજ થાય-હા-હા-હા-" એટલું બોલી ગડબડશંકર ખડખડ હસી પડયો.

રાત ઘણી ગઇ હતી, તેથી કાંતિચંદ્રે પોતાને ઘેર જવાનું માંડી વાળ્યું. મધુરીને કાલે એનાં ઘરેણાં પાછાં મળશે, અને મને મારો વર પાછો મળ્યો, એ જાણી હું ખરેખર ખુશખુશ થઇ ગઇ હતી.

બીજે દિવસે સવારે કાંતિચંદ્ર પોતાને ઘેર જવાના હતા. લાગ જોઇ એમને હું એકાન્તમાં મળી, ને મારા કાકા પાછા આવ્યાની તથા મારો વારસો પાછો કાકાને મળ્યાની સઘળી વાત કરી, ને પછી જરા અંતરના ઉમળાથી ઉમેર્યું:

"કેમ વહાલા, હવે ગરીબ થયેલી ગરીબ માલતીને સ્વીકારશો કે નહિ?"

"શામાટે નહિ?"

હજી આ શબ્દો કાંતિચંદ્રના મોઢામાં છે, એટલામાંતો ગરબડ-શંકરનો કોવાડાના અવાજ જેવો કરડકણો ઘાંટો સંભળાયો:

"એ બદમાશ, ઉભો રહે; મને જોઇ તું કયાં નાસે છે?"

એ ઘાંટાથી ઉલટી દિશામાં મારા કાકા દોડતા જતા હતા, ને થોડેક છેટે ઘસારાબંધ ગરબડશંકર તેની પૂઠે પડેલો જણાયો. કારણ ન સમજવાથી મેં તથા કાંતિચદ્રે ગરબડશંકરને એની વર્તણુક માટે ઠપકો આપવા મંડ્યો. એ ન ગણકારતાં એતો ચાલ્યોજ ગયો. આંખના પલકારામાં મારા કાકાને પકડી 'પોલિસ, પોલિસ'ની બુમો પાડતો એ અમારી સમક્ષ આવ્યો, ને બોલ્યો:

"માલતી ભાભી, મને બધી હકિકતની ખબર પડી છે. આ બદમાશ કાંઇ તમારો કાકો નથી. એ તો ઢોંગી-વેશધારી છે, ને તમારો વારસો હોઇઆં કરવા આવેલો છે. ખરેખરો તો એ મારો કાકો છે. ને એથી હું એને ઓળખી શકયો છું. સોંપો એને પોલિસને."

" ઓ બાપરે, માલતીને પાછા પાંચ લાખ મળશે ! લાખ્ખોની ધણીઆણી સાથે લગ્ન તદ્દન અશક્ય છે. "

એટલું બબડી કાંતિચંદ્ર છલંગ મારી બંગલા બહાર જતા રહ્યા; અને એ ગરબડનો લાભ લઇ મારા કાકા પલાયનમ: કરી ગયા. ગડબડશંકર તો આભોજ બની ગયો ! બીચારાને કંઇ સમજ પડી નહિ. વારસો ફરી મેળવતાં હું મારો વર ફરી ગુમાવી બેઠી, એ વિચાર મને ગુંગળાવી નાખતો હતો.

૫

એમ કરતાં દીવાળીના દિવસ આવ્યા. પણ દીવાળી મારા માટે હોળી હતી. કાંતિચંદ્ર શિવાય તમામ નકામું હતું. હાય, હું એમનું મન કેમ મનાવું, અને એમને શી રીતે પાછા મેળવી શકું ? એમની ગુંછળાવાળી, ભુખરી, લાંબી મૂછ; તિવ્ર વિચારશક્તિ દર્શાવતી ત્રણ રેખાઓવાળું ભવ્ય કપાળ: દિવ્ય જેવું શ્વેત આકર્ષનારૂં હાસ્ય; ભાગ્યશાળી ખાડાવાળા ગાલ; અપાર હોંશીઆરીની સાખરૂપ ચંચળ, સરળ, ભોળી ને કાળી કીકીવાળી મોટી આંખો; હાય હું એમના કયા અંગને ભૂલી શકું ? વિજોગ દોહ્યલો હતો.

મધુરી એજ મારા દિલનો દિલાસો હતી. એના આગળ હું મારૂં મન ખાલી કરતી હતી. બેસતા વરસના સપરમા દિવસે મેં તેને મારી જૂની યોજના અમલમાં મૂકવાની વાત કરી. એ સાંભળી પાછી એ ગંભીર બની ગઈ. છેવટે નામરજી હતી છતાં સંમતિ આપતાં તે બોલી:

" બહેન, તારૂં સુખ રૂપીઆ ખોઇ નાખવામાંજ હોય, તો ભલે તું તેમ કર. બાકી મારા વર જરૂર રૂપીઆ ખોઇ બેસશે. "

મધુરીની પરવાનગી મળ્યા બાદ મારી મિલ્કત મેં સુધાકરને સ્વાધીન કરી. એણે મુંબાઇના એક મિલના શેરોને એકહાથ કરવા માંડયા, હજાર બેહજાર શેર એણે ખરીદ્યા, ભાવ પાંચ સેં પરથી

હજાર ઉપર ગયો: ને પંદર સેં પણ થયા. સુધાકર પોતાની હોંશી-આરીથી ખુશ થતો, અને મને વધારે પૈસાદાર બનાવવામાં આનંદ માનતો હોય, તેમ મારી પાસે આવી કહેવા લાગ્યો:

" બહેન, તમારી મિલકત મેં ચાર ગણી કરી છે. સરસ્વતિ મિલના શેરનો ભાવ બહુ વધી ગયો છે; ને તમને પંદર લાખ રૂપીઆ મળશે. "

" ઓ બાપરે ! મારૂં સત્યાનાશ થઇ ગયું ! " એટલું બોલી હું રોઇ પડી. કશી સમજણ ન પડવાથી સુધાકરે કહ્યું: " માલતી બહેન, આ શું ? તમારા કામમાં કાળજી અને પ્રમાણિકપણું એ બે રાખી ધંધો કર્યો ને આટલો મોટો ફાયદો થાય છે, છતાં આ શું ? ઉપકારને બદલે અપકાર ? "

" ના ભાઇ, વાંક મારા કર્મનો છે. હું લક્ષાધિપતિ થવા માગતી નથી: લાખ્ખોથી ડરૂં છું ત્યારે તેજ સામા મળે છે: ગરીબી શોધું છું, ત્યારે તવંગરી સામી મળે છે. "

એટલામાં કાંતિચંદ્ર મને છેવટની ના કહેવા, તથા વકીલાત કરવા મુંબાઇ જવાના છે એ ખબર આપવા આવ્યા. એ આ વાત સાંભળી વધારે બેપરવા અને વધારે મક્કમ થયા. કાલ રાતે મુંબાઇ જવાના હતા.

૬

આજે દેવ ઉઠી અગીઆરસ છે. રાત્રિના આઠ વાગ્યા. કાંતિચંદ્ર આજે વિદાય થશે, ને મારા સુખનો સૂર્ય અસ્ત થશે. ઓ ભગવાન ! સારૂં જગત પૈસા, પૈસા કરે છે, છતાં જેને નથી જોઇતા તેને શું કામ તું આપે છે ?

" મિ. સુધાકર, સુધાકર કીધર રહેતા હય ? એવી બુમથી મારા વિચારથી હું જાગી ઉઠી. જોયું તો તારવાળો હતો. તાર સુધાકરના નામનો હતો; ફોડી વાંચ્યો, તો એમ આ મજકુર હતો.

" સરસ્વતિ મિલનું સરવાયું બહાર પડયું છે. ધારેલા વીસ લાખના નફાને બદલે, સરવાયામાં દશ લાખ ખોટ જણાય છે. શેરોના ભાવ ગગડી બસેં થયા છે, ને કાલે કદાચ સો થશે. તમને પાંચ સાત લાખ રૂપીઆ ખોટ જશે. ધીરજ રખજો. "

શેરદલાલનો આ તાર વાંચી મારૂં મન પ્રફુલ્લ થયું. મારા મોઢા ઉપર એકવાર ફરી લાલી આવી. મધુરી અને સુધાકર રડતાં હતાં. એમને શાન્તિ ને ધીરજ રાખવા મેં ફરમાવ્યું: પછી જરા નમનતાઇથી મેં મધુરીને કહ્યુંઃ

" બહેન, કાંતિચંદ્રને મુંબાઇ જતાં પહેલાં એક વખતે મને મળી જવાનું ન કહી આવે ? સયાજીગંજ કયાં દૂર છે ? "

વહાલસોઇ મધુરી મને સગીબહેન કરતાં પણ વધારે ચહાતી હતી. પોતાના જીવથી પણ તે મને અધિક ગણાતી હતી. મોટરમાં એકદમ તે કાંતિચંદ્રને લઇ આવી. કાંતિચંદ્રને જોતાંજ મારા મન ઉપરનો કાબુ જતો રહ્યો. પ્રસંગ વર્તી સુધાકર અને મધુરી જતાં રહ્યાં. કાન્તિચંદ્રે પૂછ્યુંઃ

" મને કેમ અત્યારે બોલાવ્યો ? મારે જરા ઉતાવળ છે, મારો વિચાર હું બદલી શકું એમ નથી. "

" એ તો મને ખબર છે, પણ તમે વાત જાણતા નથી. મારા તમામ રૂપીઆ હું ગુમાવી બેઠી છું. સરસ્વતિ મિલે મોટી ખોટ બહાર પાડી છે, ને શેરનો ભાવ ગગડી ગયો છે. હવે હું તમારા કરતાં વધારે દરિદ્ર છું; પછી તમને શો વાંધો છે ? મારાથી તમારા વિના રહી શકાય એમ નથી, એથી કરગરીને કહું છું, કે મારો સ્વીકાર કરો. મારૂં ન માનતા હો, તો જુઓ આ તાર. "

તાર વાંચી રહ્યા બાદ કાંતિચંદ્રની મુખાકૃતિ ઉપર શોકની આછી છાયા પસરી. મેં કદિ નહિ દીઠેલી એવી નરમાશ પોતાના અવાજમાં મેળવી તે બોલ્યોઃ

" માલતી, આપણું લગ્ન તમે તવંગર હતાં ત્યારે જેટલું અશક્ય થયું હતું, એટલું અશક્ય હવે તમે ગરીબ થયા ત્યારે પણ રહ્યું છે. કેમ ? લો સાંભળો. એ મિલના શેરનો ભાવ વધતો હતો, ત્યારે સુધાકરની સલાહથી અને પૈસા મેળવી તમારે લાયક થવાની લાલસાને લીધે મેં મારી સઘળી પુંજી–રૂ. ૨૫૦૦૦ તેમને સ્વાધીન કરી. એ પૈસા પણ સરસ્વતિ મિલમાં ડૂબ્યા. બંને ભીખારી પરણીને શું કરીએ ? "

ડુસકાં ભરતાં હું બોલી: " હું વહાલાની ગોદમાં સુકો રોટલો ને મીઠું ખાઇ જીવન ગુજારીશ; પણ હા કહો. વકીલાતમાં પણ કાંઇ મળશે ને ? "

કાંતિચંદ્ર ડોકું ધુણાવી ત્રીજી ફેરો ના કહેવા જતા હતા, એટલામાં સુધાકર હાથમાં એક કાગળ લઇ ઓરડામાં દાખલ થયા, ને કાંતિચંદ્રને ઉદ્દેશી બોલ્યા:

" કાંતિચંદ્રભાઇ, આ તમે મને કાલે આપેલો રૂપીઆ પચીસ હજારનો ચેક લો. એ વાપરવાનો સમયજ ન આવ્યો. ભાવ વધવાને બદલે ગગડયા, એટલે તમારો ઓર્ડર બજાવવા દલાલને ટાઇમ મળ્યો નહિ. એવો બીજો તાર આ હમણાં આવ્યો: મુંબાઇ મોકલવાની હવે જરૂર નથી તેથી ચેક પાછો આપું છું. તમે ખોટમાંથી બચ્યા. "

સુધાકરની હાજરીની દરકાર કર્યા શિવાય કાંતિચંદ્રે " આ મારી માલતી " કહી મને પોતાના બંને હાથમાં લીધી. કહેવાની જરૂર છે કે માગશર સુદ બીજને દિવસે મારો વર મને પાછો મળ્યો–અમારાં લગ્ન થયાં ? કાંતિચંદ્ર મુંબાઇ ન ગયા. પચીસ હજાર રૂપીઆથી જીવન શું નભી ન શકે ?

# કોની વહુ?

હું મારા માબાપની એક પુરી હલેતી લાડકવાયી દીકરીઃ બહુ આદરમાનથી તેમણે મને ઉછેરી. સગાં વહાલાં, નાતજાત, તમામની દરકાર કર્યા શિવાય તેમણે મને નવી કેળવણીનો સ્વાદ ચખાડ્યો, તે એટલે સુધી કે ચૌદ વર્ષે તો હું મેટ્રિક થઇ, ને અઢારમે વરસે બી. એ. થઇ. મારૂં યૌવન હવે સંપૂર્ણ ખીલી નીકળ્યું, ને મારા પ્રયત્ન છતાં કેમે કર્યું તે ઢાંક્યું રહેતું નહિ. મારાં માબાપને-બાપ કરતાં માને વિશેષ-ચિંતા થવા લાગી. છેક ઉકરડા જેવી હું નહોતી, તો પણ અરાઢ વરસે તો વધતાં શી વાર

લાગે ? મારા શરીરના વસંતનો ખરો બહાર હતો. માબાપ ફીકરમાં પડે તેમાં શી નવાઇ ? મારે માટે યોગ્ય વર તેમણે શોધવા માંડયો. વડોદરા જોયું, અમદાવાદથી છેક રાજકોટ અને ભરૂચથી છેક વલસાડ સુધીમાં મારી નાતમાં મારે લાયક વર શોધ્યો જડયો નહિ. કોઇ ખુબસુરત હોય તો શરીરે નબળો હોય: કોઇ કૂળવાન હોય તો ગરીબ હોય: કોઇ પૈસે ટકે સુખી હોય તો ભણવામાં મંદ હોય: ને કોઇ વર વાતે લાયક હોય તો ઉમ્મરે નાનો હોય; એમ એક પછી એક નાતના તમામ છોકરાઓ ઉપર જજમેન્ટ પસાર થઈ ગયાં. છેવટે મુંબાઇના કોઇ મિત્રે એક જુવાનની ભલામણ કરી. તે અમારી નાતનો હતો. એમ. એ. એલ. એલ. બી. ને એડવોકેટ થઇ મુંબાઇમાં વકીલાત કરતો હતો. સારી નામના મેળવી હતી. પહેલાં મેં તેની છબી જોઇ: મને તેને દૂરથી જોવાનું મન થયું. મારા પિતાએ મને એટલી છૂટ—સગવડ કરી—આપી. મેં એમને જોયા ને થઇ ચુકયું. હું મોહી પડી.

શું એમનું રૂપ ? થોડી કણુકે જાણે નવરાશની વખતે હળવે હાથે બ્રહ્માએ એમના અવયવ ન ઘડયા હોય ! સામાન્ય રીતે પુરૂષમાં સ્ત્રી પોતાથી વિરૂદ્ધનું રૂપ નિહાળી પ્રસન્ન થાયછે. મારો સ્વભાવ મૂળથી કાંઇક ઉલટો હતો. પુરૂષને યોગ્ય સાહસ, નીડરતા ને સ્વતંત્રતાના ગુણ મારામાં કેળવણીના પ્રતાપને લીધે હતા; એટલે મારા વર વિષેના મારા આદર્શ કાંઇ જૂદા પ્રકારના બંધયલા હતા. જાણે તે આદર્શો એમનામાં—સવિતાનારાયણમાં મૂર્તિમંત ન થયા હોય એમ અમને જોતાં વાર મને ભાન થયું. શી એમની કાંતિ ! પ્રત્યેક અવયવમાં મરદાનગીને બદલે નાજુકપણું—પુરૂષાતનને બદલે કોમળતા વધારે દીપી નીકળતી હતી. લાંબા, ગોળ, સીધા હાથ: આરસની ફરસબંધીશું ભવ્ય કપાળ: ફૂલેલા ગાલ: ચંપકવર્ણો દેહ: કાળા, સુંદર, કૃષ્ણની પેઠે વચ્ચેથી પાંથી પાડેલા વાળ: તીર સમું

સીધું નાકઃ ને એક હાથમાં સમાઇ રહે તેટલીજ કેડ; આમ દરેક અંગ પાછળ હું ગાંડી થઇ. ઓખાની પાછળ અનિરૂદ્ધ જેમ ગાંડો થયો હતો, ને દરેક અંગને મોહી પડયો હતો, તેમ હું પણ એમના પ્રત્યેક અંગ ઉપર મોહી પડી. કેવી રીતે તે અત્યારે હું કહી શકતી નથી–મારામાં પ્રેમાનંદ જેટલું કવિત્વ નથી; પરંતુ તેના જેટલી રસિકતા તો છેજ, એટલે મારા મનથી હું સવિતાનારાયણને વરી ચુકી.

ઘેર જઇ મારા પિતાને મેં મારી સંમતિ દર્શાવી. તેમને એટલુંજ જોઇતું હતું. સવિતાનારાયણની એડવોકેટ તરીકેની કીર્ત્તિ ગામે ગામ પસરી ગઇ હતીઃ ને જાહેર પુરૂષોમાં તે મોખરેની જગા સાચવતા હતા. એવો જમાઇ ક્યાંથી મળે? માબાપે મુરત જોવડાવ્યાં ને વિવાહ કીધો. સાંભળ્યા પ્રમાણે પહેલાં તો સવિતાનારાયણે જરા હા ના કરીઃ હું સમજી કે ભાવ ખાવા માટે એમ કર્યું હશે; પણ છેવટે માન્યું. લગન લીધાં–વડી પાપડ થયાં–અમે પરણ્યાં–ને પરણી ઉઠયાં. હું આખો સમય એમનેજ નિહાળી રહી હતી. મારૂં મન પ્રફુલ્લ હતું. મારો આનંદ માતો નહોતો. હરખચમક થવાની માત્ર બાકી હતી!

૨

પહેલી રાત! હા, આજ લગન પછીની–એટલે પરણેલા જીવનની મારી પહેલી રાત હતી. મારૂં લગન થયા પછી એક વરસે આજે હું મારા વરને ઘેર આવી હતી. જે રાતની હું આતુરતાથી રાહ જોતી હતી, તેજ આ રાત. કોણ જાણે કેમ આજ એમને બહારથી આવતાં મોડું થયુંઃ ને મને કંઇ કંઇ થઇ જતું હતું. આખરે એ આવ્યાઃ અમે જમ્યાં ને શયનગૃહમાં ગયાં. પણ કોણ જાણે કેમ એમને શું થયું હતું? એમનો આનંદી, મોજીલો સ્વભાવ જતો રહ્યો હતોઃ તેની જગ્યા ગંભીર અને ભયંકર મૌન્યે સાચવી હતી. મેં જાણ્યું, કે શરમ એકલી સ્ત્રીને આવે ને પુરૂષને ન આવે એવું

કાંઇ બને નહિ. આજ પહેલો દિવસ છે; કદિ બોલ્યા નથી એટલે અમારી વચ્ચે બરફનો ડુંગર પડેલો છે, તે ધીમે ધીમે ઓગળશે. હમણાં બોલશે, બોલાવશે, રમાડશે ને મારા કોડ પૂરશે. પણ નહિ, એમણે તો એકાદ બે બ્રીફ—કેસનાં કાગળો વાંચ્યાં. અડધો કલાક થયો—આખો કલાક ગયોઃ બાર વાગ્યા ને એ તો દીવો હોલવી નાખી સુઇ ગયા; જાણે એકમેકને ઓળખતા ન હોઇએ—કશું સગપણ ન હોય, એમ આખી રાત ગઇ.

એમને એમ બીજો દિવસ ગયો, ત્રીજો ગયો; અઠવાડીઉં પસાર થઇ ગયું. હવે હું કંટાળી. પુરૂષ જેવી સાહસ વૃત્તિ મારામાં હતી, તેનો મેં ઉપયોગ કરવાનું નક્કી કર્યું: એ ન બોલે તો મારે બોલાવવા. નવમી રાતે એ બ્રીફ જોતા હતા, ત્યાં હું ગઇ ને એમનો હાથ ઝાલ્યો. એમણે એ છોડાવવા યત્ન કર્યો નહિ. શાંતિનો ભંગ મેં પહેલો કર્યોઃ

“ કેમ, કેટલા દિવસના અબોલા લીધા છે ? ” કોમળ, મૃદુ, સંગીત ધ્વનિ જેવો ને શાંતિના થયેલા ભંગ પ્રત્યે નાખુશી દર્શાવતો ઉત્તર મળ્યોઃ

“ તમે ક્યારે બોલાવ્યો તે ન બોલ્યો. ” હોંશીઆર બેરિસ્ટરને છાજે તેવો ઉડાવનારો જવાબ મળ્યો; પરંતુ એ જવાબમાં નહોતી બેરિસ્ટરને છાજે એવી બોલવાની છટા કે નહોતો એમાં વકીલનો શૌર્ય ભર્યો અવાજ. કેસ હારેલા વકીલથી લથડતી જીભે ઉચ્ચરાયલા વક્તૃત્વ જેવું આ વાક્ય હતું. બરફનો ડુંગર હજી એમનો એમ ટટાર ઉભેલો મને જણાયો; તેને ઓગાળવા માટે જરા તાપની જરૂર હતી. હું બોલીઃ

“ વહાલા, શું કામ તલસાવો છો ? ” એટલું કહી એમને ગળે મારા બંને હાથ નાખી જેવી તેમના હોઠ સાથે મારા હોઠ અરાડવા જતી હતી, તેવામાં મારા શરીરે કાંઇ કઠણ સ્પર્શ થયો ને હું

ચમકી. હું ગભરાઇ ગઇ. મને કશી સુઝ પડી નહિ, છેવટે રડવા જેવી થઇ ગઇ, અને ડુસકાં ભરતાં સવાલ કર્યો:

" તમે કોણ છો-પુરૂષ કે સ્ત્રી ? જે હો તે સાચેસાચું કહેજો."

ફક્ત બે શબ્દમાં જવાબ મળ્યો:

" તમને શું લાગે છે ? "

અને મારો મિજાજ ગયો; પરંતુ લાગણી ઉપર કાબુ રાખી હું બોલી:

" અરે રે, તમે મારો ભવ બગાડયો, તમે સ્ત્રી છો, છતાં પુરૂષ વેષે મને પરણ્યા ! જરા દયા પણ ન આવી ? હવે હું શું કહીશ ? અરે રે ! કેમ જીવીશ ? અને બહાર શું મ્હોં બતાવીશ ? "

" અને હું શું કરીશ ? હું શું મ્હોં બતાવીશ ? "

" વાંક તમારો છે, તે તમારૂં લાગ્યું તમે ભોગવોસ્તો. "

" નાહક અકળાશો નહિ. બનનાર હતું તે બન્યું. બધી વાત જાણશો તો મારો વાંક એટલો બધો જણાશે નહિ. "

" ચાલો કહો તમારી કથા " એટલું કહેતામાં મને ફરી ડુમો ભરાઇ આવ્યો, ને મારા મિત્રે મારૂં માથું પોતાના ખોળામાં મૂકી મને **આશ્વાસન** આપ્યું.

૩

હું જરા શાંત પડી એટલે એમણે પોતાની કથા ચલાવી. ટુંકામાં તેનો સાર આ પ્રમાણે છે.

" મારાં માબાપ ઘણા પૈસાદાર હતાં. તેમની મોટી ઉમરે મારો જન્મ થતાં જ દાયણે પુત્ર પ્રસવ્યો છે એમ ઠોકી માર્યું. એ ભુલ આઠેક દહાડા સુધી ચાલી ગઇ: મિત્રોમાં, ગામમાં બધેજ પુત્ર પ્રસવ્યો છે એવી ખબર ને વધામણાં ગયાં. જ્યારે ભુલ જણાઇ ત્યારે તેને સુધારવાનું કામ લગભગ અશક્ય હતું. મારી બાને પુત્ર પ્રાપ્તિના કોડ વિશેષ હતા, એટલે મારા બાપાનું કહેવું એણે માન્યું નહિ. હું

પુત્ર તે પુત્રજ રહ્યો. મારૂં નામ સાવિતાનારાયણ રાખ્યું. મારાં નાક કાન વિંધ્યાં નહિ: અને મને છોકરાની નિશાળે મૂકી. હું છોકરા તરીકે ભણી મેટ્રિક થઇ, ને મારાં માબાપ બંને પ્લેગમાં ગુજરી ગયાં. ઘેર ચાકરો નોકરો વિશેષ ને પૈસો અઢળક એટલે હું ઘેરજ રહી. કાકા કાકી હતાં પરગામ. એમણે બોલાવી પણ હું સમજીને દૂરજ રહી, કેમકે તેઓ પણ મને છોકરો સમજતાં હતાં, એટલે એ ભ્રમ ભાંગવો મને ઠીક લાગ્યો નહિ. બી. એ. થઇ, એમ. એ. થઇ, એલ એલ, બી થઇ, ને છેવટે એડવોકેટ પણ થઇ. જો હું સ્ત્રી છું એમ જણાય તો મને હાઇ કોર્ટમાં વકીલાત કરવા ન દે,* એટલે આ વાત મારે છાની રાખવી પડી. છેવટે બહેન, તમારૂં માગું આવ્યું. એ માગું પાછું કાઢવા મેં ઘણા પ્રયત્ન કીધા, પણ સઘળા વ્યર્થ ગયા. કાકા કાકી એવા પાછળ મંડયા કે જો હું ના કહું તો તે બેજેબેજે–જોરજુલમથી પરણાવવા તૈયાર થયાં. તે વખતે મને એમ લાગ્યું, કે જો હું વધારે આનાકાની કરીશ તો એ વહેમાશે, ને જાણશે કે હું પરણવા લાયક નથી. હું શે ખાઇ ગઇ ને મેં હા પાડી. ”

એને વચ્ચે બોલતી અટકાવી મેં પૂછયું કેમકે મારાથી હવે રહેવાયું નહિ:

“ જો તમે એમનાથી એમ ડરીને શરમાયા, તો તમને એમ કેમ ન બીક લાગી કે પરણનારી આગળ હું શું મ્હોં બતાવીશ ? ”

સવિતા—હા હવે તો સવિતાનારાયણ નહિ, પણ સવિતાજ—જવાબ આપતાં બોલી:

“ વહાલી સખી, તમારે વિષે મેં જે સાંભળ્યું હતું તેથી મારી પક્કી ખાત્રી થઇ હતી, કે તમને મનાવતાં વાર લાગશે નહિ ! ”

* આ લખાયા પછી સ્ત્રીઓને વકીલાત કરવાની છુટ મળી છે.

એટલું બોલી સવિતાએ મને કોટી કરી ને બાકી રહેલી હકીકત, પૂરી કરતાં ઉમેર્યું, કે

" પછી બ્હેન, આપણે પરણ્યાં, ને તે પછીની હકીકત તમે જાણો છો. ભારમાં ને ભારમાં મારે તણાવું પડયું, તે એટલે સુધી કે ખોટી દાઢી મૂછ ઉગાડવાનો પ્રયત્ન કરવા માટે મેં તે બંને શરૂઆતથી બોડવા માંડયાં. વહાલી સખી, મેં ગંભીર ભુલ કરી તમને દુઃખમાં નાંખ્યાં તો છે, પરંતુ હવે મારી લાજ રાખવી—આબરૂ સાચવવી એ તમારા હાથમાં છે. તમને પુરૂષાતનનાં કામ ગમે છે એવું મેં સાંભળ્યું છેઃ મારી ખ્યાતિથી તમે જાણ્યું હશે, કે હું પણ એવાં કામમાં રોકાયેલી છું. લગ્નથી જેવું સહકાર્ય આદરાય છે તેવું સહકાર્ય આપણું ચાલુ રહે, પણ તે દેશસેવા માટે—એટલું આપણે ન કરી શકીએ ? પણ મારો ભેદ કોઈ કળી શકે નહિ ને આપણો સ્ત્રી પુરૂષનો—વરવહુનો સંબંધ કાયમ રહે એવી રીતે. મેં ભૂલ તો કીધી છે—ગુન્હો કર્યો છે. તમે માફી નહિ બક્ષો ! "

એટલું કહી સવિતા મને પગે લાગીઃ તેને ઉઠાડતાં હું એને પગે લાગી ને બોલીઃ

" ક્ષમા છે. અને વિશેષમાં હું તમને પગે લાગું છું, ને સ્વામી તરીકે તમારો સ્વીકાર કરૂં છું. "

૪

આજ આઠ વરસથી એ પ્રમાણે ચાલે છે. બહાર અમે વરવહુ છીએઃ ઘેર પણ તેમજ. માત્ર એકાંતમાં અમે અમારો સખીભાવ છુપાવતાં નથી. કોઇ જાણતું નથી કે સવિતાનારાયણ એ સવિતા છે. એની વકીલાત જેવી ને તેવી ચાલુ છેઃ ઘરનો કારભાર હું કરૂં છું. પણ અમે બંને જણે દેશસેવામાં અમારા પ્રાણ અર્પણ કરેલા છે. હવે મને જરાકે અસંતોષ નથી, ને કદાપિ મારા મનમાં પ્રશ્ન નથી ઉઠતો, કે હું કોની વહુ છું.

# ઉંધીઆ પાર્ટી

અમહાવાદના નવા કલેક્ટર મનહરરામ સાથે મારે દોસ્તી છે. મનહરરામને બધું વીલાયતી પસંદ છે. મારા જૂના ભાઇબંધ કાભાઇ પટેલ દૂરના ગામડામાં રહે છે. તેમણે એક દિવસ તેમને ગામ જઇ ઉંધીઉં ખાવાનું મને નોતરું આપ્યું. સાથે મારા ભાઇબંધોને લઇ જવાને કહ્યું. ઠરેલે વખતે મનહરરામને લઇને હું કાભાઇ પટેલને ઘેર ગયો. શહેરના પરોણા આવવાના એટલે પટેલે જરા સુઘડ ને સ્વચ્છ ગોઠવણ કરેલી હતી. રકાબીઓમાં ઉંધીઉં, તેલ, ચટણી ( કોઠાની ), પોંક, ઓળો ( ચણાનો ) અને

પોંકની મીઠાઇ ( જાજરીઉં ) શહેરની ઢબે ગોઠવ્યાં હતાં; અને અંગ્રેજી રીતે ચાહ દૂધ ને ખાંડ તથા ઉંચી રકાબીઓમાં નારંગી, મોસંબી, સફરજંદ, ચીકુ ને પીચ મૂકેલાં હતાં. બધાં ફળ તેમણે ઠેઠ અમદાવાદથી આણેલાં હતાં. મનહરરામ નાનપણથી ભણવા માટે બહારગામ રહેલા હોવાથી, ઉંધીઉં કે પોંક, ઓળો કે જાજરીઉં, તેમણે બાપ જન્મારે ચાખેલું નહિ. એટલે તેમણે તે ખૂબ ઝાપટયું; અને પછી મુખવાસ માટે ગોઠવેલાં ફળ ઉપાડયાં.

છેલ્લું સફરજંદ કાપતાં કાપતાં તે બોલ્યા:

" પટેલ, તમે મઝેની ગોઠવણ કરી છે. અમને શહેરના લોકોને છેવટે ફળ વગર સંતોષ ન થાય. ગામડામાં ફળ મળે નહિ. શરીરના ટકાવ માટે અને પાચનક્રિયા ઝટ થાય તે માટે ફળનો રસ થોડા પ્રમાણમાં શરીરમાં જવો જોઇએ. ગામડાંના લોકો બિચારા ફળ ક્યાંથી ખાય ? "

પટેલ ભલા હતા, ને તેથી મનહરરામનું કહેવું તેમણે સાચું માન્યું; છતાં કાંઇક શરમમાં ને કાંઇક ગર્વમાં તેમણે ઉમેર્યું: " હા, સાહેબ! અમારા નસીબમાં તો બોર અને કોઠાંસ્તો. "

બોર શબ્દ સાંભળતાંજ મને કાંઇક સુઝી આવ્યું, અને કાભાઇ પટેલને ઠપકો આપવાનું મેં શરૂ કર્યું: " જુઓ, કાભાઇ, " ( આજુબાજુ તેમનાં નાનાં છોકરાં હતાં તેમને બતાવીને મેં કહ્યું ) " તમે આ છોકરાંને ખોટી ટેવ પીડો છો, અને અમને જે ખોટી લ્હે લાગી છે તેને ઉશ્કેરો છો. મનહરભાઇ કહે છે તે પ્રમાણે માણસે થોડાં ફળ રોજ ખાવાં જોઇએ એ વાત ખરી છે, પરંતુ ફળ એટલે કાંઇ નારંગી અને સફરજંદ, ચીકુ ને પીચ એટલાંજ નહિ. તમારા ગામમાં ઘણાંય ફળ થાય છે ને બધા લોકો ખાય છે, ને તેથી શરીરનું રોજ પોષણ કરે છે. "

મનહરરામ બોલી ઉઠયા: " હા, બોર અને કોઠાં ! તેટલાને શું

કરે ! અને તેથી શું પોષણ થાય ?" કાભાઇ પટેલે પણ જાણે શહેરી પવનમાં તણાતા હોય તેમ માથું ધુણાવ્યું.

મારાથી એ ન ખમાયું; તેથી કાભાઇ પટેલને મેં કહ્યું: "જુઓ તમે તમારા ગામની બહાર જાનકી ટેકરી છે, ને ત્યાંથી ઝરણુ નીકળે છે, તે જોયું છે ? ત્યાં સીતાફળ અને કરમદાંના છોડ જોયા છે ? સીતાફળમાં જેવું અમૃત ભરેલું છે, તેવું બીજા કયા શહેરના ફળમાં હોય છે ? તાડનાં ફળ વિલાયતી લીચી કરતાં સારાં હોય છે, અને પાકાં ટીંબરવાં કે બોરસલ્લીનાં ફળ ચીકુની ગરજ સારે તેવાં હોય છે. ત્યાંથી ડાબી બાજુ જતાં જે ઉકરડાવાળો ખરાબો છે તેમાં ગુલેર ( ઉમરડાં ) થાય છે તે કદિ ખાધાં છે ? થોડીવાર અંજીરને પણ ભૂલાવે તેવાં મીઠાં થાય છે. ત્યાંજ સફદજંદ જેવાં બોર અને કોઠાં થાય છે. કોઠાંના છોડાને વીંટાયલો ગર જે ખાઇ જાણે તેજ તેની કિંમત આંકી શકે. ખરાબો છોડી ખેતરોમાં નીકળી પડો. તો ત્યાં તમને ઠેકાણે ઠેકાણે પીલુડીઓ મળી આવશે. એનાં પીલુડાં સ્વાદમાં સ્ટ્રોબેરી જેવાંજ ખટમધુરાં અને આપણી જઠરને તાંબાંની ભસ્મ જેવી અસર કરે તેવાં ગુણકારી હોય છે. ખેતરના શેઢા ઉપર મહુડા જૂઓ છો, તેના ઉપરથી સવારમાં મહુડાં ટપકે છે, તેને ઝાકળભર્યાં ખાઓ, ને ઘડીભર લીલી દરાખને ભૂલો. ત્યાંજ રાયણો હોય છે, તેના ઉપરથી વરણાયલાં રાયણાં ગરેછે તે તમે ખાધાં છે? અને સુંદર પાકાં ગલગલ જાંબુને કેમ વિસરો છો ? એવું ખાટું-મીઠું ફળ કોણ ન ખાય ? ખેતરની વાડે થતી કંથાર તમે જોઇ છે, તેનાં કથારાં ગળ્યાં હોય છે. અને ત્યાંથી પાછા ગામ તરફ આવતાં રામદાસ શેઠની વાડી જોઇ છે ? ત્યાં કેળા, રામફળ, મીઠાં લીંબુ, જામફળ, દાડમ વગેરે અનેક ફળ થાય છે તે તમે જાણતા હશો. મહાબળેશ્વરના સ્ટ્રોબેરીને માથે ટપે તેવાં લાંબાં, કાળાં રતુમડાં શેતુરથી તમારા મોંમાં પાણી આવ્યું હશે.

કોલ્હુ ફરે ત્યારે મીઠો શેરડીનો રસ તમે પીધો હશે, અને છેવટે તમે તમારી વાડીમાં આંબો વાવ્યો છે તેની વાત કરીએ. કેરી જેવું ફળ દુનિયામાં બીજે ક્યાંઈ નથી. તેની અપૂર્વ સોઢમ (વાસ) આપણને ખેંચે છે. અને કેરી જવે ત્યાંથી તે સાખ પડી પાકી થાય ત્યાં સુધીની તેની દરેક અવસ્થામાં બારે માસ તે કામમાં આવે છે. એ શિવાય, કાભાઇ, બીજાં ઘણાં ફળ ગામડાઓમાં થાય છે. તમને તેમને માટે અભિમાન નથી તેથી મને દિલગીરી થાય છે. મેં તો આજે ટેબલ ઉપર રાયણાં, બોર, જામફળ, શેરડીના ગબ્બા વગેરે જોવાની આશા રાખી હતી, તેને બદલે પરદેશી પીચ અને ચીકુ જોઇ દિલગીર થાઉં છું. ”

એ સાંભળી પટેલ ઉઠ્યા અને ગામમાં નવી રોપેલી કલમી બોરડીનાં મોટાં બોર, થોડાંક જામફળ અને ભૂરૂ, મીઠું તથા રાયણાં લઇ આવ્યા. મનહરરામને મેં તે ખાવાનો આગ્રહ કર્યો. તેમનો સ્વભાવ હસમુખો ને આનંદી હતો, તેથી તેમણે તે પેટ ભરાતાં સુધી ખાધાં, અને પછી બોલવા માંડ્યું:

“ પટેલ, તમારાં ફળ પણ સ્વાદિષ્ટ ને લહેજતદાર છે. મીઠાશ કાંઇ શહેરી ફળો એકલામાંજ ભરી નથી. પરંતુ આપણે નારંગી ને સફરજંદ ખાઇએ તેમાં કાંઇ ખોટું નથી.”

એ સાંભળી મેં કહ્યું: “ મનહરરામ, નારંગી ને સફરજંદનું વાવેતર કરીએ તેમાં કાંઇ ખોટું નથી. પરંતુ તે કેટલાં મોઘાં છે ? તેમનો બહિષ્કાર કરવાનું હું કહેતો નથી. પણ એક સફરજંદના બેથી ત્રણ આના પડે, તેટલામાં તો ટોપલી ભરી બોર કે જાંબુ આવે ! તમે જેમ પરદેશી ફળોનો સ્વીકાર કરવાનું કહો છો, તેમ હું આપણાં સ્વદેશી ફળોનો બહિષ્કાર ન કરો એટલું કહું છું. ”

પછી મેં કાભાઇ પટેલનાં છોકરાંને કહ્યું: “ જુઓ, તમે તમારાં ફળ માટે અભિમાન રાખો. શહેરના લોકોને બેલાશક નોતરો, પણ તેમને પણ તમારાં ફળનો, તમારી રહેણી કરણીનો

મોહ લગાડી ખરા સ્વદેશી થતાં શીખવો તમારા મેળાવડામાંથી, ઉજાણીઓ–મીજબાનીઓમાંથી આપણાં ફળ બાતલ ન કરો. ઇશ્વરે દરેક દેશની આબોહવાને માફક આવે તેવાં ને ત્યાંના રહેવાસીઓની પ્રકૃતિ સાચવે તેવાં ફળની ત્યાં દરેક ઋતુ પ્રમાણે બક્ષિસ કરેલી છે, તે ખાવાથી જરા શરીર સારાં રહે; ને તે ખાતાં શરમાશો નહિ. આપણું તે આપણુંજ ગણો." એ સાંભળી સૌ છોકરાં સાથે બોલી ઉઠયાં: "હા, કાકા, તમને ને સાહેબને (મનહરરામને) હવેથી અમે બોર ને કોઠાંજ આપીશું." એ સાંભળી મનહરરામ ખૂબ હસ્યા; ને બોલ્યા: "ખરેખર, હવેથી તે ખાવાની મને મઝા પડશે."



# ગરબા પાર્ટી

વડા જડજ સર ફ્રાન્સિસ થોર્પનાં પત્ની લેડી સિબિલ થોર્પને ગુજરાતી સારૂં આવડતું હતું, ને તે અમારી ગુજરાતી લેડીઝ ક્લબનાં પ્રમુખ હતાં. સર ફ્રાન્સિસ નિવૃત થઇ વીલાયત જનાર હોવાથી અમારી ક્લબ તરફથી લેડી સિબિલ ને તેમની દીકરી કુમારી સોફીઆના માનમાં ગરબા પાર્ટીનો મેળાવડો કરવાનું નક્કી થયું. તમામ ગોઠવણ સેક્રેટરી સુધા કુમારીએ કરી. સુધાકુમારીએ એમ. એ. ની ડિગ્રી લીધેલ હતી, ને શરૂઆતમાં પશ્ચિમની સંસ્કૃતિની અસર તેના ઉપર જબરી થઇ હતી; પરંતુ

ધીમે ધીમે તેના વિચારમાં ફેરફાર થયો હતો, ને હવે તેને આર્ય જીવન અને આર્ય વિચાર પ્રત્યે સ્વાભાવિક પક્ષપાત લાગતો. જીંદગીભર કુંવારી રહી સમાજસેવા બજાવવાનો તેણે ઠરાવ કરેલો હતો. લેડીઝ ક્લબના મકાનને શણગાર્યું હતું: અને ગાયન વાદનની સર્વ તૈયારી રાખી હતી, પછી રમતગમત, ભાષણો અને ફુલહાર કરવાનાં હતાં.

ઠરેલે વખતે પરોણા આવવા લાગ્યા. સુધા અને હું તેમને આવકાર આપતાં. પહેલાં આવનારમાં વેપારી શેઠ કાબરાજીનાં પત્ની સોનબાઇ અને પ્રખ્યાત "હિંદ સમાચાર" ના અધિપતિનાં પત્ની શીરીન હતાં. પછી સરીફા અને સકીના એ બહેનો આવી. તુર્તજ હિંદુ ગ્રેજ્યુએટો સુરબાલા ને સૌદામિની આવ્યાં. વખત રાતનો અને શિઆળાની ટાઢ, એટલે એ બધાંએ પોતાના પોષાક ઉપર ઓવરકોટ પહેરેલા હતા. અમે બધાં વાતચિતમાં ભળ્યાં એટલામાં શેઠાણી સત્યભામા આવ્યાં. તેમણે માત્ર સાડી, ચોળી અને ચંપલ પહેરેલાં હતાં. ને ટાઢ ન વાય માટે ઉપર શાલ ઓઢી હતી. વચ્ચેથી જુની ઢબે પોથી પાડી વાળ હોળ્યા હતા, ને ભવ્ય કપાળની વચ્ચોવચ્ચ મોટો ચાંલ્લો કર્યો હતો. તેમને આવતાં જોઇ શીરીન અને શરીફા તથા સુરબાળા અને સૌદામિની બાજુ ઉપર જઇ હસવા ને વાત કરવા લાગ્યાં. સોનબાઇ ને સુધાએ તેમને તથા તેમની સાથેનાં બૈરાં અને છોકરીઓને આવકાર આપ્યો. તેમની છોકરીઓ સાવિત્રી સરસ્વતી, અને સુભદ્રા એ ત્રણેએ લગભગ પોતાની મા જેવો પોશાક પહેર્યો હતો. તેમની પૂઠે દાખલ થનારી સરલા અને સુલોચનાએ સ્વદેશી ઢબે શણગાર સજ્યો હતો.

અમે બધાં જઇને ખુરશી ઉપર બેઠાં એટલામાં લેડી સિબિલ અને સોફીઆ આવ્યાં. તેમણે સૌથી પહેલાં શેઠાણી સત્યભામાને પ્રણામ કર્યા; ને પછી સૌ સાથે શેકહેન્ડ કર્યા. ધીમે ધીમે બાકીની

સ્ત્રીઓ જૂદા જૂદા વેશમાં આવી પહોંચી. અપ–ટુ–ડેટ પોશાકમાં સજ્જ થઇ સુકેશી, સુમિત્રા, સરોજિની વગેરે બાનુઓ વખતસર પધારીઃ ને તેમની પાછળ અડધા હિંદુ ને અડધા પારસી લેબાસમાં શાંતા, સુભગા, સૂર્યકુમારી ને શર્મિષ્ઠા વગેરે સ્ત્રીઓ આવી.

બધાં આવી રહ્યાં. એટલે સુધાએ ઠરાવેલા પ્રોગ્રામ પ્રમાણે શીરીન અને શરીફાએ હારમોનીઅમ સાથે "ગુણવંતી ગુજ-રાત" નું ગીત ગાયું. પછી શીરીન અને શરીફાની આગેવાની સાથે સુધરેલી બાનુઓએ ચાંદીના લોટા લઇ "જળ ભરવાને ચાલો" વાળો ગરબો ગાયો. સિબિલ અને સોફિઆ ખુશ થયેલાં જણાયાં. તેમણે વાહવાહ કહી. સરોજિનીએ પીઆનો ઉઘાડી થોડુંક વગાડયું ને ગાયું, પછી સુધાના આગ્રહથી સત્યભામાએ "રાધેના રસીઆ નાથ મંદિર આવોરે" એ ત્રણ તાલો ગરબો પોતાની છોકરીઓ અને બીજાં બૈરાં સાથે ગાયો.

મૃદુ પણ સૂરીલો ઘાંટો, તાળીઓનો તાલ સાથે મેળ, બરાબર સમયે નીચા નમી સ્ત્રીઓએ કરેલા હાવભાવઃ એ સૌથી શ્રોતાઓમાં આનંદ આનંદ પ્રસરી રહ્યોઃ કેટલીક ભાન ભૂલી "વન્સમોર" બોલી ઉઠી. એ ઉત્તેજનથી લોભાઇ શેઠાણીએ સ્ત્રીજાતની પ્રતિનિધિ રૂપ કાળકાનો ઐતિહાસિક ગરબો "પાવા તે ગઢથી ઉતરી મા કાળીરે" સુંદર ભાવથી લલકાર્યો. એ જૂના પૂરાણા શબ્દો સાંભળી સરોજિની અને શીરીન અંદર અંદર મશ્કરી કરવા લાગ્યાં, પણ બીજીઓનાં મન ઉપર સ્ત્રીઓની આદ્યશક્તિની છાપ સજ્જડ બેસી ગઇ. પછી સાવિત્રીએ વાંસળી વગાડી. ને તેમાં દયારામની "મનમોહન તું વાંસલડી" વાળી ગરબીનો સૂર પૂર્યો. સુભદ્રાએ સારંગી વગાડી ને સાથે એક બે ઉસ્તાદી ચીજો સંભળાવી.

એમ ગાનતાન ને ભાષણો વગેરે પૂરૂં થયું, એટલે સૌ નાસ્તા માટે ટેબલ ઉપર ગોઠવાયાં.

ધીમે ધીમે તેના વિચારમાં ફેરફાર થયો હતો, ને હવે તેને આર્ય જીવન અને આર્ય વિચાર પ્રત્યે સ્વાભાવિક પક્ષપાત લાગતો. જીંદગીભર કુંવારી રહી સમાજસેવા બજાવવાનો તેણે ઠરાવ કરેલો હતો. લેડીઝ કલબના મકાનને શણગાર્યું હતું: અને ગાયન વાદનની સર્વ તૈયારી રાખી હતી, પછી રમતગમત, ભાષણો અને ફુલહાર કરવાનાં હતાં.

ઠરેલે વખતે પરોણા આવવા લાગ્યા. સુધા અને હું તેમને આવકાર આપતાં. પહેલાં આવનારમાં વેપારી શેઠ કાબરાજીનાં પત્ની સોનબાઇ અને પ્રખ્યાત "હિંદ સમાચાર" ના અધિપતિનાં પત્ની શીરીન હતાં. પછી સરીફા અને સકીના એ બહેનો આવી. તુર્તજ હિંદુ ગ્રેજ્યુએટો સુરબાલા ને સોદામિની આવ્યાં. વખત રાતનો અને શિઆળાની ટાઢ, એટલે એ બધાંએ પોતાના પોષાક ઉપર ઓવરકોટ પહેરેલા હતા. અમે બધાં વાતચિતમાં ભળ્યાં એટલામાં શેઠાણી સત્યભામા આવ્યાં. તેમણે માત્ર સાડી, ચોળી અને ચંપલ પહેરેલાં હતાં. ને ટાઢ ન વાય માટે ઉપર શાલ ઓઢી હતી. વચ્ચેથી જુની ઢબે પોથી પાડી વાળ હોળ્યા હતા, ને ભવ્ય કપાળની વચ્ચો-વચ્ચ મોટો ચાંલ્લો કર્યો હતો. તેમને આવતાં જોઇ શીરીન અને શરીફા તથા સુરબાળા અને સોદામિની બાજુ ઉપર જઇ હસવા ને વાત કરવા લાગ્યાં. સોનબાઇ ને સુધાએ તેમને તથા તેમની સાથેનાં બૈરાં અને છોકરીઓને આવકાર આપ્યો. તેમની છોકરીઓ સાવિત્રી સરસ્વતી, અને સુભદ્રા એ ત્રણેએ લગભગ પોતાની મા જેવો પોશાક પહેર્યો હતો. તેમની પૂઠે દાખલ થનારી સરલા અને સુલોચનાએ સ્વદેશી ઢબે શણગાર સજ્યો હતો.

અમે બધાં જઇને ખુરશી ઉપર બેઠાં એટલામાં લેડી સિબિલ અને સોફીઆ આવ્યાં. તેમણે સૌથી પહેલાં શેઠાણી સત્યભામાને પ્રણામ કર્યા; ને પછી સૌ સાથે શેકહેન્ડ કર્યા. ધીમે ધીમે બાકીની

સ્ત્રીઓ જૂદા જૂદા વેશમાં આવી પહોંચી. અપ–ટુ–ડેટ પોશાકમાં સજ્જ થઇ સુકેશી, સુમિત્રા, સરોજિની વગેરે બાનુઓ વખતસર પધારીઃ ને તેમની પાછળ અડધા હિંદુ ને અડધા પારસી લેબાસમાં શાંતા, સુભગા, સૂર્યકુમારી ને શર્મિષ્ઠા વગેરે સ્ત્રીઓ આવી.

બધાં આવી રહ્યાં. એટલે સુધાએ ઠરાવેલા પ્રોગ્રામ પ્રમાણે શીરીન અને શરીફાએ હારમોનીઅમ સાથે "ગુણવંતી ગુજરાત" નું ગીત ગાયું. પછી શીરીન અને શરીફાની આગેવાની સાથે સુધરેલી બાનુઓએ ચાંદીના લોટા લઇ "જળ ભરવાને ચાલો" વાળો ગરબો ગાયો. સિબિલ અને સોફિઆ ખુશ થયેલાં જણાયાં. તેમણે વાહવાહ કહી. સરોજિનીએ પીઆનો ઉઘાડી થોડુંક વગાડયું ને ગાયું, પછી સુધાના આગ્રહથી સત્યભામાએ "રાધેના રસીઆ નાથ મંદિર આવોરે" એ ત્રણ તાલો ગરબો પોતાની છોકરીઓ અને બીજાં બૈરાં સાથે ગાયો.

મૃદુ પણ સૂરીલો ઘાંટો, તાળીઓનો તાલ સાથે મેળ, બરાબર સમયે નીચા નમી સ્ત્રીઓએ કરેલા હાવભાવઃ એ સૌથી શ્રોતાઓમાં આનંદ આનંદ પ્રસરી રહ્યોઃ કેટલીક ભાન ભૂલી "વન્સમોર" બોલી ઉઠી. એ ઉત્તેજનથી લોભાઇ શેઠાણીએ સ્ત્રીજાતની પ્રતિનિધિ રૂપ કાળકાનો ઐતિહાસિક ગરબો "પાવા તે ગઢથી ઉતરી મા કાળીરે" સુંદર ભાવથી લલકાર્યો. એ જૂના પૂરાણા શબ્દો સાંભળી સરોજિની અને શીરીન અંદર અંદર મશ્કરી કરવા લાગ્યાં, પણ બીજીઓનાં મન ઉપર સ્ત્રીઓની આદ્યશક્તિની છાપ સજ્જડ બેસી ગઇ. પછી સાવિત્રીએ વાંસળી વગાડી. ને તેમાં દયારામની "મનમોહન તું વાંસલડી" વાળી ગરબીનો સૂર પૂર્યો. સુભદ્રાએ સારંગી વગાડી ને સાથે એક બે ઉસ્તાદી ચીજો સંભળાવી.

એમ ગાનતાન ને ભાષણો વગેરે પૂરૂં થયું, એટલે સૌ નાસ્તા માટે ટેબલ ઉપર ગોઠવાયાં.

ટેબલ ઉપર એક બાજુ સુધાએ સ્વહસ્તે તૈયાર કરેલી ખારીપૂરી, દૂધીનો હલવો, તાજાં ભજીઆં, સેવ વગેરે વાનીઓ હતી. બીજી બાજુ અંગ્રેજી બીસ્કીટ, કેક, ટીન્ડ પાઇન એપલ, ચોકલેટ વગેરે હતું. ખાતાં ખાતાં અમે સૌ વાતે વળગ્યાં. મેં કહ્યું: " સિબિલ બહેન ! તમે જશો પણ સાથે અમારૂં હૃદય લેતાં જશો, ઘણાં વરસ આપણે સાથે રહ્યાં છીએ. તેથી મોટી બહેન જેટલું વહાલ તમારી ઉપર અમને આવે છે. " છૂટા પડવાની વાત સાંભળી સજળ આંખે સિબિલ બોલી:

" બહેનો ! મેં તમારી વચ્ચે સુખના દિવસો ગાળ્યા છે મને કદાપિ પરમુલકમાં હોઉં એમ લાગ્યું નથી. મારા દેશજનો અતડા રહેતા હશે તેમને એવું લાગતું હશે. પણ મને તો જ્યાં ગઇ ત્યાં પ્રેમ ને સ્નેહ શિવાય બીજો અનુભવ થયો નથી. હું મારા દેશમાં–મારા કુટુંબમાં હોઉં તેવું સદા મને લાગ્યું છે. તેથી તમારી વચ્ચેથી જવાનું ગમે તો નહિ જ. કાળજું કપાઇ જાય છે, શું કરૂં ? "

સુધાએ કહ્યું: " બહેન, છૂટા પડવાનું તો કર્મે લખાવી લાવેલાં છીએ; એટલુંજ કે અમારા ઉપર ભાવ રાખજો ને અમને—અમારા ગરીબ દેશને યાદ કરજો. "

સિબિલ બોલી: " હિંદુસ્તાન તમારો નહિ પણ મારો દેશ છે. ને તમે અને હું કાંઇ જૂદાં નથી, કે હું તમને વિસરી જાઉં. પરંતુ જો જો તમે આ પરદેશીની પ્રીતને વિસારે ના પાડો. "

એ સાંભળી ટીખળી સુધાએ હસતાં હસતાં કહ્યું: " તમને તે ભૂલાય ? તમારી પાસેથી અમે કેટલું બધું શીખ્યાં છીએ ? બહેન, આજે પણ બે વાતો કહેતાં જાઓ, તો કાંઇક શીખામણ મળે." એમ કહી સુધાએ મારી તરફ જોયું એટલે મેં ડોકું ધુણાવ્યું. તે જોઇ બધી બહેનો સાથે બોલી ઉઠી:

" હા, સિબિલ બહેન, કાંઇક કહો, પહેલાં જે ભાષણો થયાં

તે તો અમસ્તા શીરસ્તા મુજબનાં. હવે વાતચિતનો લાભ આપો."

બધાંની સામટી વિનંતિનો અસ્વીકાર સિબિલથી થઈ શકયો નહિ, તેથી તેણે કહેવા માંડયું:

"જુઓ, તમે બધાં આગ્રહ કરો છો તો હું બે વાતો કહું છું, એટલે ખોટું લગાડશો નહિ; અને લાગે તો માફ કરશો. હું આ દેશમાં આવી ત્યારથીજ મને અહીંનું જીવન, પહેરવેશ, રીતરિવાજ, ખાનપાન અને ટુંકામાં આર્ય સંસ્કૃતિ માટે પક્ષપાત છે. એટલે દેખાદેખી કે મોજશોખના કારણે જ્યારે હું તમને નકલી વીલાયતી સુધારાનો સ્વીકાર કરતાં જોઉં છું ત્યારે હું મનમાં બળી મરૂં છું. આજનીજ વાત કરો. હિંદની સ્ત્રીઓનો આ મેળાવડો છે. માફ કરજો સુરબાળા અને સૌદામિની બહેનો, તમે ઓવરકોટ પહેર્યો છે તેમાં તમે દીપતાં નથી. આ સત્યભામા શેઠાણી જૂઓ: જાજરમાન હિંદુ સ્ત્રીનો કેટલો ભાર પડે તે તેમના દૃષ્ટાંતથી જણાશે. સ્વદેશી સાડી ઉપર કસબી લાલ શાલ કેવી સુંદર શોભે છે! તેની સાથે મરદાનગી ભર્યો તમારો ઓવરકોટ ભલે અમને મડમોને પ્રિય હોય, પણ સ્ત્રીજાતિના શણગારરૂપ તેને હું તો ન ગણું." એ સાંભળી પોતાના વખાણ ન સાંભળવા માટે સત્યભામાએ આડું જોયું. ને ઓવરકોટ પહેરનાર બાનુઓએ નીચું જોયું. બંનેની દરકાર કર્યા વિના સિબિલે આગળ ચલાવ્યું: "ત્યાર પછી આજનું ગાયન આપણને કેવું લાગ્યું? સ્વદેશાભિમાની કવિની મીઠી પ્રસાદી–ગુણવંતી ગુજરાત–તેને હાર્મોનીઅમના ભેંસાસૂરે તદ્દન બગાડી નાખી. શીરીનબહેનનો ઘાંટો સારો છે, તે હાર્મોનીઅમે તાણી નાખ્યો. એ પરદેશી વાજીંત્ર તમે કેમ પસંદ કર્યું? એથી ઉલટું, સત્યભામાની પુત્રીઓએ વાંસળી અને સારંગી વગાડયાં. તેથી કેવી સ્વર્ગીય અસર–વાતાવરણ ચોમેર ફેલાઇ રહ્યું! તમારાં દેશી સાજ કાંઇ ખોટાં નથી. હવે ગરબાની વાત કરીશું? તમે અંગ્રેજી શીખેલી

સ્ત્રીઓએ સારો ગરબો ગાયો; પણ મને તેમાં કેવળ કૃત્રિમતા જણાઇ. તમે કદી બેઢું લઇને જળ ભરવા ગયાં છો? તો પછી તમને તે કામને સ્વાભાવિક એવાં હલનચલન કયાંથી આવડે? તમે કદી પોળોમાં ગરબા ગાયા છે? તો પછી તમને બરોબર નીચાં વળી તાળીઓ પાડતાં, ને ઉપાડી લેતાં કયાંથી આવડે?

"એથી ઉલટું, સત્યભામાની બહેનપણીઓ ફકત ગુજરાતી જાણે છે છતાં તેમના ગરબામાં એક પ્રકારનું અવર્ણનીય માધુર્ય –અપૂર્વ મીઠાશ જણાઇ ને તમે સૌએ "વન્સમોર" કહ્યું એ શું બતાવે છે! તમે તમારૂં અને તમારાંને ભૂલતાં નહિ. છેવટે આજનો નાસ્તો જુઓ. સુધા બહેને તકલીફ લઇ જે તાજી વાનીઓ પોતે બનાવી પીરસી છે તેનો સ્વાદ, સરેહ ને લહેજત ઓર છે. એની સાથે સરખાવતાં મહિના પહેલાં ટીનના ખોખામાં ભરાઇ આવેલી વસ્તુ ફીકીફચ્ચ લાગે છે. દેખાદેખી વિદેશી રીતભાત–ખાસ કરીને ઉપલકીઆ સુધારો ગ્રહણ ન કરો. બસ મારે એટલુંજ કહેવાનું છે."

આમ ખુશ મીજાજની વાતો કરી અમે છૂટાં પડયાં, ને માનવંત પરોણાને હાર કલગી આપી ઘેર જવાને માટે વિદાય થયાં. રસ્તામાં સુધાનો હાથ પકડી મેં કહ્યું: "શી પક્કી, આવા પ્રસંગના પણ એવા લાભ લેવાય કે?" હસતાં હસતાં સુધા બોલી: "શું કરૂં બહેન, આપણી કેટલીક–સહીઅરોજ આપણી સંસ્કૃતિને ધિક્કારે છે. સત્યભામા આવી ત્યારે જોયુંને, કેટલીએ મોં મચકોડયું! મને ઠીક લાગ મળ્યો. સિબિલ જેવાં જ્યારે કહે, ત્યારેજ આપણા કાન ઉઘડે. એજ આજની પાર્ટીનું સાર્થક માનો."



# હાડ, ચામ, માંસ

વીશેક વર્ષ પરની વાત છે, મારી નાતમાં મારા પિતાજી પહેલા સરકારી નોકર હતા. ને એમના વખત પ્રમાણે સારી કેળવણી પામેલા હતા. હું એમની એકની એક લાડકવાયી પુત્રી હોવાથી તથા મારી બા સાનુકૂળ હોવાથી એમણે મને સારૂં શિક્ષણ આપ્યું, અને હું બી. એ. થઇ. એ વખતે ગુજરાતમાં ઘણી થોડી છોકરીઓ બી. એ. થઇ હતી, અને મારી નાતમાં તો કોઇ છોકરી અંગ્રેજી ભણતી નહોતી—બલ્કે ગુજરાતી પૂરી સાત ચોપડી શીખી હોય એવી છોકરીઓ જુજ હતી. એવી

સ્થિતિમાં મારા બાપની ખૂબ નિંદા થતી હતી; છોકરીને મડમ બનાવી છે, એ ટીકા રોજની સંભળાતી, મારી વાતો લોકો ખૂબ કરતા એમને—નાતનાંને બીજો કશો ધંધો નહોતો. વગર કારણે એમણે મારી ચાલચલગતને વગોવી કાઢી. મારા બાપ શૂરા હતા, પણ મારી બાથી આ સહન થતું નહોતું.

હું **બી. એ.** થઇ, અને મારી બાના પેટમાં તેલ રેડાયું. એ સમયના પ્રમાણમાં નાતમાંથીજ વર શોધવાનો, અને મને વીશેક વર્ષ થયેલાં, એટલે વર મેળવવાની મુશ્કેલી હતી. સારા ઘરના છોકરા ઘોડીયામાંથી ઝડપાતા અને જેમને કન્યા નહોતી મળતી તે મોટે ભાગે બિલકુલ અભણ કે ગરીબ હતા. છોકરાઓ પણ બહુ શીખે તો મેટ્રીક થાય, એવો એ સમય અને એવી અમારી નાત હતી. અમારી નાત પરગામોમાં અને આસપાસના ગામડાઓમાં હતી: બધે ઠેકાણે તપાસ કરાવી, પણ કોઇ વર મળ્યો નહિ.

એવામાં એક જણ રાંડયો; એની ઉમર પચ્ચીશેક વર્ષની હતી, નાતમાં સૌથી વધારે કેળવણી પામેલો એ હતો. **બી. એ.** સુધી ગયેલો હતો. મારી બાએ દયામણે મુખે મારા બાપને કાલાવાલા કર્યા; એમણે મારી સંમતિ વગર કશું કરવાની ના કહી. હું પાસેજ હતી: મારાં માબાપની મુઝવણ સમજતી હતી: એમના મારા ઉપર અસંખ્ય ઉપકાર હતા. મેં શરમ મૂકી કહી દીધું, કે, 'તમે જે કરશો તે મને કબુલ છે.' એટલું ખરૂં કે એ જુવાનનાં રૂપની અને ડહાપણની એની કેળવણીની અને સજ્જનતાની સુવાસ આખી નાતમાં ફેલાયલી હતી.

પણ પ્રશ્ન એની લાયકાતનો ન હતો; પ્રશ્ન મારી લાયકાતનો હતો ! એ પણ જમાનો ! મારી બાએ એના માબાપને કહાવ્યું, તો જવાબ જે મળ્યો તે સાંભળી મારાથી રડી પડાયું. " એવી ભણેલી ગણેલી વંઠેલી છોકરીને લઇને શું કરીએ ? પૂજા એની કરવી હોય

તો એને લઇએ." એ જુવાનને મેં મારી એક બ્હેનપણી એની સગી હતી, તેની જોડે કહાવ્યું, તો એણે જવાબ મોકલ્યો, કે આ વિદ્યાનું કજોડું કહેવાય. વહુ બી. એ. ને વર બી. એ. નહિ એ સ્થિતિ કોઇ વખત અસહ્ય થઇ પડે. વળી વિશેષમાં એણે કહ્યું હતું, કે સરલા [ મારૂં નામ સરલા ] વિષે જે નિંદા થાય છે, તેને હું બિલકુલ માનતો નથી, પરંતુ સરલા જેવી ખુબસુરત છોકરી મેં બીજી કોઇ ગુજરાતમાં દીઠી નથી. એવી રૂપસુંદરીને હું પરણું, તો વગર કારણે લોકોનું આકર્ષણ હું મારા તરફ ખેંચું, ને વૈરીને સાચવીને બેસી રહેવાનો વારો આવે. આમ મારી કેળવણી ને મારૂં રૂપ બંને મારી વિરૂદ્ધ કામ કરી રહ્યાં.

આવા આવા જવાબથી મારી બા હતાશ થઇ ગઇ. જે રહ્યો સહ્યો વર–રાંડેલો વર મેળવવાની તેની આશા હતી, તે પડી ભાગી, ને તે ઝુરી ઝુરી મરણ પામશે એમ મને લાગ્યું. મને દયા આવી, ને છેલ્લો દાવ ખેલવાનું મેં નક્કી કર્યું. મારી બ્હેનપણી સાથે મેં ફરી સંદેશો ચંદ્રકાંતને કહાવ્યો: "ઘણા પુરૂષો એમ. એ. એલ એલ. બી. થાય છે, ને તેમની પત્નીઓ ગુજરાતી પણ પૂરૂં જાણતી હોતી નથી, એવી અભણ પત્નીઓને પુરૂષો પાલવે છે ને ચાહે છે; તો પછી તમે તો બી. એ. સુધી શીખેલા છો, ડીગ્રી મળી કે ન મળી એ અકસ્માત્ છે. તમને મારાથી કાંઇ અસંતોષ કોઇ દહાડો નહિ મળે એનું હું વચન આપું છું. અને મારૂં રૂપ વધારે છે, તેમાં કાંઈ મારો વાંક નથી. એવો પતિ દુનિયામાં ભાગ્યે હશે, જે પોતાની સ્ત્રીના રૂપમાં ગર્વ ન લઇ શકે. મારા ચારિત્ર્યની નિંદ્ય વાતો તમે માનો એવા મૂર્ખ નથી, એટલે એ વિષે મારે કાંઇ ખાત્રી આપવાની હોય નહિ."

આની સાથે મેં મારા ભાવિ સસરાને ટુંકો કાગળ લખી નાખ્યો. તેમાં મને રસોઇ અને બધું ઘરકામ આવડે છે એટલી ખાત્રી આપી

હતી, અને સાસુ સસરાની સેવા કરવાની તક માગી હતી. પરમેશ્વરની કૃપાથી આ કાગળની ઉલટી અસર ન થઇ. મારા ભાવિ સસરા સારા વિચારો ધરાવતા હતા, ને સાસુ સમજુ હતી. પતિને મોકલેલા સંદેશાથી તેમનું દિલ પીગળ્યું અને છેવટે એ કુટુંબની મળેલી કાઉંસિલે મારૂં માગું ઝીલ્યું.

મારો વિવાહ થતાંજ નાતમાં ધડાકો થયો. મારી ચારિત્ર્ય હીનતાની વાતો અદૃષ્ય થઇ ગઇ; અને જેમણે જેમણે મારા સુંદર હાથની આશા કે ઉમેદ રાખી હશે, તેમણે હવે મારી નિંદા કરવાનું મૂકી દઇ મારા વરનું વગોણું કરવા માંડયું. ‘ કાગડો દહીંથરૂં લઇ ગયો ’ એવી વાતો ચાલવા માંડી; ને સાથે સાથે કજોડાની ટીકા થવા લાગી. કેટલાક જૂના વિચારના મશ્કરીઓ ઉઘાડી રીતે કરતા હતા. “ રૂપાળી બી. એ. થએલી મડમ લાવેલા તો છો, બચ્ચાજી, પણ જો જો તમારે એના જોડા ન ઉપાડવા પડે. ” અદેખાઇ શિવાય કશું બીજું તત્ત્વ આપણી નાતોની વાતોમાં હોતું નથી.

૨

અમારાં લગ્ન થઇ ગયાં. પતિને ઘેર–ગામ હું આવી. અને વાતનો વિષય થઇ પડી. હું ગમાણુક નાખવા બહાર આવું, તો લોકો ટોળે વળે, કોણ જાણે મને ગાયને આપતાં આવડશે કે ? હું પાણી જાઉં, તો બધી સ્ત્રીઓ ઘડા કુવામાં અદ્ધર જે સ્થિતિમાં હોય, તે સ્થિતિમાં રાખી સુનમુન ઉભી રહે, મારી સામે ટગર ટગર જોયા કરે, કોણ જાણે મને પાણી કાઢતાં, બેડું માથે લેતાં આવડશે કે ? હું તળાવ ધોવા જઉં, તો બધાં સ્ત્રી પુરૂષો ધોતાં કે ન્હાતાં હોય, તે નીચાં વળેલાં કે ઉગામેલા હાથવાળાં, ઝાલેલાં ધોકણાવાળા કે છબછબાવેલાં કપડાંવાળા સ્થિર થઇ થંભી જાય, કોણ જાણે મને લુગડાં ધોતાં આવડશે કે ? આમ હું હાલતું ચાલતું પ્રદર્શન થઇ ગઇ.

તમે શું પૂછો છો ? મને શરમ આવતી હતી, એમ ને ?

દરેક કાર્યમાં જે પહેલ કરનાર હોય તેણે ખોટી શરમ રાખવી નહિઃ બેશરમ નહિ તો શરમ વગરના થયે એનો છૂટકો. જ્યારથી મેં પુરૂષોની હાઇસ્કૂલ અને પુરૂષોની કૉલેજમાં જવાનું શરૂ કર્યું હતું, ત્યારથી હું આ ખોટી શરમ પૂરતી પરવારી ચૂકી હતી; અને નેવે મૂકેલી આ ખોટી શરમને લીધે લોકો મને નિર્લજ કહેતા, ને મારૂં ચારિત્ર્ય શંકતા.

સાસરે આવ્યા બાદ ગાય ગમાણક લઇ, પાણી ભરવા કે લુગડાં ધોવા બહાર જવાના પ્રસંગો રોજના થઇ ગયા. હું શું પહેરૂં છું ને કેમ પહેરૂં છું, કેમ હીંડું છું ને શું જોઉં છું, એ જોઇ જોઇને લોકો થાકી ગયા. મારી ટીકા કરી કરીને સ્ત્રીઓની જીભ ઘસાઇ ગઇઃ મને ટીકીટીકીને, મારા રૂપ પાછળ દીવાના જેવા ભમીને પુરૂષો કંટાળી ગયા. બધું રીઢું થઇ ગયું, ને જરા ઠરી ઠામ બેસવા વારો આવ્યો.

એ દરમ્યાન હું સાસુ સસરાને તથા પતિનાં બીજાં સગાંને, કેવળ સેવાનો મંત્ર સાધીને, ત્યાગનો જાદુ આચરીને, ખુશ કરી શકી. મારા વર્તનમાં કશું ખામીવાળું એમણે ન જોયુંઃ મારૂં ચારિત્ર્ય અણીશુદ્ધ પવિત્ર એમણે જોયું. મારાં રસોઇ અને ઘરકામ એમને ગમ્યાં. એટલુંજ નહિ. પણ એમના ઘરની કોઇપણ વ્યક્તિ—સ્ત્રી કે પુરૂષ કરી શકે તેથી વધારે સારી અને સ્વાદિષ્ટ રસોઇ તથા વધારે સ્વચ્છ ને ગોઠવણવાળું કામ હું કરતી, એટલે ધીમે ધીમે એમણે મારાં વખાણ મારા દેખતાં ને મારી પાછળ કરવા માંડયાં. કુટુમ્બમાં હું ‘હીરો’ ગણાવા લાગી. સાસરિયાંએ મને દેવી કરીને સ્થાપી.

એનું બીજું પણ એક કારણ હતું. મારા પગલાંથી એમનો દિવસ ફર્યો હતો. એમને બે પૈસા મળવા લાગ્યા, ને મારા પતિને નજીકના દેશી રાજ્યમાં સારી જગા મળી.

આ નોકરીને, અંગે જલદીથી મારે સાસરિયાંથી છૂટું પડવું પડયું. એ પ્રસંગે જાણે ઘરની દિકરીને વળાવવાનો શોક લાગે તેનાથી વિશેષ લાગ્યું. બધાંએ રડી રડીને આંખો સુજાડી. આ શોકનો ચેપ ગામને લાગ્યો. ટુંકી મુદત દરમ્યાન ગામની—ને ખાસ કરીને નાતની જુવાન વહુ દિકરીઓને મેં જે બોધ અને શિક્ષણ આપવા માંડેલાં, તેની વાહવાહ થવા લાગેલી. જે ગામ અને નાતમાં આવતાંની સાથે હું ટીકાનો વિષય થઇ હતી, તેજ ગામ અને નાતમાંથી જતાંની સાથેજ હું શોકનું કારણ અને તારીફનો મુખ્ય મુદ્દો થઇ પડી. આવા પરિણામને હું ઝંખતી હતી; તે આવેલું જોઇ કઇ પહેલ કરનારી ખુશ ન થાય ?

૩

મારા પતિ સાથે હું ગઇ. પાંચ છ મહિના ભેગાં રહેલાં તે દરમ્યાન શકય તેટલી સેવા—વહાલભરી સેવા મેં એમની કરેલી: પરંતુ હું જે આપતી હતી, તે ચક્રવૃદ્ધી વ્યાજ સાથે તે હંમેશાં પાછું આપતા. હું **બી. એ.** હતી. છતાં આર્ય સ્ત્રી હતી; ને આ એમના હદપારના પ્રેમથી હું મુંઝાતી. એવો એક પણ પ્રસંગ મને નથી સાંભરતો, જેમાં એમણે મારો પડયો બોલ ન ઝીલ્યો હોય. કેળવાએલા બહુ થોડા પતિઓ પણ આવું વર્ત્તન પત્ની પ્રત્યે રાખતા હશે. શરમાતાં શરમાતાં પણ મારે કબુલવું જોઇએ કે આર્ય પત્ની જેવી રીતે પોતાના વ્યકિતત્વનું સમર્પણ કરી દે, તેવી રીતે મારા વરે મારા વ્યકિતત્વમાં પોતાનું પોતાપણું ઓગાળી દીધું હતું. મને એ ગમ્યું નહિ. કઇ ખરી સ્ત્રીને ગમે ? પરંતુ મારો ઉપાય નહોતો. હું **બી. એ.** હતી એજ મારો દોષ હતો. મને કશી વાતે ઓછું ન આવે, કુટુંબીઓ કે લોકો નિંદા કરે તેથી મને દુઃખ ન થાય, તેટલા માટે આ મારા પ્રિય પતિએ મને 'દેવી' ને સ્થાને સ્થાપી દીધી હતી. સંસ્કૃત સાહિત્યમાં દેવી શબ્દ સંબોધન રૂપે રહેલો હશેઃ અહીં હું ખરેખરી આરાધ્ય દેવી બની હતી.



હું દીવાન પાછળ નાઠી ને બોલી: "ઉભા રહો, ઉભા રહો, પાછા વળો, હજી કામ પુરૂં થયું નથી. ઓ દીવાનજી, પાછા આવો."

નોકરીને સ્થળે પહોંચ્યા બાદ થોડી મુદતમાં મારા વરને ચિંતામાં ડૂબેલા હું જોયા કરતી. મારી સાથે હસે, બોલે, રમે; પણ જે ઉમળકો વતનમાં જોતી તે અહીં નહોતો. એક દિવસ રાતના તેઓ પગપછાડા કરતા ને ઉંઘ વગર આળોટતા હતા. હું પડી પડી દુઃખી દિલે જોયા કરતી. એમને માથે મેં હાથ મૂક્યો, તો માથું ધીકતું હતું. મેં માથું ચાંપ્યું, તોય એમનો પગપછાડો ચાલુ હતો. મેં પગ ચાંપવા માંડયા, ને પાએક કલાક પછી તેમને શાન્તિ વળી. મેં પૂછ્યું:

" શા માટે પગ પછાડતા હતા, મને ચાંપવાનું કહ્યું કેમ નહિ ? "

" મને શરમ લાગી. તને પગ ચાંપવાનું કહેવાની હિંમત મને કદિ આવી નથી. મારી પહેલી વહુ રોજ ચાંપતી, એટલે મને એવી ટેવજ પડી ગઇ હતી. "

" તો મને કેમ કોઇ દહાડો કહ્યું નહિ ? તમે મને જૂદી ગણી, એટલો ભેદ રાખ્યો. "

" પણ તને **બી. એ.** થયેલીને કહેતાં જીભ ઉપડીજ નહિ ! "

" વાંક મારો છે. એટલી મારી આવડત ઓછી, પરંતુ તમારા પગ ચાંપતાં **બી. એ.** થનારના કાલિદાસ અને ભવભૂતિ લાજવાના નથી, ઇતિહાસ ને અર્થશાસ્ત્ર શરમાવાનાં નથી, ભૂમિતિ ને ત્રિકોણમિતિ લજવવાની નથી અને હાથ કરમાઇ જવાના નથી. "

એટલું કહી એમના પગ મારા ખોળામાં લઇ હું વધારે જોરથી દાબવા લાગી, પણ ન એ ઉંઘ્યા કે ન કાંઇ બોલ્યા. હજી એમને ચિંતાતુર જોઇ મેં પૂછ્યું:

" કેમ ઉંઘતા નથી ? તાવ તો મારા સ્પર્શથી જતો રહ્યો ! "

હું હસી, એમનું મોં મલક્યું, પણ પાછા એ ઉદ્વિગ્ન દેખાયા. મેં એમને ખુલ્લા દિલથી વાત કરવા કાલાવાલા કર્યા. થોડીવાર પછી એમણે કહેવા માંડયું:

"તને શું કહું ? રૂપ જોઇ મુનિવર ચળે, એવું તારૂં રૂપ મને ચિંતાનું કારણ થઇ પડયુંછે. આ નોકરી લેતાશું લીધી, પણ અહીંન દીવાન ખરાબ માણસ છે. રાજાજી બિચારા દેવ જેવા છે, પણ દીવાન ચારિત્ર્યહીન છે. એણે નફ્ટાઇથી મને કહ્યું કે, "તમારી પત્ની બહુ ભણેલી ને રૂપાળી છે, તે કોઇ દહાડો ઓળખાણ તો કરાવો." આનો એકજ અર્થ થાય. અહીંના ઘણા લોકો એવા ખરાબ છે. દીવાનની મરજી વિરૂદ્ધ અહીંથી હવે રાજીનામું આપીને પણ જઇ શકાય તેમ નથી. આવાં રાજ્યોમાં નજરકેદ કાયમ માટે થઇ જવાય છે. મારી મુંઝવણનો પાર નથી. આવતા સોમવારે મારે તને લઇને સુંદરપુર કામે જવું એવો હુકમ મળ્યો છે, ને દીવાન પણ ત્યાં આવવાના છે. કહે, મારે ઉંઘવું શી રીતે ?"

"તો તમે સીધા રાજાજી પાસે કેમ જતા નથી ? એમને બધું કહી દ્યો."

"એ અશકય છે. રાજાજી સારા છે ને ચારિત્ર્યવાન છે, પણ એમનું કાંઇ ચાલે તેમ નથી. કોઇ મોટા ઉપકારને લીધે એ દીવાનની આંખે જુએ છે, ને દીવાને પોતાનાં ચોકીપેરા મૂકયાં છે. રાજાજીને એકલા મળવાનું અશકય."

એટલું બોલી એ રડવા જેવા થઇ ગયા. ઇતિહાસમાં વાંચેલી બહાદુર સ્ત્રીઓની વાતો મને યાદ આવી. હું વિચારમાં ડૂબી. કાંઇક શૌર્ય અગર સતીત્વનો પ્રભાવ બતાવવાનું મને મન થઇ આવ્યું. શું કરવું તેનો ખ્યાલ નહોતો. પણ કાંઇક ચારિત્ર્ય બળ ને કાંઇક પતિની ચિંતા તુર્ત ટાળવાનું મન; એ બેને લઇને મેં કહી નાંખ્યું:

"ફીકર નહિ, મને યુક્તિ જડી છે. હું તમારી સાથે સુંદરપુર આવીશ. ભલે દીવાન કે દીવાનનો બાપ આવે."

"પણ મને એ સમજાવ. હાથે કરીને તને–મારા જીવને–મારા સર્વસ્વને હું કેવી રીતે એમ જોખમમાં મૂકું, કાળને હવાલે કરૂં ?

તું મને એ યુક્તિ સમજાવ. ”

શું સમજાવું ? મારૂં કપાળ ? યુક્તિ મને જડી હોય તોને ! મોઘમ શૂરવીર સ્ત્રી અને સતી એ શબ્દો સિવાય હું કશું જાણતી નહોતી, પણ મને મારી જાતપર વિશ્વાસ હતો. થોડીવારે મેં જવાબ દીધો:

“ તમારે યુક્તિ જાણવાનું શું કામ ? તમે તમારે મને ખૂબ ઉંચો દારૂ આપી રાખશો. પછી બીજું પ્રભુના હાથમાં. ”

ધારણ કરેલી મારી ખોટી હિંમત એમને તે વખતે શાન્તિ ને ધીરજ આપી શકી.

૪

સુંદરપુર રાજધાનીથી થોડા ગાઉ દૂર, પણ કામચલાઉ રાજધાની જેવું શહેર હતું. જંગલમાં મંગળ, એ રીતે એ નવું બાંધેલું હતું. રેલવે, તાર, ટેલીફોન, વીજળિક રોશની, પાણી, વગેરે બાબતોમાં તદ્દન નવી ઢબની સગવડો આખા ગામને માટે કરેલી. ઘરો, વચ્ચેનાં ચોગાનો, નાની વાડીઓ, મોટા બગીચો, નિશાળ, ફરસબંધી, રસ્તા, ખાળ વગેરે રચના યૂરોપના શહેર મુજબ હતાં. રાજાનો મહેલ, સરકારી બંગલો એ બંને ઇંદ્રિભુવન જેવાં હતાં

અમારો ઉતારો રાજાના મહેલમાં રાખેલો હતો. અમારા પહોંચ્યા પછી બીજે દહાડે દીવાન આવવાનો હતો. સુંદરપુરની આસપાસ ફળદ્રુપ જમીન હતી. એના મહેસુલ વિષે કાંઇ તકરાર લોકોએ ઉપાડી હતી, એ તકરારનું સમાધાન મારા વરને કરવાનું હતું.

દીવાન આવ્યો; મારૂં ઓળખાણ કરાવીને મારા વર એનો માર્ગ મોકળો કરી ગામડાંમાં ચાલ્યા ગયા. બેચાર કલાક દીવાન કામમાં રહ્યો, ને સંધ્યાકાળ પડતાં પરવારી તે મારા ઓરડામાં આવ્યો. એ આવીને બેસે તે પહેલાં ટેલીફોનની ઘંટડી વાગી. મેં જઇ ટેલીફોન લીધો, તો રાજાજી પોતે બોલાવતા હતા. દીવાનને હમણાં ને હમણાં તે પાછા બોલાવતા હતા, કારણ કે ખેડુતોની નવી તકરાર

વિષે એમને કાંઇ નવું સમાધાન સૂઝયું હતું. દીવાને મેં આપેલો સંદેશો સાચો માન્યો નહિ; દીવાન ત્યાં ન હોત, તો રાજાજીને હું બધું કહી દેત—અને દીવાનની હાજરીમાં કહેવાની હિંમત એકઠી કરૂં ત્યાર પહેલાં દીવાને રીસીવર મારા હાથમાંથી લઇ રાજાજીનો સંદેશો ઝીલ્યો. પરિણામમાં બેઠો હતો ત્યાંથી ઉઠી એ જવા તૈયાર થયો. જતાં જતાં કહેતો ગયો:

" સુંદરી ! તમારૂં સન્માન કાલે, અહિં આ વખતે. "

એ આવ્યો હતો તેવો લીલા તોરણે ગયો, ને મેં પ્રભુનો પાડ માન્યો. હજી તો હું ઘુંટણીએ પડેલી હતી, ને મને કાલનો વિચાર આવ્યો. મારે શું રાજાજીને ફોન કરવો કે મારા પતિને ચિઠ્ઠી લખવી ? ફોન કરવાની વાત પડતી મૂકી; કેમકે મારા વરે રાજાજીને કહેવાથી કાંઇ વળે નહિ એવું કહેલું હતું. આથી જે વાત બની હતી તે ચિઠ્ઠીમાં લખી હું સવારને આપવા ગઇ, કે મારા વરને જ્યાં હોય ત્યાં પહોંચાડે. પરંતુ સિપાઇ કે સવાર, કોઇએ લઇ જવાની હા પાડી નહિ. થાકીને પાછો ફોન કરવા ગઇ, તો સામે છેડેથી સનાનના સમાચાર મળી ગયા. રાજાજી સાથે વાત થઇ શકશે નહિ. બંધા દીવાને અમને કેદ કરેલાં હતાં. મારા હાથ હેઠા પડયા. " ઓ પ્રભુ ! " પ્રભુનું નામ દેતાંજ મને લાગ્યું કે આજની માફક આવતી કાલે એ તારણહાર મારી લાજ રાખશે.

બીજા દિવસની ઘડીએ આવી ત્યાં સુધી મેં રડવામાં, પ્રાર્થનામાં ને મારા પતિની ચિંતામાં વખત કાઢયો. એ પળ આવી, ને દીવાનને ઇસ્કી ટાઇટ મારી સામે મેં જોયો. મારી પૂર્વ તૈયારી સંપૂર્ણ હતી. કપડાં લત્તાંમાં, ખાવા પીવાના સાધનમાં, રોશનીમાં બધી રીતે આગલા દહાડા કરતાં આ દિવસે મેં ખૂબ ઠાઠ કર્યો હતો. દીવાનનો સત્કાર મેં હસીને કર્યો, ને ટેબલ ઉપર ખાનપાનના પદાર્થો ગોઠવી દીધા. તે સંભાળથી દારૂ પીતો હતો, તેથી દારૂનું

સાધન મારા કામમાં ન લાગ્યું.

એ અણીની પળ આવી; એની આંખો કામાવેશ થઇ. એણે ખુરશી ખસેડી મારી તરફ આણી; ધીમે રહી એણે મારો હાથ પકડયો. હું મુંઝાઇને કૂદી. એજ પળે વીજળીની રોશની બંધ થઇ, ને ભયંકર અંધારૂં થઇ ગયું. એ લાગ સાધી હું બોલી:

"દીવાનજી બેસો, હું જઇને જોઇ આવું કે શું થયું. ખરે વખતે અંધારૂં કેમ થઇ ગયું ?"

એણે જવાબ આપ્યો:

"હા, જોઇ આવો: જલદી પાછાં વળજો. હવે મારાથી રાહ નથી જોવાતી." હું બહાર ગઇ: મેં મીણબત્તી સળગાવી, ને વીજળીના મુખ્ય સ્વીચ (બટન) પાસે ગઇ, તો તે તદ્દન ફેરવી નાંખેલું જોયું. એ પાછું ઠેકાણે મારાથી આણી શકાયું નહિ. મારે હવે પાછું ગયા વગર છૂટકો નહોતો. ગભરાતી ગભરાતી મીણબત્તી ઝાલી હું દીવાનવાળા ખંડમાં ગઇ એમાં પ્રવેશતાંજ દીવાનના હાથમાં કોઇ બાઇને મેં દીઠી: મેં પાછા આણેલા અજવાળામાં દીવાન ગુંચવાયો: એણે પહેલાં મારા તરફ પછી પોતાના બંને હાથમાં લીધેલી સુંદરી તરફ જોયું: પળના વિપળ જેટલા ભાગમાં એ જોઇ શક્યો, કે એના હાથમાંની સુંદરી તે હું નહોતી. એણે એને છોડી દીધી, ને મને અડફટ ખવડાવી બારણામાંથી એ નાઠો.

મને કશી સમજણ પડી નહિ: પરંતુ બીજી બૈરીની હાજરીથી મારામાં હિંમત આવી હતી. હું દીવાન પાછળ નાઠી ને બોલી:

"ઉભા રહો, ઉભા રહો, પાછા વળો. હજી કામ પૂરૂં થયું નથી. તમારા વસુલાતી અધિકારી (મારા વર) પાછા આવે ત્યાં સુધી મારી સંભાળ કોણ રાખશે. ઓ દીવાનજી પાછા આવો."

પરંતુ એણે તો સીધી દોટ મૂકી મોટરમાં જગા લીધી, ને મોટર એકદમ હાંકી મૂકી.

હું પાછી વળી, તો પેલી સ્ત્રી મારી પાછળ ઉભી હતી. એકદમ એને પગે પડી મેં એને સંબોધી:

"દેવી! તેં આ વખતે મારી લાજ રાખી છે. તું કોણ છે તે હું જાણતી નથી. મને લાગે છે કે તું સ્ત્રીના વેશમાં પ્રભુ છું."

એણે જવાબ આપ્યો:

"સરલા બ્હેન! તમે મને નથી ઓળખતાં. હું રંભા છું."

રંભા એ દીવાનની વહુ હતી. રંભા ખરેખર રંભા હતી. પ્રૌઢ ઉમર હતી, છતાં છોકરાં થયાં ન હોવાથી એની જુવાની અખંડ રહેવા પામેલી.જગદંબા જેવી અત્યારે તે દેખાતી હતી. હું દીવાનને ઘેર કે રાજ મહેલમાં–કશે જતી નહોતી એટલે રંભાને જોવાનો પ્રસંગ મને મળ્યો નહોતો. મેં તેથી માફી માગી:

"રંભાબહેન! તમને તસ્દી પડી માટે મને ક્ષમા કરો. તમે મને અણીને વખતે સહાય કરી, તે ઉપકાર હું કદી ભૂલીશ નહિ. ઈશ્વર તમારૂં ભલું કરશે. પરંતુ તમે અહીં કયાંથી?"

એણે ખુલાસો કર્યો:

"મારા વરની ચાલચાલગત માટે મને હંમેશાં શંકા આવતી: હમણાં હમણાં એના ત્રાસના અને બળાત્કારના કિસ્સા વધતા જતા હતા. તમારી વાત મારે કાને કાલે રાત્રે દીવાન પાછા આવ્યા ત્યારે આવી. મેં એનો પીછો લેવાનું નક્કી કર્યું. એના નીકળ્યા પછી અડધા કલાકમાં હું એની પાછળ પડી. અહીં આવીને આ મહેલની સામેના મંદિરના માળ ઉપર ભરાઇ. એ ખંડેરમાંથી તમારો ખંડ બરાબર દેખાતો હતો, ખાણી પીણી પૂરી થઇ, ને રંગરાગ વધવા લાગ્યો, એટલે હું અહીં આવી તમારા ખંડમાં પેસવાનો લાગ શોધતી હતી, તેવામાં વીજળિક પ્રવાહ બંધ કરવાની તદબીર સૂઝી. તમારા ખંડ બહાર હું આવી ઉભી ને તમે બહાર નીકળ્યાં. એક મીનીટ પછી હું અંધારામાં દાખલ થઇ ને દીવાન પાસે

પહોંચી. મેં એને ગળે હાથ નાખ્યો; એણે મને પકડી, એમ જાણીને કે તમે હશો. એ ત્રણ આલિંગન થયાં, ને તમે અંધારૂં હઠાવી દીધું. તમારા પ્રકાશમાં એ સરલા રંભાની ભૂલભૂલામણી પામી ગયો. મારી હાજરીમાં ઉભવાની એની હિંમત ન ચાલે. પણ તમે ઠીક એને આમંત્રણ આપ્યું. બ્હેન, ગભરાશો નહિ. મારો દાબ એના ઉપર પુષ્કળ છે. હવે તમને કોઇ દહાડો આ રાજ્યમાં દુઃખ નહિ પડે. અને પ્રત્યક્ષ પુરાવો મળી ગયો, એટલે રૈયતની બેટાબેટી પણ સલામત છે."

પ્રભુનો સાક્ષાત્કાર હંમેશ થયા કરે છે, તે આવી રીતે. મેં ઘુંટણીએ પડી પ્રાર્થના કરી એટલામાં રંભા બહેન જવા તૈયાર થઇ ગયાં. મારો આગ્રહ હતો, છતાં તે તો એમના સ્વામીનાથની ખબર લેવા પાછળ ને પાછળ રાજધાની તરફ વિદાય થયાં.

૫

આ બધો બનાવ જાણીને મારા વર મારી હિંમત ઉપર અને રંભાની હોંશીયારી પર ફીદા થઇ ગયા. એમણે રંભા બહેનનો ઉપકાર માન્યો, પણ રંભા બહેને તો એમને દીવાન પાસે મોકલ્યા. દીવાને એમની તથા એમની મારફત મારી માફી માગી.

આ વાત ચર્ચાઇ. રાજાજીએ મને બોલાવીને પૂછ્યું. મેં સાવચેતીથી વાત કરી, કેમકે દીવાનની માફી પછી રંભા બ્હેનનાં નવાં બહેનપણાંને લીધે દીવાનને કાંઇ શિક્ષા થાય તે મને પસંદ નહોતું.

પરંતુ ચારિત્ર્યવાન રાજાજીને ખુબ દિલગીરી થઇ. એમણે મારા વરને કારભારીની જગા આપી, ને દીવાનનું સઘળું કામ સોંપ્યું. એમની રાણી તથા કુંવરીઓ વગેરે રણવાસની સ્ત્રીઓને ચાલુ જમાનાને યોગ્ય કેળવણી ને સંસ્કાર આપવાનું કામ મને સોંપવામાં આવ્યું. રાજાજી મને ધર્મની બહેન ગણવા લાગ્યા, અને રાણીજીની હું માનીતી બ્હેનપણી બની.

હું પાછી વળી, તો પેલી સ્ત્રી મારી પાછળ ઉભી હતી. એકદમ એને પગે પડી મેં એને સંબોધી:

"દેવી! તેં આ વખતે મારી લાજ રાખી છે. તું કોણ છે તે હું જાણતી નથી. મને લાગે છે કે તું સ્ત્રીના વેશમાં પ્રભુ છું."

એણે જવાબ આપ્યો:

"સરલા બ્હેન! તમે મને નથી ઓળખતાં. હું રંભા છું."

રંભા એ દીવાનની વહુ હતી. રંભા ખરેખર રંભા હતી. પ્રૌઢ ઉમર હતી, છતાં છોકરાં થયાં ન હોવાથી એની જુવાની અખંડ રહેવા પામેલી.જગદંબા જેવી અત્યારે તે દેખાતી હતી. હું દીવાનને ઘેર કે રાજ મહેલમાં–કશે જતી નહોતી એટલે રંભાને જોવાનો પ્રસંગ મને મળ્યો નહોતો. મેં તેથી માફી માગી:

"રંભાબ્હેન! તમને તસ્દી પડી માટે મને ક્ષમા કરો. તમે મને અણીને વખતે સહાય કરી, તે ઉપકાર હું કદી ભૂલીશ નહિ. ઈશ્વર તમારૂં ભલું કરશે. પરંતુ તમે અહીં ક્યાંથી?"

એણે ખુલાસો કર્યો:

"મારા વરની ચાલચાલગત માટે મને હંમેશાં શંકા આવતી: હમણાં હમણાં એના ત્રાસના અને બળાત્કારના કિસ્સા વધતા જતા હતા. તમારી વાત મારે કાને કાલે રાત્રે દીવાન પાછા આવ્યા ત્યારે આવી. મેં એનો પીછો લેવાનું નક્કી કર્યું. એના નીકળ્યા પછી અડધા કલાકમાં હું એની પાછળ પડી. અહીં આવીને આ મહેલની સામેના મંદિરના માળ ઉપર ભરાઇ. એ ખંડેરમાંથી તમારો ખંડ બરોબર દેખાતો હતો, ખાણી પીણી પૂરી થઇ, ને રંગરાગ વધવા લાગ્યો, એટલે હું અહીં આવી તમારા ખંડમાં પેસવાનો લાગ શોધતી હતી, તેવામાં વીજળિક પ્રવાહ બંધ કરવાની તદબીર સુઝી. તમારા ખંડ બહાર હું આવી ઉભી ને તમે બહાર નીકળ્યાં. એક મીનીટ પછી હું અંધારામાં દાખલ થઇ ને દીવાન પાસે

પહોંચી. મેં એને ગળે હાથ નાખ્યો; એણે મને પકડી, એમ જાણીને કે તમે હશો. બે ત્રણ આલિંગન થયાં, ને તમે અંધારૂં હઠાવી દીધું. તમારા પ્રકાશમાં એ સરલા રંભાની ભૂલભૂલામણી પામી ગયો. મારી હાજરીમાં ઉભવાની એની હિંમત ન ચાલે. પણ તમે ઠીક એને આમંત્રણ આપ્યું. બ્હેન, ગભરાશો નહિ. મારો દાબ એના ઉપર પુષ્કળ છે. હવે તમને કોઇ દહાડો આ રાજ્યમાં દુઃખ નહિ પડે. અને પ્રત્યક્ષ પુરાવો મળી ગયો, એટલે રૈયતની બેટાબેટી પણ સલામત છે."

પ્રભુનો સાક્ષાત્કાર હંમેશ થયા કરે છે, તે આવી રીતે. મેં ઘુંટણીએ પડી પ્રાર્થના કરી એટલામાં રંભા બહેન જવા તૈયાર થઈ ગયાં. મારો આગ્રહ હતો, છતાં તે તો એમના સ્વામીનાથની ખબર લેવા પાછળ ને પાછળ રાજધાની તરફ વિદાય થયાં.

૫

આ બધો બનાવ જાણીને મારા વર મારી હિંમત ઉપર અને રંભાની હોંશીયારી પર ફીદા થઇ ગયા. એમણે રંભા બહેનનો ઉપકાર માન્યો, પણ રંભા બહેને તો એમને દીવાન પાસે મોકલ્યા. દીવાને એમની તથા એમની મારફત મારી માફી માગી.

આ વાત ચર્ચાઇ. રાજાજીએ મને બોલાવીને પૂછ્યું. મેં સાવચેતીથી વાત કરી, કેમકે દીવાનની માફી પછી રંભા બ્હેનનાં નવાં બહેનપણાંને લીધે દીવાનને કાંઇ શિક્ષા થાય તે મને પસંદ નહોતું.

પરંતુ ચારિત્ર્યવાન રાજાજીને ખુબ દિલગીરી થઇ. એમણે મારા વરને કારભારીની જગા આપી, ને દીવાનનું સઘળું કામ સોંપ્યું. એમની રાણી તથા કુંવરીઓ વગેરે રણવાસની સ્ત્રીઓને ચાલુ જમાનાને યોગ્ય કેળવણી ને સંસ્કાર આપવાનું કામ મને સોંપવામાં આવ્યું. રાજાજી મને ધર્મની બહેન ગણવા લાગ્યા, અને રાણીજીની હું માનીતી બહેનપણી બની.

અને પેલા દીવાનજી? 'હાડ, ચામ, માંસ'ના એ પૂજારીને આખરે રંભામાં પણ સરખાં 'હાડ, ચામ, માંસ' જણાયાં. રંભામાં એણે અનુપમ લાવણ્ય જોયું; અને એ લાવણ્યનાં બળથી તથા રંભાના ચારિત્ર્ય બળથી દીવાન એની ઉત્તર અવસ્થામાં ખુબ સુધરી ગયો. મારી તારણહાર રંભાને સુખી જોઇ હું આનંદ પામી.

રંભા મને ખુબ ચાહે છે. હજી પણ કોઇક વખત એ પ્રશ્ન પૂછે છે:

"હેં, સરલા! તે દહાડે જો હું સુંદરપુર ન આવી હોત તો, દીવાને તારા શા હાલ કર્યા હોત?"

અને હું હસતાં હસતાં સામું પૂછું છું:

"પણ રંભા બહેન! જો મીણબત્તી લઇને હું પાછી આવી ન હોત, તો તમારી કેવી મનગમતી સ્થિતિ થઇ હોત!"

"જા, જા લુચ્ચી!" એમ રંભા બોલતાં અમે બંને સહીઓ હસી પડીએ છીએ.

કદીક આવો વાર્તાલાપ મારા વર સાંભળી જાય છે. એમનું તે સમયનું પ્રફુલ્લ, ભાવભર્યું વદન! તેના ઉપરથી હું વારી જાઉં છું.



# બૈરી કે બહેન ?

આપણી આર્યભૂમિને ઈશ્વરે જે બક્ષીસો આપી છે, તેમાં સાગરથી બંધાયેલી સીમા મુખ્ય છે. લાંબો વિશાળ દરિયા-કિનારો કોઇ પણ દેશનાં હવા-માનને અને નૈસર્ગિક સૌંદર્યને વધારે અને શોભાવે. આપણે ભણેલાઓ કવિઓએ વર્ણવેલા સૃષ્ટિસૌંદર્યને વાંચીને શીખીએ છીએ; પરંતુ પ્રત્યક્ષ સૌંદર્યને અનુભવતા નથી. આપણે વર્ણનો ઉપરથી બીજા દેશોની પ્રકૃતિશ્રીને વખાણીએ છીએ; તેવા દેશોની કુદરતી શોભાનું ધ્યાન કરતાં શીખીએ છીએ. પરંતુ આપણા દેશમાં જે સુંદરમાં સુંદર

દૃષ્યો પડેલાં છે, તેનો વિચાર સરખો કરતા નથી તો અનુભવવાની વાત જ શી ?

ગુજરાતને વીંટળાયલો મહાસાગર એની ખુબસુરતી વધારે છે અને એની હવાને માફક બનાવે છે. દરિયા કિનારો કોઇ પણ દેશની મોટામાં મોટી દોલત છે; અને ગુજરાતની માફક જ્યારે એ દરિયો વાંકીચુંકી પણ એક સરખી રીતે લાગેલો હોય, ત્યારે એ દેશની શોભાનું વર્ણન કરવું અશક્ય છે. ઘોઘા બંદર જેવું સરળ, ઇશ્વરેજ અર્પેલું ને માણસે ન બનાવેલું બંદર એક છેડે; તેનીજ સામે ખંભાત, ભરૂચ અને વાપીનાં મનુષ્યે ઉભાં કરેલાં વેપારી મથકોઃ એ બન્નેની વચ્ચે સાગરની ઘુઘવતી સાંકડી પટ્ટીઃ એ ઘુઘવાટ છતાં રાત્રે સામે કિનારેથી સંભળાતો કૂતરાં ભસવાનો અવાજઃ આ બધું જેવું તેવું છે ? આ ધનને આપણે વિસરી ગયા છીએ. તળ ગુજરાત અને કાઠિયાવાડના આ બે ભાગ વચ્ચે હોડીઓ અને વહાણો ચાલતાં હોવાં જોઇએ, તે ક્યાં છે ? અરે સાંકડી ગુજરાતની પટી–એવી સંકડાશમાં રહેતા લોકોમાંનાં ઘણાંએ પાસેના સાગરનાં દર્શન જીવનભર કર્યાં હોતાં નથી, કે તેમાં સ્નાન કરીને પોતાને પાવન કીધાં હોતાં નથી !

તળ ગુજરાતનો દરિયા કિનારો દમણથી ખંભાત સુધીનો; એ લાંબા તટ ઉપરની શ્રી અને સ્થળપ્રમાણે એ શ્રીની વિવિધતા નિરખવા જેવી છે. શાંત, ગંભીર ભવ્ય એવાં દૃષ્યો ઠેરઠેર નજરે પડે છે, એવાં દૃષ્યોમાંનું એક સુંદર દૃષ્ય તીથલને કિનારે જોવામાં આવે છે. હિંદી મહાસાગર કહો કે આરબી સમુદ્ર કહો; પણ એ દૂર મોટા દરિયાની સીધી હવા છેક આફ્રિકાના કિનારાને સ્પર્શીને તીથલના કિનારાને દિવસ રાત ગજવી મૂકે છે. તીથલનો દરિયો સપાટ છતાં ઉંડો, ઉંડો છતાં છાછર છે; શાંત હોવા છતાંએ ઘુઘવે છે; ઘુઘવતો છતાં ગંભીર છે. એના

કિનારા ઉપરના ડુંગર (ઢગ), છીણીઓ (સાઇપ્રસ) નાં રાતે રડતાં ને દિવસે ચમકી ઉઠતાં અસંખ્ય વૃંદો, ચાલવા માટે જાણે લીસી સપાટ સડક ન બનાવી હોય એવો વિશાળ સીધો પટ, વિશાળ મોજાંઓથી ઉડતું ફીણ, અને એ ફીણ પાણીની ભેગી પથ્ય સુવાસ, નજર ન નાખી શકાય તેટલો દૂરદૂર દેખાતો મહાસાગર, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ એમ દિગંત સુધી ફરી વળેલાં ધીર ગંભીર નીર, ઉત્તરથી દક્ષિણ સુધી સીધો દેખાતો કિનારો, દૂરની દીવાદાંડી અને સૌથી વધારે આકર્ષક પવનની મીઠી શીતળ લહરિઓ અને તેથી પણ વધારે આકર્ષક એકાંત–મનુષ્ય અને પ્રાણીઓથી વિંધાયા વગરનું એકાંતઃ આ તીથલનું માહાત્મ્ય.

૨

આવા તીથલમાં મારી બદલી હમણાંજ થઇ હતી. તીથલની નિશાળમાં મને મહેતાજી નીમેલો હતો. તીથલ ક્યાં છે, ક્યાંથી જવાય છે તેની પણ મને પહેલાં ખબર નહોતી, પરંતુ ત્યાં આવ્યા પછી તીથલ બધી રીતે મને પ્રિય લાગતું હતું. હવા, પાણી, પ્રકૃતિ સૌંદર્ય, ફળાઉ ઝાડ, ખેતી, તાડ, ખજુરી, આંબા વગેરે વૃક્ષોઃ જે જોઇએ તે બધું હતું. તીથલ ગામડું; પણ તે વલસાડથી ફક્ત બે માઇલ દૂર છે, ને બે વચ્ચેની આખી સડક ઉપર બંને બાજુએ બંગલા ભરાઇ ગયા છે, એ રીતે તીથલ શહેરની સગવડોથી મુક્ત નથી. પરંતુ શહેરની બલા અને ઉપાધિ હજી એને વર્યા નથી; એટલે તીથલમાં થયેલી મારી બદલી અનુભવ પછી મને ખૂબ ગમી ગઇ.

મારૂં કામ પરવાર્યા પછી જે વખત બચતો તે હું બધો દરિયા કિનારે કાઢતો હતો. સેગવી ગામથી નદીના સંગમ સુધી ફર્યા કરવું, દરિયાના પાણીને છેક અડીને ચાલવું, એ પાણીની ખારી હવા ખાવી, આ બધું મને બહુ ગમતું. સવારમાં છેક વહેલો હું દરિયે પહોંચતો, અને નિત્ય કર્મ ત્યાંજ કરતો. તીથલમાં આવ્યા બાદ

ત્યાંનાં પક્ષીઓ પણ મને અજબ ગાન સૂણાવતાં. એક જાતનાં પક્ષીઓ તો ત્યાં રોજ સવારે "ઓ ગાંધીજી, ઓ ગાંધીજી "નું વાક્ય ઉચ્ચાર્યા કરે છે, ને આખા વાતાવરણને ગજવી મૂકે છે. આ એની બોલી અનાદિ કાળથી ચાલતી હશે કે કેમ, પણ ૧૯૨૦ ની સાલ પછીથી આ શબ્દોએ ખૂબ ધ્યાન ખેંચ્યું છે. આ સૂચક ધ્વનિ સવારના પહોરમાં પ્રભુ ભજન જેવો પ્રિય લાગે છે.

જેમ સવારે તેમ રાતે પણ હું દરિયા પર ખૂબ વખત વીતાવતો. સાંજે મોસમ ચાલુ હોય ત્યારે બંગલાવાળા લોકનો જમાવ દરિયા પર ઠીક થાય; અને મોસમ ન હોય ત્યારે પણ વલસાડ સુધીના કોઇક કોઇક લોક હવા ખાવા આવે. એટલે સાંજે હું એકાંત શોધતો મોડો દરિયે પહોંચતો. પહોંચ્યા પછી અડધો કલાક ટહેલતો, ને પછી કલાકેક કિનારાની સુંવાળી રેતી ઉપર સૂઇ, આળોટી તાજગી મેળવતો.

આમને આમ રોજ ચાલતું. પરંતુ એક દહાડો આ મને ઘણું ભારે પડી ગયું. ઉન્હાળો પૂરો થવા આવ્યો હતો; એક પછી એક બંગલો ખાલી થતો જતો હતો. હું સાતેક વાગ્યે દરિયે પહોંચ્યો, તીથલ ગામથી દરિયો દૂર નથી. અડધો કલાક ફર્યો ને આવી રેતી પર બેઠો. અંધારૂં થવા આવ્યું હતું, એવામાં એકદમ વાદળાં ચઢી આવ્યાં. ગામ ઘર પાસે એટલે મેં તેની દરકાર કરી નહિ. પણ એકાએક ગાજવીજ, તોફાન અને વરસાદ શરૂ થઇ ગયાં. ચોમાસાની શરૂઆત કદીક તોફાનથી થાય છે, તેવું તોફાન આ હતું. અડધા કલાકમાં તે જતું રહશે એમ મને લાગ્યું; એટલે ગભરાયા વિના, અંધારી રાતમાં જેમ સંભાળીને ચાલી શકાય તેમ ચાલીને, હું પાસેના ટેકરાપર જે સરકારી બંગલો છે, તેના ઓટલાપર ચઢીને નિરાંતે બેઠો.

હજુ તો મારો વિશ્વાસ પણ સમાયો નહોતો, અને એ દરિયા

પરના ઓટલાને કાટખૂણે જે અડાળી દક્ષિણાદી આવેલી છે, તેના પરથી ચાર માણસો ઉઠયા. હું કાંઇ પણ વિચાર કરી શકું ત્યાર પહેલાં એ ચારેએ આવીને મને પકડયો, બાંધ્યો ને ઉંચકયો. મેં ઘણી બૂમો પાડી; પણ ભયંકર અને ભયાનક તોફાનમાં મારી બૂમો કોણે સાંભળી હોય ?

ઉંચકીને તેમણે બંગલામાંથી દરિયા તરફની બેખડે ઉતરવા માંડયું, ને દરિયાને કિનારે કિનારે તે મને દક્ષિણ દિશાએ લઇ ચાલ્યા. ગાઉએક ચાલ્યા બાદ ને ધરમપુરરાજના લાકડાના બંગલા વટાવ્યા બાદ મને લઇને તે ડાબા હાથ ઉપર વળ્યા. આ તો સેગવી ગામનો રસ્તો હતો. ત્યાં મને શું કામ લઇ જતા હશે, તે સમજાયું નહિ. મને બોલાવાની ઇચ્છા હતી, પણ ચૂપ રહેવામાં મેં ડહાપણ જોયું. થોડુંક ચાલ્યા બાદ સેગવી ગામને છેવાડે, દરિયાથી બહુ દૂર નહિ અને ગામથી જરાક દૂર એક ઝુંપડા જેવું ઘર હતું, તેમાં મને તેઓ લઇ ગયા. તેના એક અંધારા ઓરડામાં મને ગોંધીને તેઓ મારવા લાગ્યા. ચાર જણ એકને મારે એ દેખાવ તમે કોઇએ જોયો છે ? જોયો હશે ત્યાં એ એક જણ બાંધેલો નહિ હોય. મારાથી ખમાયું નહિ, ને મેં આખરે ડરતાં ડરતાં પૂછ્યું:

" મને મારો છો શું કામ ? મેં તમારૂં શું બગાડયું છે ? "

એકે જવાબ વાળ્યો:

" ચુપ ! તું એમ માનવાનો નથી. માર ખાઇને મરી જઇશ, ત્યારે જ માનીશ. "

મારે શું માનવાનું હતું ? મેં કશો ગુન્હો કોઇનો કર્યો નહોતો. ન સરકારનો, ન કોઇ વ્યક્તિનો. અને આ લોકોનાં લક્ષણ કાંઇ પોલિસ જેવાં લાગતાં નહોતાં. આ બધા વિચારો અડધી પળમાં ઉભા થયા ને શમ્યા; તેથી મેં ફરી પૂછ્યું:

" માનવાનું શું ? મને ન મારો: ભલે મારી નાખો, પણ

આમ મારો નહિ. હું અધમુઓ થઇ ગયો છું. તમે કહો કે મારે શું માનવાનું છે ?"

એ પળ સામટો વિચાર કરી લઇ, એમનામાં જે આગેવાન હતો તે બોલ્યોઃ

"કેશવલાલ !" (તોબા ! આ લોકો મારૂં નામ સુદ્ધાં જાણતા હતા) "કેશવલાલ ! માનવાનું બીજું કશું નથી. અમે તને કહીએ એમ તારે કરવું પડશે. બોલ છે કબુલ ? કબુલીશ તો બચીશ, અવગણીશ તો મરીશ."

જરા ધીરજ મેળવી મેં કહ્યુંઃ

"તમે જે હો તો હો, પણ તમારૂં કહ્યું કરવાની મારી હા કે ના શું કરવાનું છે તે જાણ્યા વિના કેમ ભણાય ? કાંઇ ખોટું કામ નહિ હોય તો ખુશીથી હું કરીશ."

"ભલા આદમી ! સારૂં કામ હોય તો તને આમ બાંધીએ ને મારીએ શું કામ ? કામ ખોટું તો છે, પણ બહુ ખોટું નથી. એ કામથી તને ને અમને બંનેને લાભ છે."

"બોલો ! એવું શું કામ છે ?"

"ના ! તે એમ નહિ કહેવાય. તું કરવાની હા પાડે, તોજ એ કહેવામાં આવે. એમને એમ કહી દઇ સીધા અમારે જેલમાં જવું નથી. અને યાદ રાખજે કે, હા કહ્યા પછી જો તું ફરીજઇશ, તો કેદખાના કરતાં પણ ભુંડા હાલ તારા કરશું."

હું વિચારમાં પડયો, તે સાથે તેમના ધક્કા મુક્કી શરૂ થયાં. આવો મુંગો માર ખમવાની શક્તિ મારી ખૂટી ગઇ હતી. ઈશ્વરનું સ્મરણ કરીને—કારણ કે મને તેના ઉપર અચળ શ્રદ્ધા હતી—મેં મારો નિશ્ચય જણાવી દીધોઃ

"લુટારા ભાઇઓ ! બસ માર બંધ કરો. એ ખમાતો નથી. તમે કહેશો તે કરવા હું તૈયાર છું. આ લો મારૂં વચન."

મેં વચન આપ્યું, એમણે માર બંધ કર્યો અને સાથે સાથે મારા બંધ છોડી નાખ્યા. તુર્ત તેમના આગેવાને મર્મ ઉકેલવા માંડયો.

૩

આગેવાને પહેલાં પોતાનું આળખાણ કરાવ્યું. પોતાનું નામ હેમરાજ અને બીજાનાં નામ જે હતાં તે જણાવ્યાં. પછી હેમરાજે મને આડી તેડી વાતો કહી. મૂળ મુદ્દાનો સવાલ ન થયો, એટલે મેં સીધો સવાલ કર્યો:

" તમે તમારી ઓળખાણ આપો; એ સારી વાત. પરંતુ મારું શું કામ છે તે તો કહો. સીધી વાત પર આવો. "

" જુઓ કેશવલાલ ! અમારે તમારું ભલું કરવું છે. તમે વાંઢા છો, અમારે તમને પરણાવવા છે. "

" પણ તેમાં મને આટલો બધો મારો છો શાને ? વાંઢા સ્વાભાવિક પરણવા તત્પર હોય એ દુનિયાનો કાયદો. "

" પણ તમે એમ માનશો નહિ, એવી અમને દહેશત છે. "

કોઇ કાઠિયાવાડી બૈરી કે છોકરી પરણેલી કે રાંડેલી ઉઠાવી લાવી હલકી નાતની હોવા છતાં ઉંચી નાતની જણાવી પુષ્કળ રૂપીઆ કઢાવવાનું કાવત્રું તેમણે રચ્યું હોવાની મારી ખાત્રી થઇ, અને મેં કહ્યું:

" આમાં માનવાની વાતજ કયાં છે ! હું ગરીબ માણસ છું. મારી પાસે કશું નથી. હું રૂપીઆ આપી પરણી શકું તેમ નથી."

" ભલા માણસ ! તેથીજ અમે તમને પરણાવવા માગીએ છીએ. પૈસાદારને તો બધા પરણાવે, પણ ગરીબનું કામ કોણ કરે ?"

જોઇ લો આ ખુટ્ટીઓ ! મારી મારીને મારો અડદાયો કાઢી નાખ્યો ને છતાં કહે કે તે ગરીબના બેલી ! હું ચુપ રહ્યો ને હેમરાજે આગળ ચલાવ્યું:

" તમે ગરીબ ને વાંઢા છો તેની અમને ખબર છે. તમને

એકી સાથે જર અને જોરૂ બંને અપાવવાનું બીડું અમે ઝડપ્યું છે. તમે અમને ઓળખતા નથી, પણ અમને તમારો ખૂબ પરિચય છે. જુઓ આ છબી."

આટલું બોલતામાં તો તેણે ખૂણામાં પડેલી છબી આણી ને તેના સાથીદારે વીજળીનો દીવો ધર્યો. મેં છબી નિહાળી. મેં શું જોયું? આબાદ મારી છબી તે હતી. ગમે ત્યાંથી તેઓ ઉઠાવી લાવ્યા હોય એવો ક્ષણભર મને વિચાર આવ્યો. પરંતુ મેં જન્મારામાં કદિ છબી પડાવી નહોતી. મારી છબી છાનીમાની એમણે પાડી કે પડાવી લીધી હોવી જોઇએ. મારની વેદના ભૂલી જતાં મને કંઇક સાંભર્યું ને હું હસ્યો, હસતાં હસતાં હું બોલ્યો:

"હેમરાજ! કન્યાને બતાવવાની આ છબી મને શું કામ બતાવો છો? એ તમે કયારે પાડી લીધી?"

હેમરાજે સામો પ્રશ્ન કર્યો:

"પણ બોલો એ તમારી છબી હોય કે નહિ?"

જરા બારીકીથી ફરી નિહાળી મેં ઉત્તર વાળ્યો:

"છબી મારીજ છે, એની શંકા નથી, પણ આ પહેરવેશ મેં કદિ પહેર્યો હોય, આવો પોશાક મારી પાસે હોય, એવું મને યાદ નથી."

મારી હોંશિયારીની અસર થઇ. હેમરાજે નાક આગળ આંગળી ધરી કહ્યું:

"ચુપ! આ છબી તમારીજ છે. અને ન હોયતો આજથી એમ ઠરાવવાનું-ઠસાવવાનું છે. આ છબી કન્યાને બતાવવાનું કામ નથી, કેમકે, અમે આખા ને આખા તમને કન્યાને બતાવવાના છીએ. હું ફરીથી તમને ચેતાવું છું. ખબરદાર, જો તમે આડીઅવળી વાત કરી તો! આજથી તમે અમારા તાબામાં; અમે કહીએ તેમજ તમારે કરવાનું. તમને ધન અને ધણીઆણી બંને મેળવી આપીશું.

ધણીઆણી તમારી, પણ ધનમાં અમારો ભાગ. અઢળક દોલત જે તમને મળે તેમાંથી ત્રણ ભાગ આમારા ને એકજ તમારો. બોલો કબુલ ! ”

“ પોલિસશાહી કબુલતો કરાવવાની હોય ત્યાં હા ના વચ્ચે પસંદગી રહેતી નથી. જીવને જોખમે ના ભણવાની હિંમત જુજમાં હોય; પણ એ જોખમ કરતાં પણ વધારે અસહ્ય માર ખાવાની હિંમત કોઇમાં રહેતી નથી. આવી પડવાનો જુલમ ટાળવા મેં હા ભણી દીધીઃ

“ કબુલ. ”

“ યાદ રાખજો કે ફરશો નહિ. અમે જેમ કહીએ, તેમજ તમારે વર્તવાનું છે. જરા પણ વિરૂદ્ધ વર્તન કરશો, તો જાન ખોશો. ”

“ મેં તમને મારી કબુલત આપી દીધી છે. તમે કહેશો તેમ કરીશ. પણ મહેરબાની કરી હવે મને બાબત સમજાવશો ? મને અંધારામાં અફાળી મારી મુઝવણ શું કામ વધારો છો ? હજી મારની વેદના ચાલુ છે; હવે આ મનની મુંઝવણ એમાં મા ઉમેરો. ”

એ ચારમાંના એકને દયા આવી ને એ બોલ્યોઃ

“ એ ઠીક કહે છે. હવે જ્યારે એ આપણો સાથીદાર બન્યો, ત્યારે આપણે તેને કાવત્રાથી માહીતગાર કરવો જોઇએ.

આખરે આ કાવત્રું નીકળ્યું ! અને કાવત્રામાં આજથી હું ભાગીદાર બન્યો ! મને ગભરાટ વછૂટયો. શાહુકારને બેઠેબેઠે ચોર થવું પડે—જોર જુલમથી ચોરી કરવી પડે, તો તેને કેવું લાગે ? મારી આ સ્થિતિ હતી. સાથીદારની વિનવણીથી હેમરાજ પલળ્યો ને બોલ્યોઃ

“ કેશવલાલ ! વાત એવી છે, કે વડોદરાનો એક માણસ નામે

હીરાલાલ ગુમ થઇ ગયો છે. તે અને તમે બધી રીતે સરખા દેખાઓ છો. તમને બતાવી તે એની છબી. એ માણસનો પાંચ વરસથી પત્તો નથીઃ એની પાસે અઢળક દોલત છે. અમારે તમને એની જગાએ ગોઠવી દેવા છે અને તમેજ હીરાલાલ છો એવો બધો વર્તાવ તમારે રાખવાનો છે. એટલું કરશો એટલે બસ. હવે અમે અહીંથી જઇશું, ને તમે-હીરાલાલ જડયા છો એવું જાહેર કરીશું. "

આ જાય તો બલા ટળે એમ મને લાગ્યું. એમના ગયા પછી કદાચ મારાથી નાસી છૂટાય એમ પણ મને લાગ્યું. હું વિચારમાં હતો ને હેમરાજે આગળ ચલાવ્યું:

" જઇશ હું એકલો. અમારા ત્રણ સાથીદાર સાથે તમારે અમુક જગાએ જવાનું છે. તમને એકલા હવે મૂકીએ, એવા અમે નથી. અમારા પાશમાંથી તમે છૂટો એવી આશા ન રાખશો, એવો વિચાર પણ ન લાવશો. હું વડોદરે જઇ તમે જડયા છો એવું યુક્તિથી જાહેર કરીશ; તમને જોવા એ લોકોને લઇ આવીશ. એ દરમ્યાન તમારે અહીં નથી રહેવાનું. તમે તમારી જગાનું રાજીનામું આપી ચાર્જ છોડી કાલેજ અહીંથી નીકળી નવસારી જાઓ. ત્યાં રહેશો ને આ લોકો તમને હીરાલાલની તમામ માહિતી આપશે. આજથી તમે તમારૂં પાછલું જીવન ભૂલી, કેશવલાલ મટી હીરાલાલ થયા છો, એ સતત ધ્યાનમાં રાખશો. નાટકનાં પાત્ર જેમ પાઠ ભણે, તેમ તમામ પાઠ ભણી લેજો. તમે તો માસ્તર છો ને ! "

" ભાઇ, આ બધી ખટપટ મને ગમતી નથી; પણ હું વચન આપી ચૂક્યો છું હવે નાઇલાજ છે. પણ મને કહો કે એ હીરાલાલની દોલત કોની પાસે ને કેટલી છે. "

" એ દોલતની એકલી માલીક તેની જુવાન ને રૂપાળી સ્ત્રી છે. દોલત મોટી છે. આજથી એ દોલતના તમે માલીક થશો. થોડો વખત દોલત ભોગવ્યા બાદ તમે તેને ધર્માદા કરી શકશો. એ ધર્માં-

દામાં અમને ત્રણ ભાગ તમારે આપવાના. ”

“ અને આ બધું પકડાય તો દોલતને બદલે કેદખાનામાં આપણે ભાગીદાર થઇશું એ યાદ રાખજો. ”

“ પકડાયજ નહિ. તમે આબેહુબ હીરાલાલ છો. અને હીરાલાલની રજે રજ માહિતી–એના શરીરની, જીવનની સગાં સંબંધીઓની બધી અમે મેળવી છે. ચાર પાંચ લાખ રૂપીઆ મેળવવા માટે આ તકલીફ ઉઠાવી છે. ”

“ તે હશે, પણ તમે ભીંત ભૂલ્યા છો. ખરો હીરાલાલ જડી આવે તો ? ”

આ પ્રશ્ન કાંતો તેમને સુઝયો નહિ હોય અગર એનો એમણે વિચાર કર્યો નહિ હોય. હેમરાજ મુંઝાયો, પણ શૂરવીર લૂટારાનો અડગ નિશ્ચય એણે જાહેર કર્યો:

“ હીરાલાલ આ દુનિયમાં છેજ નહિ, અને હશે તો રહેશે નહિ. એ કયાંકથી ફુટી નીકળશે, તો તેનું કાટલું કાઢી નાખશું. ”

આ સાંભળી હું થરથરી ગયો. આવા હળાહળ પાપમાં મારા જેવો સંસ્કારી સજ્જન ભાગીદાર ! મારાં ગાત્ર ગળી ગયાં, રૂંવાં ઉભાં થઇ ગયાં, મને પરસેવો વછૂટયો, હું ધ્રુજી ઉઠયો. હેમરાજે આ જાણી લીધું અને તેથી ઉમેર્યું:

“ એ માસ્તર ! તમે હજી માસ્તરજ રહ્યા. અમે તમારી પાસે કશું કરાવવા માગતા નથી. તમારે ફક્ત વેશપલટો કરવાનો. પાપ બાપ જે કાંઇ કરવાનું તે અમે કરી લઇશું. અમે અમારૂં ફોડી લઇશું. કશુંજ કર્યા વગર તમે એક ક્ષણમાં પૈસાદાર બનશો; અને વાંઢા મટી બાયડીવાળા બનશો. અને બાયડી તે કેવી ? એ શશીને તમે જૂઓ એટલીજ વાર છે. હું તો એને જોતાં જ ગાંડો થઇ જઉં છું. જુવાની અને રૂપ: બીજું તમારે શું જોઇએ ? કોઇ પણ કામ ઉઠાવવામાં જોખમ તો હોય; પણ તમારે માથે કાંઇ જોખમ નથી.

ખરૂં જોખમ તો અમે વહોરવા તૈયાર છીએ. અને તમે જે ભાગ તેમાં ઉઠાવશો, તે માટે હવે તમે વચનથી બંધાઈ ગયા છો. માસ્તર! હવે ડાહ્યા થશો નહિ—અથવા હવે ડાહ્યા થઇ જાઓ, ને જેમ થતું હોય તેમ થવા દ્યો. કેદખાનાનો વિચાર છોડી રૂપાળી શશીનો વિચાર હવે કર્યા કરો. એને પૈસે અને અમારે જોખમે મોજો માણવાના ખ્યાલ આણો. ”

આ ભાષણે મારો નિશ્ચય દૃઢ કર્યો. હું વચન આપી ચૂક્યો હતો, તે વાત યાદ આવી. વળી વાંઢાને બૈરી મળે એ વાંઢાને ગમે; તેમાં શશીના રૂપનું વર્ણન સાંભળી મારા મનમાં જે મુંઝવણ થયા કરતી, તે નાશ પામી. મેં કહી દીધું:

“ હેમરાજ ! તથાસ્તુ ! હું તમને વચન આપી ચૂક્યો છું. મારો કોલ પાળીશ. ”

૪

હેમરાજ એને રસ્તે પડ્યો. તેના સૂચન મુજબ પરવારી અમે નવસારી જતા રહ્યા. આઠેક દહાડા નજર કેદમાં મારે રહેવું પડ્યું. એ ગામમાં મારે સખ્ત કામગીરી બજાવવી પડી. હીરાલાલનું શરીર, એનું મન, એની વૃત્તિઓ, એની ધૂનો વગેરેની રજેરજ માહિતી આ લોકોએ એકઠી કરી હતી. વિશેષમાં એ જાણે શરીર વિદ્યા જાણતા હોય, માનસિક ચિકિત્સકો હોય તેમ એમણે મારા શરીરને તથા મનને હીરાલાલના જેવાં બનાવવા માંડયાં. શરીર ઉપર જે નિશાનીઓ જોઇએ તે કરી; મનનો જેવો અણગમો અને ગમો હીરાલાલનો હશે, તેવો મારામાં ઠસાવ્યો. એની ધૂનો મારી કરવી પડી.

હીરાલાલને બહુ સગાં નહોતાં; કોઇ મિત્રો નહોતા. પરંતુ એનાં જે સગાં હતા ને બધાંની બારીક દેખરેખ રાખીને એ લોકો આવેલા હતા. આ બધી હકિકતથી હું વાકેફ બન્યો. અને છેવટે શશીના તન મનની ઓળખાણ મને એમણે કરાવી. નાનપણમાં

એક સાથળે એ દાઝી હતી તેનું ચાઠું હતું; બીજી સાથળે જન્મનું લાખું હતું. છાતીએ તલ હતો; ને પીઠે મસો હતો. આવું આવું કાંઈક એ જાણી આવ્યા હતા. હું હીરાલાલજ છું, તે બતાવી આપવા માટે શશીના તન મનની ઝીણામાં ઝીણી વિગતોજ જોઇએ એ સ્પષ્ટ હતું.

હીરાલાલના ઘરની, તેની દોલતની પૂરી માહિતી મને આપવામાં આવી. છેવટે મને શશીની, હીરાલાલના મામાની ને શશીની બહેનપણીની છબીઓ બતાવવામાં આવી. શશીની બહેનપણી આ કાવત્રામાં થોડી ઘણી સામેલ હતી એમ મને કહેવામાં આવ્યું. હીરાલાલના મામાની ખાત્રી થાય, તોજ હું હીરાલાલ ઠરૂં એ સરત છેવટે થશે. એ મામાના કહેવા પ્રમાણે શશી કરશે; એટલે એ મામા મને જોવા આવશે.

હીરાલાલ શા માટે જતો રહ્યો તે મને સમજાવવામાં આવ્યું. એનાં લગન શશી સાથે થયાં ને ત્રણેક વર્ષ પછી શશીને વળાવી. શશી તરફ હીરાલાલનો અત્યંત પ્રેમ હતો; એ પ્રેમને લીધે તે શશીમય થઇ ગયેલો. એક ફેરો શશીને માટે પોતાની બાની ઉપરવટ થઇને એણે સાલ્લા આણ્યા; બીજી વખતે કાંઇક ઘરેણું ઘડાવ્યું; ત્રીજી વેળાએ શશીનું ઉપરાણું લીધું. થઇ ચૂક્યું ! બાએ બા મટી સાસુ થવાનું યોગ્ય વિચાર્યું. દીકરાને ડાર્યો, વહુઘેલો, બાયલો કહ્યો. કંકાસ વધ્યો, લંબાયો ને હીરાલાલ કંટાળી ઘર છોડી ચાલી ગયો; આજની ઘડી ને કાલનો દહાડો. બે વરસ વહી ગયાં; બા ઝુરીઝુરી મરી ગઇ. બીજાં બે વરસ ચાલ્યાં, હીરાલાલનો બાપ એજ લાહે માંદો પડયો. મરતાં મરતાં એણે તમામ મિલકત વીલ કરી શશીને આપી દીધી–કાંઇક પશ્ચાતાપમાં અને કાંઇક હીરાલાલ ગમે ત્યારે પણ પાછો ફરશે એ શ્રદ્ધામાં બાપને મુએ વરસ વીત્યું હતું, ને હીરાલાલ હવે પાછો ફરે એ કવખતનું નહોતું. આ લાંબો

ઇતિહાસ વિગતો સાથે મને કહેવામાં આવ્યો, કારણ કે શશી સાથેના વહેવારમાં મારે એની ખાસ જરૂર પડવાની.

હીરાલાલને મામા શિવાય કોઇ સગું નહોતું; એ મામાના કુટુંબની પૂરી વિગતો મને આપવામાં આવી. શશીના પીએરમાં કોઇ નહોતું; એની જે બહેનપણી હતી તેની સામેલગીરી હોવાથી એનું ઓળખાણ થાય તે બસ નહોતું. એનાથી ચેતતા રહેવાની સૂચના પણ આપવામાં આવી અને છેવટે શશી બહુજ વહાલસોયી હતી, વરઘેલી હતી, પતિના પ્રેમ માટે ઝંખતી હતી, એટલે એને નિરાશ ન કરવાની ચેતવણી મને મળી ગઇ. એના કોડ એ વિષયમાં પૂરા કરવા જોઇએ; કેમકે એ કામ જેમ મુશ્કેલ હતું, તેમ એની મુશ્કેલ સિદ્ધિ અમારી બીજી મુખ્ય સિદ્ધિઓ સાધી આપે એવું હતું. એ પ્રેમથી ખુશ થાય, તો આગલું પાછલું ન વિચારે, ને હું મિલકતની વ્યવસ્થા કરીને મારા સાગ્રીતોને વ્હેંચી આપી શકું, એ ઉધાડું હતું.

આ તાલીમ પૂરી થઇ, ને હેમરાજ આવી પહોંચ્યો. એણે કામ પાર પાડયું હતું; હીરાલાલનો પત્તો લાગ્યો છે એ વાત મામાને બરોબર ઠસાવી હતી, ને બહેનપણી મારફત શશીને કાને પહોંચાડી હતી. છેવટે મામા નવસારી હીરાલાલને જોવા આવે એમ સૌએ ઠરાવ્યું હતું; અને એ મુજબ મામા બીજે દહાડે આવવાના હતા.

આગલી આખી રાત મારા મનમાં ખૂબ ગડભાંગ થઇ. મને બિલકુલ ઉંઘ આવી નહિ. વાંઢાને વહુ મળે એ વાત અણગમતી થઇ હતી. હું કોઇ ખરાબ કામ કરવા તત્પર થયો હતો, એ વિચાર મને ગુંગળાવતો હતો. મારી પથારીમાં પડયાં પડયાં મેં કૃપાળુ ઇશ્વરની પ્રાર્થના કરી, તેની માફી ચાહી, અને મને તથા અજાણી શશીને ઉગારી લેવાની વિનંતિ કરી.

સવાર પડી, અમદાવાદથી નવસારી જવાની અનુકૂળ ગાડ

સવારે નવસારી પહોંચે છે; એમાં મામા આવ્યા. હું ઓટલા પર લગભગ ધ્રુજતો બેઠો હતો. હેમરાજ અને તે ધીમે ધીમે નજીક આવ્યા. મને જોતાં વાર મામા આશ્ચર્યચકિત થયેલા દૂરથી જણાયા. છેક નજીક આવતાં જ તેમની ખાત્રી એની મેળે થઇ ગઇ, અને વગર ઓળખાણ કરાવ્યે એમણે બૂમ મારી:

"ભાઇ! હીરાલાલ!"

હીરાલાલનો અવાજ કેવો હશે, એ વિચારમાં હું જવાબ ન વાળી શકયો; પણ પાંચ વરસના લાંબા ગાળા પછી ભાણેજનો મેળાપ થયો હોવાથી મામાને શોકનાં કહો કે હરખનાં કહો, પણ આંસુ આવ્યાં; એમણે ઠુઠવો મૂકયો. એ માંડમાંડ આવીને ઓટલે બેઠા; એમને મેં પાણી પાયું અને ધીરે રહીને કહ્યું:

"મામા!"

એ ચુપ રહ્યા ને મેં તેમને ફરી સંબોધ્યા:

"મામા!"

એ કાંઇ ન બોલ્યા, ને મેં આગળ ચલાવ્યું:

"મામા ? મને માફ કરો. બા અને બાપા તો ગયાં, હવે રહ્યા તમે એકલા, એટલે મારે મારી તમારી માગવીજ જોઇએ. મારે મન તો હવે તમે માબાપ. મામા, બોલો–બોલો!"

હેમરાજ વગેરેને આ મારૂં બોલવું ગમ્યું, કેમકે આ સંભાષણથી હવે હું કાવત્રાને ઉત્તેજી રહ્યો હતો. મામાને પણ આ મારી વર્તણુંક ગમેલી જણાઇ. વધારે અસરકારક થવા હું ઉઠયો, ને તેમને પગે પડયો. મામાએ મારો હાથ ઝાલી ઉઠાડયો, ને કહ્યું:

"બેટા! તને માફ છે. તું પાછો આવ્યો–આવવાનો હતો તો તારાં માબાપ ગયા પહેલાં શે ન આવ્યો ? અને તું મૂર્ખાઇમાં શે ચાલ્યો ગયો ? પણ તેં આટલા વર્ષ કર્યું શું ?"

આ બધી પ્રશ્નાવલિનો સામટો જવાબ વાળવા મેં તોપો છોડી;

"મામા ! હું શા માટે ચાલી ગયો તે તો તમે જાણો છો. આ બાપા સ્વર્ગવાસ પામ્યાં તેની મને ખબર અહીં આવ્યા પછી પડી. મને કાળ આવ્યો ને હું નાઠો; એક રાતી પાઇ લીધા વિના નીકળ્યો. મામા ! હું સીધો પરદેશ ચાલી ગયો; ફીજીના ટાપુમાં મજુર તરીકે રહ્યો, ત્યાં થોડુંક કમાયો ને મને ઘરબાર સાંભર્યાં. હું પસ્તાયો—મુંઝાયો. માબાપની, બૈરીની માફી માગવા ને તેઓ રાખે તો પાછો રહેવા અહીં આવ્યો. હવે તમે કહો તેમ."

"જો ભાઇ ! તું હીરાલાલ છે એવી મારી ખાત્રી તને જોતાંજ, તારી બોલીથી ને ચાલચલગતથી થઇ ગઇ છે. પરંતુ આ કળિયુગમાં બનાવટી માણસો આવે છે, એટલે તને હું વડોદરે લઇ જઇશ, ત્યાં તને મારે ઘેર અઠવાડીયું રાખીશ, એટલામાં તારૂં વર્તન બધા જોશે. પછી તારી મામીની, તારી બૈરીની ખાત્રી થશે, એટલે તુર્ત તને તારે ઘેર રાખીશ, ને પછી તું ને તારી બૈરી બધી મીલકત ભોગવજો."

"મામા ! તમે જે કહેશો તે મારા સારા સારૂ હશે ને મને કબુલ મંજુર છે. તમે નહાઓ, જમો પછી તમારી ઇચ્છા હશે ત્યારે જઇશું."

"ભાઇ ! મારે તો તું આવ્યો તે આનંદ આનંદ થઇ રહ્યો. આજે બપોરે ફાસ્ટમાં આપણે જઇએ. પણ આ હેમરાજનું ઓળખાણ તારે કયાંથી ?"

આ સવાલ પૂછાશે એવું મેં ધારેલું નહિ. પક્કો હેમરાજ તે સમજી ગયો, ને તેણે વિષય ઉચકી લીધો:

"મામા ! મારો નાનો ભાઇપણ ફીજીમાં ગીરમીટીઆ તરીકે ગયેલો છે, તે હાલ ત્યાંજ છે. તેને અને હીરાલાલને ત્યાં મેળાપ થયેલો–દોસ્તી લાગેલી. એણે ભલામણ સાથે હીરાલાલને અહીં મોકલી દીધો, માબાપ પાસે એકલો એને ન જવા દેતા, પણ તમે

સાથે જશો, એવો કાગળ મારા ભાઇએ લખ્યો હતો, એટલે મેં તમારે વિષે બધી તપાસ કરેલી. ”

આ બહુ સંતોષકારક ખુલાસો હતો; મેં ફોજીની વાત ગોઠવેલી તેનું તત્કાળ કરેલું અનુસંધાન હતું. મામા ખુશ થયા; એમણે હેમ-રાજનો ઉપકાર માન્યો બપોરે અમે નીકળ્યા—મામા ને હું.

૫

સાંજે વડોદરે પહોંચ્યા, ને ઘેર જતાંજ મામીએ મને આવકાર આપ્યો. ઈશ્વરની કૃપાથી કહો કે મારા ડોળને લીધે હોય, પણ મારૂં કામ સરલ થતું હતું. મને મારા આબેહુબ હીરાલાલપણાનો ગર્વ થવા માંડયોઃ અને એને લીધે ઉપજેલો વિશ્વાસ વધતો ગયો. આત્મશ્રદ્ધા ફતેહની ચાવી છે. ઘરમાં પેસતાંજ મામીએ મને બોલાવ્યો, ને મેં મામીને પ્રણામ કરી માફી માગીઃ

“ જસોદા મામી ! આ તમારા બાળકનો ગુન્હો માફ કરો. પાંચ વર્ષે હું પાછો આવ્યો છું, પણ આજ મારી પાસે મારાં ભાઇઓને આપવા માટે કાંઇ ખાસ ભેટ નથી. પણ મામી ! બકુભાઇ કયાં છે ? હું ગયો ત્યારે તો એ પાંચ મહિનાના હતા. ”

બકુભાઇ તેમનો એકનો એક છોકરો હતોઃ પાંચ છોકરીઓ પછી જન્મેલો. મામીના પક્ષપાત સ્થાનના ઉલ્લેખથી મામીને મારા ઉપર ઉમળકો આવ્યો જણાયો, તેમાં ઉમેરો કરવા મેં આગળ વધાર્યુંઃ

“ જસી બહેન, મણી બહેન, બધાં કયાં ગયાં ? ”

“ ભાઇ ! એ બધાં સીનેમામાં ગયાં છે, હમણાં આવશે. સાડા ત્રણના ખેલમાં ગયાં છે. ”

એ બોલી રહ્યાં ને એ બધી બહેનો બકુને લઇને આવી. મેં દરેક બહેનને પચીસ પચીસ રૂપીઆ આપ્યા, અને પાંચ વર્ષના બકુને ઉંચકી મેં ખોળામાં લીધો. હું મૂળ મહેતાજી એટલે બાળ-

કોને ખુશ કરતાં મને આવડતું હતું. બકુને ખોળામાં બેસાડી રમાડી મેં એના હાથમાં સો રૂપીઆની નોટ મૂકી, આમ રૂપીઆ વેરાતા જોઈ કયું માનવ હૃદય ખુશ ન થાય? અને ખુશાલી એ વિશ્વાસનું જબરૂં સ્થાન છે. માતાનું હેત એમાં ભળે, તો વિશ્વાસ નિશ્ચયમાં પલટાઇ જાય. મામાના માફક મામી પણ એ નિશ્ચય ઉપર આવ્યાં, ને બોલ્યાં:

"ભાઇ હીરૂ! તું હાથ મોં ધો, ને હું જમવાની તૈયારી કરૂં. પછી તારી વહુને બોલાવી લાવું."

આ સાંભળી મામાને કહેવું પડયું, કે:

"હીરૂ હમણાં છો આપણે અહીં રહે. આપણી જરા ખાત્રી થાય કે એ હીરાલાલ છે, ને કાંઇ બનાવટ નથી, પછી આપણે એને, એને ઘેર મોકલીશું."

પરંતુ મામી ભોળી હતી. તે મારા વર્તનથી છેતરાઈ એણે જવાબ આપ્યો:

"એમાં ખાત્રી શી કરવાની હતી? તમેજ જોયું ને કે મારા બકુને, જસીને, મણીને, સૌને એ કેવો ઓળખે છે. હવે એનાં માબાપ નથી—આપણે માબાપ; એને ખોટું ન લગાડો. પાછો એ કયાંક જતો રહેશે."

વર વહુની ખટપટ વધે નહિ, તેથી મેં વચ્ચે ઉમેર્યું:

"મામી! હવે હું કયાંય જવાનો નથી. મારા મામાની ઇચ્છા પ્રમાણે થવા દો. આ પણ મારૂં જ ઘર છે."

"ઠીક ભાઇ! પણ તારા મામાની ઇચ્છા પ્રમાણે કરવામાં એક વાતની મારી ના છે. વહુ બીચારી ટળવળે છે–ઝુરે છે, તેને તો હું અહીં હમણાં બોલાવવાની."

"મામી; મામી! મારા મામાની ઇચ્છા વિરૂદ્ધ જરાકે ઉતાવળા થવાની મારી મરજી નથી. એમ સમજજો કે હું આઠ દહાડા મોડો આવ્યો હતો."

" વારૂ, પણ હું વહુની સહીઅરને તો હમણાંજ બોલાવી લાવું છું. એ પછી શશીને કહેશે. "

" સહીયર કોણ ? માણેક બહેન કે કોઇ બીજી ? "

આ પ્રશ્ને ધાર્યું કામ કર્યું. આ માણેક કાવત્રામાં સામેલ હતી. એ બાઇનો પરિચય મને હેમરાજે કરાવ્યો હતો ને તેની છબી મને બતાવી હતી. એ માણેકને ઠસ્સામાં રહેવાનું ગમતું હતું; એની ચાલચલગત ખરાબ નહોતી, પણ એને પુરૂષોને જીતવાનું, વશ કરવાનું ગમતું હતું રોજ નવાં ફેશનેબલ કપડાં પહેરવાં, રોજ નવી નવી રીતે વાળ હોળવા, ફેશનની અધિષ્ઠતા રાણી બનવું, પારકા પુરૂષોને લટ્ટુ બનાવવા, એવા એવા કામમાં એ પાવરધી હતી. એનો ધણી ઘણું રળતો નહોતો, તેથી એના પોતાના કોડ ને શોખ પૂરો પાડવા કમાવું પડતું. પુરૂષોને ટળવળાવી એ રૂપીઆ પડાવતી; પણ એમને ગુલામ બનાવ્યા છતાં એ કદી કોઇને તાબે થતી નહિ. એનું ચારિત્ર્ય નિષ્કલંક હોવાથી એની બીજી કટેવો ને ફાંટાબાજ ચાલચલગત લોકો સહી લેતા.

એ માણેક આવી; હીરાલાલ આવ્યો હતો એની ખાત્રી એને તો થઇ ગઇ હતી, કેમકે એને પાંચ હજાર રૂપીઆ મળવાના હતા. એને આવતી જોઇ મેં કહ્યું:

" ઓહો ! માણેક બહેન ! ઘણે દહાડે મળ્યાં, કેમ ખુશી તો ખરાંને ? મોતીભાઇ ને છોકરાં મઝામાં છે ? "

" મોતીભાઇનું પૂછો છો ને મારી બહેનપણીની ખબર અંતર પૂછતા નથી ! કેવા નઠોર ! એ બીચારી પાંચ વર્ષથી તમને ઝંખ્યા કરે છે, ને તમે તો માણક બહેન ને મોતીભાઇ—"

એને વચમાં રોકી મેં કહ્યું:

" બહેન ! મારા સવાલનો જવાબ આપો. મોતીભાઇ ને છોકરાં મઝામાં છેને ? "

"હા, તમારા ભાઇ ને છોકરાં મઝામાં છે. અને તમે નથી પૂછતા, તોય કહું છું કે તમારી વહુની તબીયત સારી રહેતી નથી. ક્યાંથી રહે ?"

આ વાતચિતથી મામાની ખાત્રી વધી, હીરાલાલ એજ હું, હુંજ હીરાલાલ, એમાં કાંઇ શંકા રહી નહિ.

માણેકને તો કાંઇ કહેવાતું હતું નહિ. એના મનમાં કાંઇ શંકા રહી હશે તો તે મને દીઠા પછી, મારી સાથેની વાતચીત પછી તે ચાલી ગઇ. પાંચ હજાર રૂપીઆએ શરૂ કરેલું કામ મારા રૂપગુણે પૂરૂં કર્યું, ને ધાર્યા કરતાં વહેલો હું મારા ઘરમાં ગોઠવાઇ ગયો.

૬

ઘેર આવ્યા પહેલાં મેં શશીને એકવાર જોઇ હતી. મામીએ માણેક સાથે તેને બોલવી મને બતાવ્યો હતો. તેની ખાત્રી થઇ એમ એણે કહ્યું, તે વખતેજ માત્ર જોઇ હતી. પછી એ જમવા રહેલી; પણ બૈરાં ભેગી બેઠેલી, એટલે અમે મળેલાં નહિ.

ઘેર આવ્યા બાદ મેં એને જોઇ—નિહાળીને જોઇ, એ મુગ્ધા નહોતી: તેમ પ્રગલ્ભા નહોતી: બેની વચ્ચેની સ્થિતિમાં હતી. કોઈ છોકરૂં ન થયું હોવાથી એની જુવાની જળવાઇ હતી. એ જુવાનીને લીધે એનું રૂપ ઓર હતું. પહેલે તડાકે આંજે ને પછી કાંઇ નહિ એવું એ રૂપ નહોતું. એને હું જેમ જેમ જોતો ગયો, તેમ કકડે કકડે હું મોહતો ગયો. સવારથી સાંજ સુધીના આછા અને માણસોની અવરજવરને લીધે ખંડિત થયેલા પરિચયમાં મેં એનું અંગ અને પ્રત્યંગ અને એમની ખુબીઓ નિહાળી લીધાં. દરેક અવયવ ઘાટીલો અને પ્રમાણવાળો હતો. એની ચામડીનો રંગ સફેદ કરતાં ચંપકવર્ણો વધુ હતો; પણ એના ગાલ ચંપકવર્ણા કરતાં ગુલાબી વધારે હતા. એ જાતે પાતળી અને એની કેડનો મરોડ બહુ પાતળો હતો. એનું મોં નાનું, દાંત સફેદ ને સરખા નાના, નાક નાજુક અને કાન પાતળા હતા. એની

આંખો કાળી અને વિશાળ, એની ભ્રમર વાંકી અને એનું કપાળ ભવ્ય હતું. એના વાળ લાંબા, ચોટલો મોટો, અને એને કાન આગળ વાળનાં ગુંચળાં સ્વાભાવિક રીતે વળેલાં હતાં. એના હાથ ગોળ ને આંગળીઓ લાંબી તથા પાતળી હતી. સૌથી આકર્ષક એના હોઠ હતા—જાણે હમણાં જ પાન ચાવ્યું હોય એવા રાતા ને મોંને આકર્ષક રીતે ખીડી દે તેવા એ હતા.

હું પૂરો મોહ્યો હતો ને હવે ક્યારે રાત પડે ને એકાંત મળે એની રાહ જોતો હતો. એ રાત પડી, ને મને એકાંત મળી. એ એકાંતની શરૂઆતમાંજ મને પરમ કૃપાળુ ઈશ્વર સાંભર્યા. આ હું શું કરી રહ્યા હતો ? વિશ્વાસુ બૈરીને કેમ છળતો હતો ? એજ પળે નીચે બારણું ખખડ્યું. હેમરાજ આવ્યો ને હું તેને મળવા ગયો. એ લુચ્ચાએ મને ચેતવ્યોઃ

" જો બચ્ચા ! આજ તારી કસોટી છે. તું રહ્યો મહેતાજી ! તારી નીતિની વ્યાખ્યા ફેંકી દેજે. આ બૈરીને તારી કરી લેજે. જો આમાં ચૂકયો તો બધા માર્યા જઇશું. તું જો તારી ફરજ હવે ચૂકીશ, તો તને જીવતો નહિ રહેવા દઇએ. આજની રાત ગઇ તો બાજી બગડશે. "

મેં 'વારૂ' કહી એને બહાર કાઢયો. એક બાજુ શશીનું રૂપ મને લલચાવતું હતું, ને તેમાં હેમરાજની ધમકી મને ધકેલી રહી હતી; બીજી બાજુ પરમકૃપાળુ પરમેશ્વર મને દોરી રહ્યો હતો. મેં મારો નિશ્ચય કરી લીધો.

હું પાછો ઉપર ગયો ને પલંગમાં પડયો. શું કરવું એ વિચાર હજી મુંઝાવી રહ્યો હતો. હું મુગો સૂતો. શશી પાસે જ હતી. એ બિચારીને કશી ખબર નહોતી. મારા મૌનથી એ ગભરાઇ ને ઉઠી. હું પણ સહેજ બેઠો થયો. થોડી પળમાં શશીએ એના બંને હાથ મારા ગળામાં પરોવી દીધા, પોતાનું આખું શરીર મારા પર ઢાળી

દીધું, અને ખૂબ વહાલથી કહ્યું:

"વહાલા ! પાંચપાંચ વર્ષે મળીએ તો પણ તમે આટલા અતડા !"

રાતના એકાંતમાં કોઇ રૂપાળી જુવાન સ્ત્રીના હાથ તમારા ગળામાં પડે, એ તમને ગાઢ ભીડી ભીડે, આલિંગે, અને એનાં આછાં કપડાં સરી પડે, તો તમારી શી સ્થિતિ થાય ? એવી સ્થિતિમાંથી તમે ઉગરી શકો ? આ ધર્મ સંકટમાંથી બચવા માટે મેં ઈશ્વરને સંભાર્યો ને તેજ ક્ષણે મને સહાય મળી. મારા હાથથી મેં તેના હાથ દૂર કર્યા, અને કહ્યું:

"વહાલી શશી–બહેન ! તું મને વહાલી છે માટેજ હું તને કહું છું કે તું તારા હાથ મારા ગળાથી દૂર રાખ. તેમાંજ તારૂં ને મારૂં હીત છે. તું મારી પ્રિય બહેન છે; અને મારો ગુન્હો માફ કરી મને ભાઇ ગણજે."

એણે હાથ લઇ લીધા પણ એ એમાંનું કશું સમજી નહિ અને બોલી:

"શું, તમે કંઈ વ્રત લીધું છે ?"

"શશી ! હું તને બધું કહું, પણ એક શરતે."

"શી ?"

"તારે આ વાત કોઇને કહેવી નહિ."

"નહિ કહું."

"આપ વચન"

"લો આ મારૂં વચન."

"જો સાંભળ ! આ વાત જો તું કહીશ તો તારો ને મારો જીવ જોખમમાં સમજજે. હમણાં નીચે જે માણસ આવી ગયો, તે મને ધમકાવી ગયો છે."

મેં અથથી ઇતિ સુધી બધી વાત શશીને કહી દીધી, અને છેવટે ઉમેર્યું:

" શશી બ્હેન ! પ્રિય બ્હેન ! હમણાં આપણે વરવહુ છીએ એવો ઢોંગ હવે ચાલવા દેજો. મારે તમને કશી ઇજા નથી કરવી એની તમને ખાત્રી મારી વર્તણુકથી થઇ હશે; તેવી રીતે મારે તમારી મિલકત પણ જોઇતી નથી. હું એ ટોળીના જુલમથી ત્રાસી ગયો છું. થોડોક સમય જશે એટલે એ લોકો જરા ગાફેલ રહેશે. પછી લાગ જોઈ આપણે પગલાં લઇશું. બોલો બહેન ! આ ભાઇને સ્વીકારો છો કે નહિ, અને ભાઇ તરીકે એનામાં વિશ્વાસ આવે છે કે નહિ ? "

" ભાઇ ! તમારૂં ચારિત્ર્ય બળ જોઇ હું દિંગ થઇ ગઇ છું. મને સંપૂર્ણ વિશ્વાસ તમારામાં છે. "

" વારૂ, ત્યારે હવે મને નીચે જઇ સુઇ રહેવા દો. કાલથી આપણે વિચાર કરીશું. "

આઠ દસ દહાડા ગયા, ને હેમરાજની તે દરમ્યાન પક્કી ખાત્રી થઇ ગઇ. શશી જોડે મેં એનું ઓળખાણ કરાવ્યું, ને શશીએ એનો ઉપકાર માન્યો—ગયેલો વર પાછો આપવા માટે.

મીલકત મળ્યા પછી છ મહિને મારે હેમરાજની ટોળીને વહેંચવાની હતી એટલે હેમરાજ હવે વડોદરેથી ચાલ્યો ગયો. બધું ઠરીઠામ પડયું, એટલે મેં શશી જોડે પોલીસને અરજી કરાવી; એ અરજી હું જાતે આપવા ગયો ને અરજીમાં લખેલા ગુન્હેગારો પૈકી હું એક હતો એટલે મારી મેળે પકડાઇ ગયો. આ અવનવી રીત જોઇ પોલીસને પણ વિસ્મય થયો.

હેમરાજ અને તેના સાથીઓને પકડતાં વાર લાગી નહિ. આખા વડોદરા શહેરમાં આ વાત ખૂબ ચર્ચાવા લાગી. મામા મામી બીચારાં ડઘાઇ ગયાં. તે ઉલટો શશીનો વાંક કાઢવા લાગ્યાં, ને મને આશ્વાસન આપવા આવ્યાં. હું જાતે પકડયો, એ બનાવ મારી તરફેણમાં ગણાયો.

પોલીસે માણેકને જતી કરી—એના ઠસ્સાને લીધે હશે. હેમરાજ ને તેના ત્રણ સાથી તથા પાંચમો હું એટલા આરોપીઓને મેજીસ્ટ્રેટ પાસે ખડા કર્યા.

૭

મેજીસ્ટ્રેટે કેસ સેશન્સમાં નોંધ્યો. જુરી સમક્ષ આ કેસ ચાલ્યો. એ લાંબો ચાલે તેવું હતુંજ નહિ, કેમકે મેં—મુખ્ય આરોપીએ ગુન્હો કબુલ કર્યો. મારા નિવેદનમાં મેં તે અણીની કાળ—રાત્રિએ ચલાવેલા વર્તનનું આબેહુબ વર્ણન કર્યું હતું, ને તેને મારી પછીની વર્ત-ણુકનો ટેકો મળ્યો હતો. જુરીના આગ્રહથી શશીને કોર્ટે ફરી બોલાવી અને તે રાત્રિ વિષે તથા મારી વર્તણુક વિષે વિગતવાર પ્રશ્નો કર્યા. બહાદુર શશી લોકલાજથી ડરી નહિ. તેના ઉત્તરથી કોર્ટમાં હાજર હોય એવા દરેકની ખાત્રી થઇ ગઇ. જુરીએ અભિપ્રાય આપ્યો કે:

" પાંચે જણ ગુન્હેગાર છે, પણ કેશવલાલ ઉર્ફે બનાવટી હીરાલાલ તરફ ખુબ દયા બતાવવી, કેમકે એનાથી બનતી મદદ એણે કેસમાં આપી છે અને એક નિર્દોષ બાઇની પવિત્રતા—મુશ્કેલ સંજોગોમાં—અસાધારણ હિંમતથી જાળવી છે. "

કોર્ટે જ્યુરીનો અભિપ્રાય સ્વીકાર્યો, ને મને ફક્ત કોર્ટ ઉઠતાં સુધીની કેદની સજા કરી. હેમરાજને સાત વર્ષ અને બીજાઓને પાંચ પાંચ વર્ષ મળ્યાં: છૂટીને આવ્યા બાદ સારી ચાલના જામીન બે વર્ષ માટે દરેકે આપવાના હતા; એટલે હવે મને નિરાંત હતી.

કેસ પૂરો થયો; સજા પૂરી ભોગવી સાંજે હું મામાને ઘેર ગયો; તેમની રજા લઇ શશીને મળ્યો. એ બીચારી શરમાતી શરમાતી બોલી:

" ભાઇ ! આવો તમે મારી લાજ રાખી, પણ મેં અભાગણીએ તમને સજા કરાવી. તમે મારા ભાઇ છો ને રહેજો. તમે નિર્ધન છો, તો હાલ મારે ઘેર રહેવું હોય તેટલું રહેશો. મને વિશ્વાસ છે તમારો. "

"બ્હેન ! હું હવે અહીં રહું તે યોગ્ય નથી. નકામા લોકો વાતો કરે. મારે મદદ જોઇશે ત્યારે માગી લઇશ. હું ફક્ત એક વાત પૂછવા આવ્યો છું. ને તેમાં તમારી મદદ મને જોઇશે."

"શી ?"

"મારા બનેવીને મારે શોધી કાઢવા છે. જેને મેં બહેન કહી; તેને હું અનાથ ન રાખી શકું. એ કામમાં થોડી ઘણી [illegible] મદદ જોઇશે તે કરશો ?"

શશીની આંખમાં હરખનાં આંસુ આવ્યાં, અને [illegible] [illegible] ઓવારણાં લીધાં. તીજોરીની કુંચીઓ મને આપી દીધી ને કહ્યું:

"ભાઇ ! આ શું બોલ્યા ? આ આખું ઘર તમારૂં છે. તમને મેં પૂરેપૂરા ઓળખ્યા છે, જે જોઇએ તે સુખેથી લઇ લો."

"ના બહેન ! ફક્ત મને પાંચસે રૂપીઆ આપો."

એ રૂપીઆ લઇને મેં હિંદ બહારના વડા ગુજરાતના બધા મથકોના તમામ વર્ત્તમાનપત્રોમાં શશીના નામથી જાહેર ખબર છપાવી. આનું પરિણામ આવતાં વાર લાગી નહિ. બે ત્રણ મહિના ગયા, એવામાં મોરીસ્યસથી એક કાગળ મળ્યો. એ હીરાલાલનો હતો. તે મેં શશીને બતાવ્યો. એણે અક્ષર ઓળખ્યા, પણ મારો કડવો અનુભવ મળ્યા પછી શશીએ વધારે સાવચેત રહેવું જોઇએ એવી મેં ચેતવણી આપી. એ એને વ્યાજબી લાગી, એટલે એ હીરાલાલને મેં દેશમાં આવી મને મળવા લખી દીધું

બે ત્રણ મહિના વીત્યા. એ આવી મને મળ્યા. મેં શશીને મેળવ્યા. આટલા વર્ષ એણે શું કર્યું હતું ને એ શા માટે પાછો ન આવ્યો હતો, એ બધું એણે કહી નાખ્યું. પાંચ વર્ષનું લખત કરી આપી એ નોકરીએ ગયેલો, એ પાંચ વર્ષ પૂરાં થાય ત્યાં સુધી એને રહેવુંજ પડે, છેવટે જેવી રીતનું પારખું કરવાની જરૂર હતી, તેવી રીતનું ખાનગી પારખું શશીએ કરી લીધું. એની સંપૂર્ણ

ખાત્રી થઇ, મારી ખાત્રી થઇ, મામા મામીની ખાત્રી થઇ; તે પછી હીરાલાલનો સ્વીકાર અમે કર્યો.

પાંચ છ મહિના થઇ ગયા; અને મેં હવે જવાની રજા માગી. બહેનને સુખી જોઇને, બનેવીની સાથે રહેતી જોઇને હવે જતા રહેવામાં મને કાંઇ હરકત ન જણાઇ. ખૂબ મુસાફરી કરી ઘડાયલા હીરાલાલને શશીએ બધી વાત કરેલી; અવિશ્વાસ અને ઇર્ષાને બદલે તે મને ખરા પ્રેમથી ચહાતો હતો. અને શશી તો હીરાલાલના આવ્યાને લીધે મારા ઉપર પ્રાણ ઓવારી નાખતી હતી, કેમકે મારે લીધેજ તેને હીરાલાલ પાછો મળ્યો હતો.

એ બંને જણે મને વડોદરામાં જ રહેવાનો આગ્રહ કર્યો; અને કોઇ નવો ધંધો એમને પૈસે કરવાનો મને આગ્રહ કર્યો. હું મારા નિશ્ચયથી ડગું નહિ, એ ઇરાદાથી શશીએ મને બાંધી લેવાનો નિશ્ચય પાકો કર્યો હતો. એણે બૂમ મારી:

"અરૂણા !"

અરૂણા મામાની સૌથી નાની છોકરી હતી, સોળ વર્ષની ને કુંવારી. અરૂણા આવી એટલે શશીએ કહ્યું:

"અરૂણા ! જોઉં તારો હાથ."

અરૂણાએ એનો હાથ શશીને આપ્યો, ને બીજા હાથમાં શશીએ મારો હાથ લઇ તેમાં અરૂણાનો હાથ સેરવી દીધો, પરોવી દીધો. ગભરાઇને મેં પૂછ્યું:

"શશી બહેન ! આ શું કરો છો ?"

"લગન. ભાઇને ભાભી લાવી દેવી એ બહેનનું કામ ખરૂં કે નહિ ?"

અરૂણા શરમાઇ ગઇ. મેં ફરી પૂછ્યું:

"બહેન ! જો જો હું તમારા જુલમમાં ફસું નહિ. મામા મામીને પૂછ્યા વિના આવું સાહસ કરી મારે ફરી જેલમાં જવું

નથી. મને ફાંગળામાં ન નાખતા.”

“ભાઇ, મારે તો તમને ફાંગળામાં—જેલમાં, જે કહો તેમાં નાખવાજ છે. તમે મારે વશ છો. અને મામા મામી કોણ થાય છે? અરૂણા ઉમરલાયક છે, ને તેની મરજી મેં પૂછી છે, છતાં મામી-ઓ મામી—”

મામી પણ નજીકના ઓરડામાંથી દોડી આવ્યાં; ને તે કશું પણ બોલી શકે, તે પહેલાં શશીએ હુકમ કર્યો:

“બોલો! સમે વર્તે સાવધાન! વર કન્યા સાવધાન!—”



# વીતક વાતો

## ખંડ બીજો

# ભોળા પંડ્યા

હોળીની રજા પડી. આ વખતે કોઈ ગામડામાં જઈ ત્યાંના શાંત જીવનનો લહાવો લેવાનું મને મન થયું. મારા જૂના મિત્ર મફતલાલ રતનપુરમાં રહેતા. અમે સાથે ભણતા. થોડું ઘણું ભણીને તેમણે એ ગામમાં જમીન લઈ ખેતી કરવા માંડી હતી. રતનપુર રેલ્વે હજુ પહોંચી નહોતી. નજીકના સ્ટેશનેથી ત્યાં જતાં ત્રણેક દિવસ લાગતા. બધી અગવડ વેઠી તેમના આમંત્રણને માન આપી હું રતનપુર ગયો. ગામની આસપાસ વીંટળાઈને નાની સુંદર નદી ખળખળ વહેતી હતી; ગામનો લગભગ દ્વીપકલ્પ બનાવી

રહી હતી. ત્યાંના કુદરતી દેખાવો જોવામાં હું મશગુલ થઇ ગયો હતો. પણ મારા મિત્રે એક દિવસ ત્યાંની નિશાળના મહેતાજી સાથે મારૂં ઓળખાણ કરાવ્યું. ખોખલા પંડયા જેવો બીજો શિક્ષક નહિ મળે, અને તેમની નિશાળ જેવી બીજી નિશાળ નહિ હોય એવો સારો અભિપ્રાય મફતલાલનો હતો.

રતનપુરની નિશાળને સરકાર ગ્રાંટ આપતી હતી. તેમાં માત્ર પાંચ ધોરણ ને આશરે પચાસ છોકરાં હતાં. ખોખલા પંડ્યા મુખ્ય શિક્ષક હતા. હાલ વૃદ્ધ થયા દીસતા તેથી જૂના જમાનામાં સારૂં શીખ્યા હશે એમ લાગતું. ત્યાંના પોસ્ટ માસ્તર પણ પોતેજ હતા. ગામમાં ભણેલા થોડા હોવાથી દરેક ગામવાસીને કાગળો વાંચી આપવામાં, ખતપત્રો લખી આપવામાં તથા એવાજ બીજા કામમાં તેઓ ઉપયોગી થતા, તેથી તેમની લોકપ્રિયતા વધતી જતી હતી; તે એટલે સુધી કે દરેક બાબતમાં ગામલોક તેમની સલાહ લેતા. છોકરાંને નિશાળે બેસાડતી વખતે તો જાણે પંડ્યાની સલાહ જોઇએ, પણ છોકરૂં કે ધરડું ગમે તે માંદું પડે તો પણ પંડ્યા માસ્તર મટી વૈદ થતા. તેમનું સર્વજ્ઞપણું " સદા સર્વદા ગંભીર ગાજતું. "

તેમને અર્થપ્રાપ્તિ ઠીક થતી હતી. ઘેર એકલા હતાઃ છોકરૂં છૈયું હતું નહિ. પણ પચાસ છોકરાંના ગુરૂને સો હાથની તો મદદ હતી. એકલા કરીને તેમને કાંઇ સોસવું પડતું નહોતું. એકાંતવાસ નામનો. સવારના પહોરથી નિશાળના વખત સુધી છોકરાં પંડયાને ઘેર હાજર હોયજ. દાતણ પાણી લાવવાં, ચૂલામાં દેવતા પાડવો વગેરે ગુરૂ–સેવા કરવાનો અલભ્ય લાભ મેળવવા શિષ્યો કયાં ઇંતેજાર નથી હોતા ? અને બધી ગોઠવણ કરવામાં કાંઇ ન્યૂનતા જણાય, તો તે ટાળવા તેઓ કયાં ઘેર જઇ સરસામાન નથી લઇ આવતા ? મીઠું થઇ રહ્યું કે મરચું ખૂટયું, આજે શાક નથી કે લોટની જરૂર પડી, તો કયાં એકમેકના સામું જોઇ રહે તેવા શિષ્યો હોય છે ? હજુ કાંઇ છેક

કળજુગ વાપ્યો નથી, એટલે પંડયાને ઘરખટલા સંબંધી કાળજી બિલકુલ નહોતી.

જેમ ગુરૂને શિષ્યો સંભાળતા, તેમ ગુરૂ શિષ્યો પ્રત્યે કાળજી રાખતા. ગામ રેલ્વેથી દૂર એટલે પરીક્ષક અધિકારી આવે ન આવે, તો પણ પંડયા છોકરાંને ઓછું આવવા દે તેમ નહોતા. વર્ગ ચઢાવી દેવામાં ઘણા ઉદાર હતા. છોકરાં ઉદાર હોય, તો માસ્તર કેમ ન હોય ? અને શીખવવામાં પાવરધા હતા. નામામાં ને આંકમાં તેમના શિષ્યો ક્રીટ ! રોજ સવારમાં ઉઠી આંક મોઢે કરવાની સલાહ સૌને આપતા. ગોખણ જેવો હોંશીઆર શિક્ષક બીજો નથી એવું તે માનતા. અને સર્વથી વધારે :અસરકારક બીજા ઇલાજથી તે વાકેફ હતા. હાલરડામાં બૈરાં ગાય છે, કે 'સોટી વાગે ચમચમ ને વિદ્યા આવડે ધમધમ.' બૈરાંની સોટી ને વિદ્યા માત્ર હાલરડામાં સમાઇ જાય છે, પણ પંડયાની નિશાળમાં સોટી ચમચમ વાગતી સંભળાતી ને વિદ્યા ધમધમ આવતી પ્રત્યક્ષ અનુભવાતી. ઉપલા ધોરણોમાં શીખવાનું કામ જરા કપરૂં હોય છે, પરંતુ સર્વજ્ઞ પંડયા કાંઇ જાય તેવા છે ? વ્યુત્પત્તિનો વિષય તેમના વખતમાં તે શીખ્યા નહોતા, પરંતુ શીખવવાનું કાર્ય શીખવા જેટલું અઘરૂં હોતું નથી. શબ્દોની વ્યુત્પત્તિ કેમ થાય છે તે સમજાવતાં તેમણે શિષ્યોને એક દિવસ ઝપાટાબંધ કહી નાખ્યું, કે વેપાર (વ્હેપાર) એટલે વ્હે+પાર, તેમાં વ્હેનો પાર નથી–પૈસા આવવાના માર્ગ ઘણા હોય છે, અને દરબાર એટલે દર+બાર, તેમાં બાર દર હોય છે,–નાનાં રાજ્યોમાં પોલ ઘણું હોય છે. પંડયા જરા ચીકણા એટલે ઘણા શબ્દોનો નિકાલ એ રીતે થતો.

એક સાંજના સાહિત્યની વાતો કરતા અમે એમને ઘેર બેઠા હતા. કવિતાનો વિષય ચર્ચાઇ રહ્યો હતો. હાલના માસિકોમાં આવતાં કાવ્યો ઉપર ટીકા થતી હતી. માસિકોમાં નિર્માલ્ય કાવ્યો આવે છે.

એમ કહેતા: હું તેથી વિરૂદ્ધ પક્ષ સ્થાપતો. તે એકદમ ઉઠયા ને 'સાહિત્ય' નો અંક લઇ આવી અંદર નીચેનું કાવ્ય પોતાના મતની પુષ્ટિમાં વાંચી બતાવ્યું:

નગારા રે,
 તું વાગ, વાગ, વાગ;
ફરી નહિ મળે,
 આવો લાગ, લાગ, લાગ.
દુનિયાના સત મહીં તારોય ભાગ છે,
દુનિયાના તેજ મહીં તારોય માગ છે.
 ઠોકી ઠોકીને સતને પોકારતું
 ચૈશ શું તું તેજને સમેરતું ?
નગારા રે,
 તું વાગ, વાગ, વાગ;
ફરી નહીં મળે
 આવો લાગ, લાગ, લાગ.
પ્રફુલ્લ કો આત્મા સમું
 ફુલેલું દીસે તુજ પેટ;
નવ-પેગંબરી વાણ તું ભાખે છે અલ્યા !

એટલું વાંચી અટકયા ને પછી જાણે પોતાની જીત થઇ હોય ને હું મહાત થયો હોઉં એમ તેમણે પૂછ્યું:

" બોલો શું કહો છો ? આવી કવિતા—છોકરવાદી છાપે તે માસિકને કેવું કહેવું ? "

મેં તે અંક તેમના હાથમાંથી લીધો, કવિતા જોઇ, આખી વાંચી, પછી જરા મનમાં હસી બોલ્યો:

" પંડ્યાજી, તમે કહો છો તે ખરૂં પણ આ કાવ્ય માસિકમાં સ્વતંત્ર છપાયું નથી. એ તો એક આખા લાંબા લેખનો ભાગ છે.

કવિતાની ઝાટકણી કાઢતાં લેખકે આ કાવ્યનું દૃષ્ટાંત આપ્યું છે. જરા જુઓ. "

તેમણે અંક તરફ દૃષ્ટિ ફેરવી. ખાત્રી થઇ હોય કે ન થઇ હોય, પણ એકદમ વિષય બદલી પંડયા બોલ્યાઃ " ચાલો, સાંજ પડવા આવી, આપણે ફરવા જઇએ. "

અમે ગામ બહાર વિશાળ વડના ઝાડ તરફ ગયા. ત્યાં ગામના બધા લોક સાંજના એકઠા થતા. પંડયા ત્યાં ખાટલા ઉપર બેઠા. તે રોજ ઘેરથી છાપું લાવી લોકોને વંચાવતા. આજે પણ લઇ આવ્યા હતા. બધું લોક જમા થયું, એટલે તેમણે ગજવામાંથી છાપું કાઢ્યું, ને વાંચવા લાગ્યા.

**રૂમાનીયાની જીત**
**તેણે કરેલો મોટો ધસારો**

આ મથાળાં વાંચ્યા પછી ચાલુ લડાઇમાં રૂમાનીઆ જીત્યું એવી મતલબનું તે આગળ વાંચવા લાગ્યા. મારાથી ચુપ રહેવાયું નહિ. મેં કહ્યું " પંડયાજી, કાંઇ માનવામાં આવતું નથી. હું હમણાંજ અમદાવાદથી આવું છું. લડાઇમાં કાંઇ રૂમાનીઆ હજી જીત્યું નથી. " પછી મને કાંઇ એકાએક યાદ આવવાથી મેં પ્રશ્ન પૂછ્યો, " જરા તારીખ જુઓ ને, કયા દહાડાનું છાપું છે ? " પંડયાએ દૃષ્ટિ કોણ બદલ્યો, તારીખ તેમની નજરે ચડીઃ છાપુ પડતું મૂકી તે 'આવું' કહી ચાલ્યા ગયા તે હવે આવશે! મેં છાપાની તારીખ જોઇ તો બાલ્કનની લડાઇની વાત હતી. ખાસ્સું ચાર વરસનું જૂનું ને કોઇ ગાંધીના પડીકામાં બંધાઇને આવેલું.



# વૈદ્ય થવાનો રોગ

ડીકો ને હું બેઠા હતા. ટપાલ આવી. ડીકાએ કહ્યું, " મોટા ભાઇ, પછી ટપાલ વાંચજો, દાક્તરનો મલમ ચોપડો ને. " ટપાલવાળાએ શું થયું છે એમ પૂછ્યું. મેં કહ્યું, " ખરજવું. " ટપાલવાળાએ દવા બતાવી: " મોરથુથુ બાળીને રાખમાં મેળવી ધુપેલમાં કાલવી ચોપડો. તુર્ત મટી જશે. "

ટપાલવાળો ગયો. હું ટપાલ વાંચવા બેઠો. ડીકો બોલ્યો: " ભાઇ, કેટલુંક તે વાંચો છો ? દવા ચોપડો ને, " એટલામાં તાર આવ્યો. તારવાળાએ પૂછ્યું: " ભાઇને ચાસઠીનું દરદ થયું છે ? " મારા

જવાબની રાહ જોયા વિના એનો ઇલ્મ એ બતાવતો ગયો: "કાયફળ બાળી ધોયેલા ઘીમાં કાલવી ચોપડો. ત્રણ દહાડાનું કામ છે, મહેરબાન."

એના ગયા પછી મેં એકાદ કાગળ ફોડયો હશે, તેટલામાં ઑફિસમાંથી ચીઠ્ઠી આવી. કીકા પગે ચેળ આવતી હતી, ત્યાં ખણતો હતો. તે જોઇ સીપાઇ બોલ્યો: "વતડશો નહિ. ગાડાની મળી ચોપડો તો ઠંડક પડશે, ને ફાયદો થશે."

હું ચીઠ્ઠી વાંચતો હતો, એવામાં બાબુ દોડતો આવ્યો; તે રમતીઆળ, ભણવા કરતાં બીજું વાંચવાનો શોખી છે. ટપાલમાં આવેલું વૈદકનું માસિક "ચંદ્રમા" કાઢી રાગડા તાણી તે વાંચવા લાગ્યો: "ખરજવું અને તેના ઉપાયો." એમાંથી પાંચ દશ ઉપાયો વાંચી ગયો, ને પછી મને કહેવા લાગ્યો: "મોટા ભાઇ, આટલી બધી દવાઓ છપાઇ આવી છે, તે તો અજમાવો."

'અજમાવો' શબ્દ મારા મિત્ર શાપુરજી આવતા હતા, તેમના કાન ઉપર પડયો. વસ્તુસ્થિતિ તે સમજી ગયા, ને પોતે પોતાનો અનુભવ જણાવવા લાગ્યા: "બ્રાંડીમાં કપૂર નાખી તેજ લગાડો."

શાપુરજી સાથે હું વાતે વળગ્યો. પાંચ સાત મિનિટ વાત કરી તે ઉઠતા હતા, એવામાં દલાલ આવ્યો. કીકાની અધિરાઇ વધતી હતી. રડતાં રડતાં તેણે કહ્યું: "ના મારે એ દવા નથી ચોપડવી. એનાથી તો લાય બળે." તેનું કાલું કાલું બોલવું સાંભળી દલાલે નવા ઉપચાર ઉપર મારૂં ધ્યાન ખેંચ્યું: "વગળનું પાણી એકલું પોતુ મૂકી છાંટયા કરો. ફોગાઇને રૂઝાઇ જશે."

એનું બોલવું પૂરૂં થયું એવામાં મારી બાએ હાંક મારી: "ભાઇ જમવાનું થયું છે: નાહી લો." હું ઉઠયો પણ કીકો બબડયો: "કેટલીક તે દવા! એટલા બધા થર મારા પગ ઉપર ચોપડશો. તો મારો પગ બમણો જાડો થશે!"

ઉઠતાં ઉઠતાં કીકાના આ શબ્દો વિષે મેં વિચાર કર્યો. ખરેખર

તેનું કહેવું સાચું હતું. આ જમાનામાં દરેક જણ વૈદ થવા જાય છે. બીજાને મફતની દવા બતાવવાનો હબખરો આપણે ધરાવીએ છીએ. કાગનો વાઘ કરવાં જતાં ઓડનું ચોડ કેટલીક વખત વેતરાઇ જાય છે; ઉસરાનું દુસરૂં થતાં, મટવાને બદલે રોગ વધે છે, ને ખરાબ પરિણામ નીપજે છે. લખવાની ચેળ સમી, અરે ખરજવાની ચેળ જેવી વૈદ થવાની પણ ચેળ છે. " મારો પગ બમણો જાડો થશે, " એ ડીકાના શબ્દ આ વૈદ થવાના ઉડતા રોગનો તાદૃષ્ય ચિતાર રજુ કરે છે, ને સાથે કડવી ટીકાનો વાસ્તવિક પડઘો પાડે છે. એ રોગનો ઉપચાર કોઇ બતાવે તો ઉંટ વૈદ ઓછા થાય.



# મહાકોર

**આમારી નાતમાં** બાંળરાંઉ મહાકોરને કોણ ઓળખતું નથી ? સારે માઠે અવસરે, લગન કે મરણ સમયે, કંકુ કે મેશમાં દરેક કુટુંબને તે ઉપયોગી થઇ પડે છે. પરણીને બીચારી ચોરીમાંજ રાંડીઃ તેણે શું સુખ જોયું છે ? ભાઇ ન હોત તો રહેવાના પણ સાંસા પડત. અડીઓપટીએ નાતના કામમાં આવવા શિવાય મહાકોરને આ દુનિયામાં બીજું શું રહ્યું છે ? પરદુઃખભંજન વિક્રમ જેટલી તે પરગજુ છે. તમે બોલાવો કે ન બોલાવો પણ ટાંકણે તે આવી ઉભી રહેશે; તમે કહો કે ના કહો

પણ સઘળો કારભાર પોતાને માથે ઉપાડી લેશે. તમારી કેટલી બધી ચિંતા દૂર થાય છે?

નાત માથાનો મુગટ છેઃ નાતનો મુગટ મહાકોર છે. મહાકોર છે તો નાત છે, રિવાજ છે, રૂઢિ છે, ધર્મ છે. હિંદુ ધર્મનું સંરક્ષણ અમારી નાતમાં તો મહાકોરથી થાય છે. કેટલીએ વખત જુવાનીઆઓએ ગરબડ કરી હશે, પુરૂષો પણ ઢીલા થયા હશે, પણ પથ્થર સરખી મહાકોરની સ્થીરતા ન ડગી તે નજ ડગી. ઘણી વખત હાલની સુધરેલી સ્ત્રીઓએ નાતમાં ચાલતા ધારા સામે બંડ ઉઠાવ્યું હશે; એક વખત તો સુધરેલી કહેવાતી સ્ત્રીઓની બાર પંદર પ્રતિનિધિ બનેલી યુવતિઓ મહાકોરને ઘેર ગઇ, તેને પગે પડી કાલાવાલા કર્યા, અને સુધારાના માર્ગ વચ્ચે અંતરાય ન નાખવા વીનવી, છતાં બંધ પડેલા જ્વાળામુખીની ફાટ સમી તેની શાંતિ ભભુકી ઉઠીઃ "ઘઇડીયાં કાંઇ ગાંડાં હતાં? તમે આજકાલની નીંદરીઓ શું સમજો? સુધારો! સુધારો એટલે ભ્રષ્ટવેડા. ખબરદાર જો ફરી મારી આગળ નામ લીધું તો? આજ તો જવા દઉં છું, નહિ તો જોવા જેવું કરીશ. તમારા સગાઓને કહીશ. અરે દરશન બંધ કરાવીશ દરશન, સમજ્યાં. ચાલો નીકળો અહીંથી" મગદૂર છે કોઇની કે આ તડાકા સામું ઉભું રહે?

બીજે દિવસે સવારમાં મહાકોરે મંદિરમાં સમાનાં દર્શન કરવા આવેલી બૈરીઓમાં આ વાત કરી, ને નાતમાં કોલાહલ થઇ રહ્યો. મંદિર જેમ દર્શન કરવાનું–પ્રભુનું ધામ છે, તેમ અમારી નાતનાંને માટે–તેમાંય ખાસ બૈરાંને માટે–સભામંડપનું ઠામ છે. એકઠા મળી વિચારની આપ લે કરવી, નવી ખબરો જાણવી જણાવવી, સેંકડોની આબરૂની કિમ્મત આંકવી ને હજારોની કીર્તિને કસોટીએ ચઢાવવી, એ સૌ મંદિરમાં દર્શન થવાને વાર હોય તો સહેલાઇથી થઇ શકે. ત્યાં છાપાં નથી આવતાં, ભાષણો નથી થતાં, વ્યાખ્યાન અપાતાં

નથી, તોપણ તમે જઇને જુઓ એટલે જણાશે કે વર્તમાન પત્રનું સર્વજ્ઞપણું, ભાષણકર્તાની શીખામણ અને વ્યાખ્યાનકારની નીડરતા એ ત્રણે દર્શનને વાર હોય તો મંદિરમાં સ્વભાવિક રીતે જડી આવે છે. તારથી પણ વધારે ઝડપથી બધી ખબર મંદિરમાં આપણને મળે છે. આ વખતે મહાકોર આકર્ષણનું મધ્યબિંદુ હતી. બૈરાં તેની આસપાસ વીંટાયાં. ઠંડે પેટે પણ ક્રોધયુક્ત સ્વરે તે બોલી: “ અલીઓ, કાંઇ જાણો છો કે ? આજ તો ચાર ચોપડી ભણી ને બે અક્ષર લખતાં આવડયા એટલે સુધરેલીઓ. પેલા મોતીરામની છોડી મંછી ને સુરજરામની છોડી બાળા—ઓળખો છો ને—છે તે, તે અને બીજીઓ મારી પાસે આવીઓ, ને કહેવા લાગીઓ કે રડવા કૂટવાનો રિવાજ બંધ કરો. મેં તો રોકડું પરખાવ્યું. પણ હજી તો હું એમને પેશ પહોંચાડીશ. ”

નાતમાં—ગામમાં ચર્ચા વધવા માંડી. નાતમાં બે પક્ષ પડયા. રડવા કૂટવાનું બંધ કરનાર પક્ષ ફાવ્યો, તેનું મુખ્ય કારણ એ હતું, કે આજકાલની કેટલીક છોકરીઓને કૂટતાં આવડતું નહિ, તેથી કૂટવા નીકળતી નહિ; પરિણામમાં કૂટનારની સંખ્યા ઓછી થઇ. પણ મહાકોર કાંઇ હાર કબુલ કરે તેવી છે ? તેણે ગામની છોકરીઓને લાલચો આપી એકઠી કરવા માંડી. ધીમે ધીમે બપોરના નવરાશના વખતે તેના ઘરના મોટા ચોકમાં પચાસ સાઠ છોકરીઓ એકઠી થવા લાગી. તેનો ઉદ્દેશ સ્તુત્ય હતો. છેક નાનપણથી રડવા કૂટવાના સંસ્કાર જો પાડવામાં આવે, ને છેક નાનપણથી રડવા કૂટવાની રીતો શીખવવામાં આવે, તો એ રિવાજ નાતમાં ટકેલો રહે, અને મહાકોરનું તથા બીજી તેવી પરગજુ બાનુઓનું સંરક્ષક સામ્રાજ્ય ‘ યાવત્ચંદ્ર દિવાકરૌ ’ સુધી કાયમ રહે.

આ રડવા કૂટવાની નિશાળમાં શરૂઆત તેણે માત્ર રડવાથી કરી. પહેલાં જે સૌથી સારૂં અને સૌથી વધારે વખત રડી જાણે તેને

ઈનામ આપવામાં આવ્યાં. હસવાની હરીફાઇ કરવી એવી એક રમત વિલાયતમાં રમાય છેઃ મહાકોર વિલાયત ગઇ નહોતી, મહાકોરે એ સાંભળ્યું નહોતું, પણ તેની શોધકવૃત્તિ આ રડવાની રમત શોધી શકી. પછી છેડા કેવી રીતે વાળવા, ગુંગળાયા શિવાય સૌથી વધારે મોઢું કેમ ઢાંકી શકાય, ડુમો ભરાયા શિવાય ઢાંકેલે મોડે કેમ રડાય, ને રડયા શિવાય આંસુ કેમ આવે, લીંટ કેમ નીતરે, ગળફા કેવી રીતે થુંકાય, વગેરે પ્રયોગો શીખવવામાં આવ્યા. મહાકોર આ સર્વમાં પ્રવીણ હતી, એટલે નાની છોકરીઓને પાવરધી થતાં વાર લાગી નહિ. આમ રડવાનું ને છેડો વાળવાનું એ બે ધોરણ ખલાસ થયાં, એટલે ત્રીજું ધોરણ કૂટવાનું શરૂં થયું. આ ધોરણમાં મહાકોરે ચતુરાઇથી વર્ગો ગોઠવ્યા હતા. છાતીમાં હાથ વાગ્યા વગર સૌથી વધારે અવાજ શી રીતે થાય, આંખોથી રડવાના ચાળા કેમ થઇ શકે, સૌથી અસરકારક કૂટવું શાને કહેવાય વગેરે આ વર્ગમાં શીખવ્યા પછી, છોકરૂં મરી જાય ત્યારે શું કહેવું, છોકરી રાંડે ત્યારે શું બોલવું વગેરે શીખવવામાં આવતું. જેને ઘેર મરણ થયું હોય તેની સામે સૌથી પહેલાં જઇ તેના ઘરના આગળ મરી ગયાં હોય તેને સંભારી ઉછળી ઉછળી કૂટવું એટલે આપણાંને સંભારી કૂટે, આમ એકમેકની ઓળખ થવાથી આપણી હાજરી પુરાઇ જાય એ ફાયદો. પછી તુર્ત પાછલી હારમાં જઇ જરા અમસ્તા હાથને ફેરવ્યા કરવા. આ સૌથી વધારે અસરકારક ને સૌથી ઓછી મહેનતની રીત છે. આ વર્ગમાં તે કૂટવાની રીતો પણ શીખવતી. જેમકે છોકરૂ મરી જાય ત્યારે આમ

હાયરે, ઉછરતો હાયરે, સાકરે હુંવવા,
હાયરે પોહાતા, હાયરે છોકરા મોઘી વહુના;
હાયરે ખોળાભ્રર હાયરે પાહાદર,

બોલવું ને બોલતી વખતે ‘હાયરે હાયરે’ ઉપર તથા બીજે ક્યાં તાલ

પાડી છાતી કૂટવી તે સમજાવતી. પરણેલો છોકરો મરી જાય અને રાંડનાર હોય, તો બોલવું કેઃ

હાયરે ઉજડીઆ, હાયરે પયણીને પતાળે,
હાયરે મોંઘી વહુના હાથ ઝાલ્યાની,
હાયરે ઘનામત હાયરે થઇને

× × ×

લીધે લગને મરે ત્યારે, ઘરડું મરે ત્યારે, તથા એકમેકનાં સગાં સંભારી શું બોલવું તે પણ તે શીખવતી. 'એમ શું કૂટો' પૂછીને એકનું કૂટેલું બીજી કેવી રીતે ઉપાડી લે તથા એક કૂટતી હોય ત્યારે સૌએ 'હાય, હાયરે,' શી રીતે બોલવું, એ બે ઉસ્તાદી રીતો પણ સમજાવતી. આ ત્રીજા ધોરણમાંથી ખાસ ચુંટી કાઢેલી અને ઉમરે આવેલી યુવતિઓનો મહાકોરે એક અલગ વર્ગ કર્યો હતો. તેમાં રાજીઆ ગાવાનું શીખવવા ઉપરાંત છાતી ઉઘાડી મૂકી કેવી રીતે કૂટવું તે શીખવવામાં આવતું. કૂટતી વખતે છાતી ઉઘાડી હોય, રાજીઆ સુમધુર કંઠે ગવાતા હોય, તાલબંધ હાથ છાતી ઉપર પડતા હોય, તે વખતે જે પુરૂષો હોય તે મહાત થયા વગર રહે નહિ. એની મહાકોરને ખબર હતી. આપણા પ્રેમ પાત્રને જોયા હોય છતાં જોયા નથી એમ આંખો કબજે રાખી આપણે આપણું કામ કર્યા જવું, તેથી પ્રેમ પાત્ર વધારે તાબે થશે એવું મહાકોર શીખવતી. કૂટવાનું આ રહસ્ય પુરૂષોના જાણ્યામાં આવે-સુંદર પણ શોકથી ભેળસેલ થયેલો, અને કાળે કપડે ઢંકાયલો દેખાવ તાલબંધ ગવાતા રાજીઆ સાથે રજુ થાય, તો પથ્થર જેવા મનુષ્યનું હૃદય પીગળે એવી મહાકોરની ખાત્રી હતી. તેથી આ વર્ગ ઉપર તેના વિજયનો આધાર હતો. આ કામમાં પ્રવિણ થએલી કૂટનારીઓને જોતાંજ પુરૂષવર્ગ સુધારાનો માર્ગ ભૂલી કૂટવાનું ખરૂં રહસ્ય સુધરેલી સ્ત્રીઓને ઉલટો સમજાવવા નીકળશે એવું મહાકોર

માનતી હતી. તે લગભગ ખરૂં પડયું છે. તેની ફૂટવાની નિશાળ-માંથી પસાર થયેલી ગ્રેજ્યુએટ સ્ત્રીઓએ અમારી નાતમાં ફૂટવાના રિવાજની તરફેણમાં ફરીવાર બહુમતિ જમાવી છે. લોકમત હવે ફૂટવાની તરફેણમાં છે, ને બંડખોર સુધરેલી સ્ત્રીઓનું નામ નિશાન જણાતું નથી. હું ઇચ્છું છું કે દરેક નાતમાં મહાકાર જેવી સત્યાગ્રહી બાઇ જન્મે, ને નાતનો ઉદ્ધાર કરે !*



* આ નિશાળનો અનુભવ મને મારી 'અલી' એ કરાવ્યો હતો.

# શંકર મહારાજ

બ્રાહ્મણોએ આર્ય સંસ્કૃતિનો પાયો નાખ્યો હતો; બહારના હુમલાની સામે એ સંસ્કૃતિને બ્રાહ્મણો ન બચાવે તો કોણ બચાવે ? આર્ય સંસ્કૃતિ એટલે આર્ય ધર્મ, આચાર, વિચાર, રીતરિવાજ: એ સર્વનું ક્રીડાસ્થાન જે હોય તેનો અખત્યાર લીધાથી આર્યપણું જાળવવાનું કાર્ય સુગમ થઇ પડે. હિંદુ રસોડામાં હિંદુ સુધારો જેટલે અંશે છે, તેટલે અંશે બીજે ક્યાં છે ? તો પછી પવિત્રતાની મૂર્તિ સમા બ્રાહ્મણો હિંદુ રસોડા ઉપર સામ્રાજ્ય ભોગવે એમાં શી નવાઇ ? આવા કાંઇક ઇરાદાથી, કેટલાક

બ્રાહ્મણોએ વેદમંત્રોનું ઉચ્ચારણ મૂકી દઇ રસોઇનો ધંધો સ્વીકાર્યો છે, એમ મારા શંકર મહારાજ કહે છે.

શંકર મહારાજનું તમારે ઓળખાણ કરવું છે ? સાફ બોડેલું માથું, જાડા પહોળા કાન, વાટા પડતું કુંડાળું પેટ, કેળથી પણ જાડી જાંઘ, લશ્કરની ભરતીમાં દેખતાંજ સ્વીકારાઇ જાય એવી પ્રચંડ છાતી, કડીઆળી ડાંગ જેવા હાથ, ને ચીના જેવું પણ વિશાળ નસકોરાંવાળુ નાક, કરી લો એ સૌ એકઠું. છતાંય બાકી રહે તો ઉમેરો પૂરૂં છ મણ વજન, અને ઘીથી મઘમઘતો પરસેવો.

બ્રાહ્મણોની પવિત્રતા વિષે શંકર મહારાજનો એવો ઉંચો અભિપ્રાય છે કે પૂછવુંજ નહિ. અને તેથી તેઓ પોતે એથી ઉલટી દિશામાં જઇ શકે છે. રસોડામાં જ્યાં જુઓ ત્યાં ચોખ્ખાઇનું નામ ન મળે. જેઓ જન્મથી પવિત્ર છે, તેમને ચોખ્ખાઇ સાથે શું લાગે વળગે છે ? પારસમણી શા તેમના સ્પર્શમાત્રથી સઘળે સ્વચ્છતા, નિર્મળતા, પવિત્રતા પ્રસરે છે, તો પછી બહારની ચોખ્ખાઇથી શું વધારે છે ? શંકર મહારાજ રાંધવા બેસે છે, ત્યારે તેમની આસપાસ સર્વવ્યાપક બ્રહ્મની માફક સઘળું બડાબુટ પડેલું હોય છે. તેમની પૂર્વમાં ચૂલામાં અતિશય ધૂણી, રાખ, ને ઢળેલી દાળ: તેમની પશ્ચિમમાં રોટલીની ઉઘાડી કણક તથા ઘીના ને તેલના બાણીઆ ઉપર બમણતી પુષ્કળ માંખો: તેમની દક્ષિણમાં ચેળો ઉપર તરી રહેલી છે એવા ધોયેલા ચોખા તથા એંઠી વાડકીઓ, કડછીઓ, તવેથા વગેરેનો મોટો ઢગ: અને તેમની ઉત્તરમાં વેરાયલા અટામણની પેલી પાર સળગાવવાનાં લાકડાંની પાળી. એ પાળ એ એમની ચોખ્ખાઇની સરહદ ! એજ બહારના અસ્પર્શ્ય હુમલા અટકાવવાનું સાધન ! એજ એમની પવિત્રતા સાચવી રાખે છે ! આમ ચારે દિશાઓ વચ્ચે લાલાજી મહારાજ જેવા બેઠેલા ભૂ દેવ રોટલી વણે છે, ત્યારે એમના

અને તેઓ ચહા કેવી સ્વાદિષ્ટ બનાવે છે ! અંદર ચહા નાખે પણ ચહાનો રંગ પાણીને ન બેસે; વેદાંતમાં કહેલું છે ને કે કમળપત્ર પાણીમાં રહે પણ પાણી તેને સ્પર્શે નહિ ! તમે ઉકળતા પાણીમાં ચહા નાખો તો એ ઠંડા પાણીમાં ખાંડ સાથેજ ચહા પધરાવી દે ! અને ચહાના ગંધ કરતાં એમને ધુમાડીનો સુવાસ પસંદ છે, તેથી ચહાને ધુમાડીનો પાસ સારી રીતે બેસવા દે છે, એટલે જોઇ લો તે પીવાના બહાર ! અંદર પુષ્કળ દૂધ પડે એટલે ચોમાસામાં ભરાયલાં ખાબોચીઆના ડોળાયેલા પાણી જેવો રંગ ને ઢંગ બરોબર થઈ રહે !

શંકર મહારાજ અતિશય કરકસરીઆ છે; અમારી રોટલી ખંખરોટી ઘી બચાવી એમના તાકામાં મૂકે છે ! એ ઘી ક્યાં જાય છે–કયી જાતના અગ્નિમાં એની આહુતિ અપાય છે, એની કોઇને ખબર પડતી નથી. એમની કરકસરનો બીજો દાખલો જુઓ. હાથ લુછવાને માટે તે ટુવાલ કે કકડા વાપરતા નથી. એમનું ટુંકું અબોટીયું કે કંત્રાણ એજ એમનો ટુવાલ. એક દિવસ મેં મારા પાંચ દશ મિત્રોને જમવા નોતર્યા હતા. અંદર પારસી મુસલમાન પણ હતા. મહા મહેનતે તેમને પીરસવાનું શંકર મહારાજ જોડે કબુલ કરાવ્યું, કેમકે અન્ય ધર્મના લોકો હિંદુ ઘરમાં ડોકીઆં કરે એ શંકર મહારાજને પસંદ નથી. અમે પાટલા ઉપર આવી ગોઠવાયા, ને ભૂદેવ પીરસવા બહાર પડયા, ન્હાની શી પોતડી જેવું કંત્રાણ એમણે કેડે વીંટાળ્યું હતું. એ કંત્રાણને અળધર તથા મરચાંના, ગોળ તથા આમલીના હાથ લોહેલા, તેથી આંગળાંના લપરડા પડેલા હતા. કાબર ચીતરા વાઘના ચામડા જેવું કંત્રાણ પહેરેલા ભૂદેવ વાઘનું ચામડું વીટેલા યોગીરાજ સમા દીસતા હતા. મારા મશ્કરા પારસી ભાઇબંધના મનમાં આ ઉપમા રમી રહી હતીઃ એનાથી બોલ્યા વિના રહેવાયું નહીં. " યોગીરાજ ! હીમાલયનું શિખર તજી માનવી લોકમાં આવ્યા છો, ત્યારે તો વ્યાઘ્રચર્મનો ત્યાગ કરો. " આ શબ્દો શંકર મહાર

# બે તાવની વાત

આજે હું બે તાવની વાત કહેવાનો છું. એમ ન ધારતા કે તાવ બે પ્રકારના છે. તાવની બહુ જાત છે. એકાંતરીઓ, તરીઓ, ચોથીઓ, કાળા આજાર, ઇન્ફ્લુએંઝા, વિષમ જ્વર, ટાઢીઓ, ઝેરી, ગાંઠીઓ, વગેરે વગેરે ગણતાં થાકી જવાય એટલી જાતના તાવ છે. વળી એમ ન ધારતા કે એમાંના કોઇ બે તાવ વિષે હું અહીં નિબંધ લખું છું. માત્ર બે વિચિત્ર તાવની વાત કહેવા હું બેઠો છું.

એ વાતને આજ પચીસ વરસ થઇ ગયાં. હું હજી નાનો હતો. મને આંગળીએ ફોલ્લી થઇ હતી; તેની વેદના ભારે હતી. નિશાળે જવાનું માંડી વાળી હું રડવા બેઠો. એટલામાં મારી બા આવી. એણે કહ્યું: " ભાઇ રડ નહિ. ફોલ્લીથી તે એમ કેટલી પીડા થાય ? " મેં કહ્યું: " હા, જેને થઇ હોય તેને ખબર પડે. " એ વખતે તો તે કાંઇ બોલી નહિ.

રાતે મારી બાને તાવ આવ્યો. તાવભરી તે બીજી સવારે પરોઢીઆમાં ચાર વાગે ઉઠી કામે લાગી. મેં શીખામણ આપી: " બા સુઇ જા. તાવ વધી જશે. " મારૂં કહેવું એણે ગણકાર્યું નહિ. બપોરે એ કામથી પરવારી ત્યારે એનો તાવ ઉતરી ગયો હતો.

રાતે વાળુથી પરવાર્યા પછી મેં બાને કહ્યું, કે બા, કંઇ વાત કહે. એણે કહ્યું, કે "ભાઇ, તેં ઠીક સંભાર્યું; આવ હું તને આજે બે તાવની વાત કહું, તે સાંભળ."

બે હતા તાવ. બંને ચારો ચરવા પૃથ્વીલોકમાં ઉતરી પડ્યા. એક ગયો એક શેઠને ઘેર, ને બીજો ગયો એક ખેડુતને ઘેર.

શેઠને ઘેર ખુદ શેઠને તાવ આવ્યો, પછી પૂછવું શું ? પહેલાં વૈદ આવ્યો, ને નાડી પરીક્ષા થઇ. પછી દાક્તર આવ્યો, ને મીનીટે મીનીટે તાવ મપાતો ગયો. તેની નોંધ ને ચઢ ઉતર ડિગ્રીનો નકશો રખાતો ગયો. તાવ વધતો ગયો. ત્રણ ચાર દાક્તરોની કમિટી થઇ. નર્સો આવી રાત દિવસ ખડી થઇ રહી. દવાની શીશીઓનો પાર ન મળે. માથે બરફની કોથળી મૂકાઇ. દૂધ, બરફ, સોડા હાજર રખાયાં. મુંબાઇથી તારથી નારંગી, દરાખ મંગાવાયાં. આખું કુટુંબ રોજ–કામ વિસરી જઇ શેઠને ઝલાં ઝલાં કરવા લાગ્યું. શેઠનો તાવ ઉતર્યો નહિ. મુંબાઇના દાક્તરને માટે તાર ગયો. ગાડીઓ, મોટરોએ દોડાદોડ કરી મૂકી.

ગરીબ બીચારા ખેડુતને ઠઠડીને ટાઢ ચઢી, ને જોતજોતામાં

આખું શરીર ઉન્હું થઇ ગયું. સવારમાં ઉઠયો, ત્યારે મોંમાંથી, આંખમાંથી ને નાકમાંથી ઉન્હી વરાળ નીકળતી હતી; અને શરીર ધ્રુજતું હતું. એની બૈરીએ ખબર પૂછી, હાથ અરાડી શરીર જોયું. ખેડુતે કહ્યું કે થોડો તાવ છે; હું ખેતરમાં જઉં છું; તું ખાવાનું લઇને આવજે. ખેડુત ઉતાવળે ગામ બહાર સીમમાં ગયો. ભાગોળથી ગાઉ દૂર એનું ખેતર હતું. હળ લઇ આખું ખેતર ખેડી નાખ્યું. બાર વાગે એની બૈરી છાશ ને ભડકું લઇ આવી. એ એણે ધરાઇને ખાધું. પછી વરસાદ આવ્યો. વરસાદમાંજ વાવણી કરી સમાર દેવાનું કામ કર્યું. મોડી સાંજે ઘાસનો ભારો લઇ એ ઘેર પહોંચતાં આખા શરીરે પરસેવાના રેબેરેબ નીકળ્યા. ગરમ પાણીએ જરા નાહ્યો ને ખીચડી ખાધી. સુતી વખતે એનું શરીર હલકું ફૂલ જેવું થયેલું, ને તાવનું નામ નીશાન ન મળે.

એ રાતે શેઠનો ને ખેડુતનો એ બંને તાવ એકઠા થયા. શેઠનો તાવ કહે, કે મને તો બહુ સુખ છે, દાક્તરો ને નર્સોની હાર, બરફના ઢગલા, પાર વનું દૂધ, ફળના કંડીઆ, મારા સુખમાં કાંઇ બાકી નથી. ખેડુતનો તાવ કહે, ભાઇ મને તો બહુ દુઃખ છે. ખેતરમાં કામ કરી મારો તો દમ નીકળી ગયો. શ્વાસ ખાવાનો પણ વખત ન મળે. ખાવામાં ભડકું ને છાશ. દવાનું નામ નહિ. શેઠના તાવે કહ્યું, એમ છે, તો તું ચાલ મારી સાથે, શેઠને ઘેર. ત્યાં તને મઝા પડશે. બીજે દહાડે સવારમાં શેઠના તાવનું જોર વધ્યું. એકને બદલે બે તાવ ભેગા થયા. એની સાથે દાક્તરોનું જોર વધ્યું. શેઠને ઘડીપળ થઇ રહી. બંને તાવ હરખાયા. થઇ રહ્યું. શેઠ બીચારા મરી ગયા. બંને તાવને મનમાન્યો ભોગ મળ્યો.

એટલું કહી મારી બા ચુપ રહી. મેં પૂછ્યું: “ બા પછી ? ” બાએ કહ્યું: “ પછી શું ? મોટાના મંદવાડ જ એવા હોય. શેઠની ગાંડે ફોલ્લી થઇ, પંપાળીને મોટી કરી.” મને મારી ફોલ્લી સાંભળી;

સાથે બાનો તાવ પણ યાદ આવ્યો. મને ખોટું લાગશે એવું જાણીને કે અમસ્તું, પણ બાએ છેવટે કહ્યું: "ભાઈ, શેઠ કાંઈ ઢોંગ નહોતા કરતા; પણ હાથે કરી નાજુકપણું વહોરી લેવામાં રોગના ભોગ થઈ જવાય છે, એની પૈસાદાર અને મોજશોખમાં રહેનાર લોકોને ખબર હોતી નથી. એમને મળતી સગવડોનો હજારમો ભાગ પણ ગરીબોને મળતો નથી, છતાં ઈશ્વર ગરીબોનો બેલી થાય છે, ને રોગ એમનાથી નાસતા ફરે છે."

હવે જ્યારે જ્યારે હું માંદો પડું છું, ત્યારે 'મોટાના મંદવાડ' એ બાના શબ્દ મારા કાનમાં અથડાય છે, અને બાની આશિષથી અગર એ તાવની વાત યાદ આવતાં જ મારો મંદવાડ વગર દવાએ જતો રહે છે.



# શા. નથુભાઇ ટેકચંદ

શા. નથુભાઇ ટેકચંદ ગોમતીપરમાં જાણીતા આસામી હતા. તેમની ખ્યાતી ફક્ત તેમની શેરીમાં નહોતી, પરંતુ ગામને દૂરને ખૂણે પણ પસરેલી હતી. દરેકે દરેક માણસ, નાનાથી તે મોટા સૂધી તેમને ઓળખતો; કારણ કે તેમણે પોતાની આખી જીંદગી જાહેર કામોને સમર્પણ કરી હતી. ગામના કોઇ પણ ઘેર સારો કે માઠો પ્રસંગ હોય, તો તે દરેક વખતે નથુભાઇની હાજરીની જરૂર પડતી તે એટલે સુધી કે તેમના વગર સઘળું સૂનું ભાસતું.

કોઇ ગામડીઆને ત્યાં લગન આવતું તો તે શેઠ નથુભાઇની અગાઉથી સલાહ લેતો; ને તે સલાહ નથુભાઇ ઘણી પરોપકારી રીતે આપતા. વિવાહની શરૂઆતથી તે લગનનો માંડવો છૂટે ત્યાં સુધી તેમનું સ્વાત્માર્પણ ખુલ્લું દેખાતું હતું. ગામનો મોટો ભાગ તેમની નાતનો બનેલો હતો, ને લોકો ભોળા—વખતે મૂર્ખાઇ તરફ ઢળતા ભોળા—હતા. તેમની નાતમાં જો કે વર અને કન્યાની સંખ્યા લગભગ સરખી હતી, છતાં વિવાહનાં ચોકઠાં, સાટાં કે તેખડાં, તરીકે ગોઠવાતાં હતાં; એટલે કોઇ પણ વિવાહ ગોઠવવામાં નથુભાઇની ચતુરાઇ કામમાં લેવાતી હતી; ને તે એવી ખુશીથી કામ કરતા હતા, કે કન્યાઓનો બદલો કરવામાં મોટી કન્યા મેળવનારને જે ઉપરામણી આપવી પડતી, તેમાંનો મોટો ભાગ પોતાની વ્યાજબી દલાલી તરીકે હોઇઆં કરતા તે કોઇને માલમ પડતું નહોતું. પરગજુ માણસોની સખાવતો સદા ગુપ્ત રીતે કરવામાં આવે છે।

પણ તેમની મદદ આટલેથીજ અટકતી નહિ. લગનની દરેક ઝીણી બાબતનું પૈડું તેમના વિના ફરતું નહોતું; ને નાત જમાડનારને તેઓ રસોઇઆ કરતાં પણ વધારે ઉપયોગી થતા. અમુક વાનીને માટે શું જોઇશું અગર અમુક માણસોની રસોઇ તૈયાર કરવામાં કેટલી સામગ્રી જોઇશું, તે સઘળું તેમને મોઢે રહેતું ને દરેકને ઘેર તેવી બાબતોમાં તેમનો કારભાર ચાલતો. ચૌટામાંથી ખરીદવાનું, રસોઇઆ નક્કી કરવાનું, રસોઇ કરાવવાનું, પીરસવાનું, જમાડવાનું તથા પીરસણ ઢાંકવાનું એ બધું તેમને સોંપવામાં આવતું, તેથી વખતે તેમને ઘીકેળાં હમેશાં થતાં હશે. પણ આટલી વાત તો જાણવામાં છે, કે તેઓ નાત જમવાનું તજ્યા હતા, ને કદી ઘાલે જમવા બેસતા નહિ. કદાચ સંતાડી રાખેલી સારી વાનીઓ જમનાર છેલ્લી ઘાલ મોડી રાતે તેઓ શોભાવતા હોય તો તે જાણવાનું સાધન આપણી પાસે નથી.

જેમ લગનમાં, તેમ મરણમાં શોક કાર્યમાં પણ તેઓ શૂરા ને સ્વાર્પણ કરી શકે તેવા હતા. ગામનું ગમે તે મરી જાય તોપણ તેઓ સ્મશાને જતા ને નવમાને દિવસે મૂછો મુંડાવી નાખતા. એક વખતે તેમની શેરીનો કૂતરો પંચતત્વને પામ્યો તો તેના નવમાને દિવસે રિવાજ પ્રમાણે તેમણે મૂછો કઢાવી નાખીને પ્રાણી માત્ર તરફનો પોતાનો અદ્દભુત તથા નિઃસ્વાર્થી પ્રેમ સિદ્ધ કરી આપ્યો. આ ઉપરાંત કાણ મોહકાણ શાસ્ત્રીય રીતે કેમ કરવી, માથે ફાળીઉ કેવું બાંધવું, મોટેથી “ઓ ઓ.” સ્વાભાવિક જણાય તેવી રીતે કેમ કરવું, આંખમાં આંસુ શી રીતે લાવવાં, વગેરે શોકની સઘળી બહારની નિશાનીઓમાં તેઓ પ્રવીણ હતા. તેમના અંતરની આપણને ખબર નથી.

તે સંસારની અને નાતજાતની બાબતમાં ‘સંરક્ષક’ હતાઃ જુનાને પૂજનાર હતાઃ નવાને ધિક્કારનાર હતા. તેમની જુની આંખે નવા તમાસા ખુંચતા હતા, એટલે ગામનો એકાદ છોકરો બહારથી નવો વિચાર કે આચાર લેઇ આવતો, તો તેમને અજીરણ થતું. તેમની નાતનો એક મુંબાઇની કૉલેજમાં શીખતો હતો, ને તેણે પોતાને ત્યાંના મિત્રોનું જોઇને માથે બાબરી રાખી. જેવો તે ગામમાં આવ્યો કે તુરત તેને જોઇ નથુભાઇ વિચારમાં પડયા. છેવટે આખી પ્રજાની સલામતી ખાતર અને, પુરાણા હિંદુઓનું અતિ પુરાણું હિંદુપણું જાળવી રાખવા માટે, તેજ રાતે તેમણે નાત ભેગી કરી. નાતમાં તે કરતાકારવતા હતા. તેમની સલાહથી સમગ્ર નાતે ‘ગોરધનનાથજીની જે’ બોલાવી ઠરાવ કર્યો કે છોકરાએ બાબરી કાઢી નાખવી, અને અત્યાર સુધી તેણે બાબરી રાખી માટે તેને નાત બહાર મૂકવો !

નથુભાઇ રાંડેલા હતા, તેથી તેમનો ઘરસંસાર તેમની રાંડેલી બહેન મહાકોર ચલાવતી. બહેન પણ ભાઇ જેવીજ મહા પુણ્યશાળી ને

પરોપકાર વૃત્તિની હતી. જેમ પુરૂષ વર્ગમાં નથુભાઇ, તેમ સ્ત્રી વર્ગમાં મહાકોર પૂજાતી. જ્યાં નથુભાઇથી જઇ શકાય તેમ ન હોય, ત્યાં મહાકોર જતી, અને સઘળી બાતમી લાવીને ભાઇને આપતી; અને આ બાતમી નથુભાઇને કેટલી બધી ઉપયોગી થઇ પડતી ? મહાકોરનું બીજું સત્કાર્ય એ હતું, કે તે ગામની સઘળી વિધવાઓને- તે નાતમાં નાતરાં થતાં નહિ, તેથી તેમની સંખ્યા ઘણી મોટી હતી- રોવા કૂટવાનું, એટલે રડતે સ્વરે રાજીઆ ગાવાનું, ને કૂદકા મારીને છાતીઓ કૂટવાનું શીખવતી. વિશેષમાં, ઇશ્વરનું પવિત્ર ધામ, મંદિર, જેમાં હમણાં હમણાં કુથલી દેવીએ વાસ કર્યો છે, તેમાં મહાકોર નવરાશનો વખત ગાળતી.

નથુભાઇનું જીવન આ પ્રમાણે ગુજરતું. તેઓ ગામનું ને સંસારનું ને ધર્મનું ભલું કરવા ખાતર બીજો કશો ધંધો કરતા નહિ; અને પોતાની આખી જીંદગી એજ કામ પાછળ ગાળતા. ગામવાસીઓનું જીવન તે તેમનું જીવન હતું: અને મહાકોરે પણ ભાઇના જીવનમાં પોતાનું જીવન મેળવીને સ્વાર્થત્યાગની પરિસીમા બતાવી હતી. ધન્ય છે એ બેને ! આ હિંદુ સંસારમાં હજી એવાં કેટલાં હશે ? જેટલાં હશે, તેટલાંનેજ આપણી આ સ્થિતિ માટે ભાગે આભારી છે.



# શ્રીયુત એકનાથ

આ યુગમાં સભાનું-ક્લબનું મહાત્મ્ય છે. તે સાથે આપણું જીવતર એટલું ગુંથાઇ ગયું છે, કે તે સિવાય રહેવું અશક્ય છે. એકે શહેર એવું નથી, કે જેમાં ક્લબ ન હોય: એકે દિવસ એવો જતો નથી, કે જ્યારે આપણે એક યા બીજી જાતની સભામાં જવાનું ન હોય: મીટીંગ, દરખાસ્ત, ટેકો, બહુમતી વગેરે શબ્દો આપણા રોજ કામના આધાર થઇ ગયા છે, અને હજારો વર્ષથી વગર ફેરફારે ચાલી આવતી આપણી નાતોનાં પંચ. પણ નવા જમાનાના નવા ધોરણે હવે કામ કરવા લાગ્યાં છે.

આવી સ્થિતિમાં અમે અમારા ગામમાં અડધી કલબરૂપ, અડધી સભારૂપ મંડળી સ્થાપી છે. અગ્નિ દેવતાના જેવી બીજાઓ ઉપર સત્તા ચલાવવાની તેના સભ્યોની ખાસીઅતને લીધે, અમે તેનું નામ **સ્વાહા** કલબ રાખ્યું છે. અમારામાંથી એ ત્રણ જણ આદર્શરૂપ હોવાથી તેમનું ઓળખાણ કરાવવું આવશ્યક છે.

સૌથી આગળ પડતી સકળ ગુણ સંપન્ન મૂર્તિ શ્રીયુત એકનાથની છે. અમારી કલબમાં અમે કોઇને પ્રમુખ નીમ્યો નથી–સ્વતંત્રતા અને સરખાપણાનો આ જમાનો છે–પરંતુ વગર નીમે શ્રીયુત અમારા અગ્રેસર છે. અસાધારણ હોંશીયારીને લીધે, તેમણે તે પદવી પોતાની કરી છે. સર્વથા તે નાયક છે. ઘરમાં, સંસારમાં, રાજ દરબારમાં, સઘળે તેમણે છાપ બેસાડી છે, કારણ કે છેક બચપણથી તેઓએ પોતાનું ચારિત્ર્ય ઘડયું છે.

મન મારવાનું તે પૂરેપૂરૂં શીખ્યા છે. પોતાનો પૈસો કેમ સાચવી રાખવો તે તેઓ જાણે છે. કોલેજમાં શીખતા ત્યારથી તે ગુણ તેમનામાં દાખલ થયો છે. બોર્ડીંગમાં એકજ ઓરડીમાં તેમની સાથે બીજો એક વિદ્યાર્થી રહેતો હતો. આ સહાધ્યાયી રોજ રાતે દીવો કરે, એટલે શ્રીયુતને ચાલતું હતું. તે ફરીને છેક મોડા આવતા, ત્યારે ઓરડીમાં દીવો થએલો હોય એટલે પોતે વાંચવામાં તે દીવાનો ઉપયોગ કરતા, અને બીજા દીવાનું ખરચ બચાવતા. કોઇ દિવસ કોટડીમાં તે એકલા હોય, તો બહાર શહેર–સુધરાઇના ફાનસ તળે જઇ વાંચતા, પણ પોતાનો દીવો કરતા નહિ. વિજ્ઞાનશાસ્ત્રે તેમને શીખવ્યું હતું, કે વગર વપરાયે પડી રહેલા સત્ત્વ ( Energy ) ને કામમાં લેવું જોઇએ. આ સિદ્ધાંતને લીધે તે પોતાના કરતાં પારકાને, પૈસે મોજ મારવાનું પસંદ કરે છે, અને અમે તેમને ' ખુદાબક્ષ ' કહીએ છીએ.

શ્રીયુત જબરજસ્ત પ્રવૃત્તિના છે. અમારા ગામની દરેક હીલ-

ચાલમાં તે મુખ્ય ભાગ લે છે. ભોગજોગે કોઇ કામમાં તેમની સલાહ ન લેવાય, તો તેઓ તુરત સામી હીલચાલ ઉભી કરે. પણ ગમે તેમ કરીને તેઓ વરના બાપ થવાના. કોઇ ઠેકાણે પ્રમુખ, તો કોઇ ઠેકાણે મંત્રી, કોઇ ઠેકાણે ભાષણકર્ત્તા, તો કોઇ ઠેકાણે પ્રમુખનો ઉપકાર માનનાર—ગમે ત્યાં પણ તેમની ગોઠવણ કરવામાં આવે છે. તેમનું વાંચન ઘણું બહોળું છે. વાંચવામાં ને વાંચવામાં તે દશ વર્ષ સુધી કોલેજમાં રહ્યા હતાઃ ત્યાર પછી બી. એ. થયા. તેમને ઘણા અંગ્રેજી તેમજ ગુજરાતી પુસ્તકોના ફકરા મોઢે કરીને વક્તૃત્વ શક્તિને સંપૂર્ણ ખીલવી છે. કદાચ કાંઇ અધુરૂં રહ્યું હોય, તો તે પૂરૂં કરવાને ભાષણના દિવસે બોલવાનું ઘેરથી ગોખી જાય છે. વિશેષમાં સભામાં અંગ્રેજી જાણનાર ઘણા હોય, તો ગુજરાતીમાં બોલે, ને ગુજરાતી જાણનાર ભાગ મોટો હોય, તો અંગ્રેજીમાં બોલે, કે જેથી તેમની રસિકતા, વિદ્વતા, સહૃદયતા, સૌજન્ય વગેરેની પરીક્ષા સહેલાઇથી થઇ શકે.

રાજકીય બાબતોમાં તે ઘણા આકળા વિચાર ધરાવે છે. તેમના અભિપ્રાય પ્રમાણે, વિનીત પક્ષવાળા બાયલા છેઃ મનમાં હોય છે તેટલું બહાર બતાવી શકતાં ડરે છે. એક દિવસ મેં તેમને પૂછ્યુંઃ " શ્રીયુત, આપ એટલા બધા સરળ ને પ્રમાણિક છો, છતાં આપના વિચાર છુપા કેમ રાખો છો ? ", શ્રીયુતે જવાબ આપ્યોઃ " શું કરૂં ? નોકરીમાં છું, નહિ તો ખરેખરૂં બોલવાને અગર લખવાને મને હરકત નથી. પરમાર્થ પહેલાં સ્વાર્થ પણ જોવો જોઇએ. " ' પરમાર્થ પહેલાં સ્વાર્થ. ' આ ઉદ્દામ પક્ષનું ખરૂં રહસ્ય ? પારકાનાં છોકરાંને જતિ કરવા એના જેવું બીજું દેશની ઉન્નતિનું કાર્ય કર્યું હોય ?

' પરમાર્થ પહેલાં સ્વાર્થ. ' એ શ્રીયુતના જીવનનો મંત્ર છે. તે પણ દિલથી માને છે, કે આપણે આપણું સાચવાશું—દરેક માણસ પોતાનું સાચવશે—તો આખી પ્રજાનું ભલું એની મેળે થશે. અમના જેવા

ફીલસુફોએ હુંપણું કાઢી નાખવાનો બોધ કરી હીંદુઓનું સત્યાનાશ કાઢી નાખ્યું છે, એમ તેમની ખાત્રી છે, ને હુંપણાનું ભાન આપણામાં પાછું લાવવાને તે જીવતોડ મહેનત કરે છે. એક વખતે કોઇ વિલાયત જનાર ગૃહસ્થના માનમાં મેળાવડો થયો હતો તેનું પ્રમુખસ્થાન શ્રીયુતને આપવામાં આવ્યું હતું. પોતે પરદેશગમની વિરૂદ્ધ છે, છતાં કશી આનાકાની વગર તે તેમણે સ્વીકારી જનમંડળ ઉપર મોટો ઉપકાર કર્યો. તે સ્થાનેથી ભાષણ કરતાં તે બોલ્યાઃ "ગૃહસ્થો ! આજે હું પ્રમુખ થયો તેને માટે બધાનો ઉપકાર માનું છું. રા.–વિલાયત જાય છે; તેમનાથી છૂટા પડતાં મને જેટલો શોક થાય છે; તેટલો બીજા કોઇને ભાગ્યેજ થતો હશે." વગેરે રા.–ના ગરીબ બિચારા પિતા ! તેમના શોક કરતાં પણ શ્રીયુતનો શોક વધારે ? ભાષણ આટલેથીજ અટકયું નહિ. વિલાયત જનાર બાજુએ રહ્યો; ને શ્રીયુત તો પોતાના વિષેજ બોલ્યે ગયા ! હુંપણાનું કેવું સરસ શિક્ષણ !

શ્રીયુત અર્થશાસ્ત્રના અભ્યાસી છેઃ નવું નવું દ્રવ્ય નીપજાવવા; એકઠું કરવા અને ફરતું કરવા તેમના પ્રયત્ન સતત્ ચાલુ છે ! એક દિવસ અમે સવારમાં દાતણ કરતા હતા, ત્યારે ઉલ ઉતારી દાતણની ચીરીઓ નાખી દેતાં દેતાં, જાણે નવી શોધ હાથ લાગી હોય તેમ સહુને આશ્ચર્યચકિત ને સહેજ હાસ્યસ્ફુરિત આંખો કરી તેઓ બોલ્યાઃ "આપણા લોક કેવા જડ ને આળસુ છે ? કરોડો માણસો રોજ દાતણ કરે છે, ને ચીરીઓ નાખી દે છે. કેટલા બધા બળતણ–દ્રવ્યનો નાશ ? તેને એકઠી કરી કામમાં લેવાનો નવો ઉદ્યોગ મારા વગર કોઇને સુઝયો નહિ. બસ હું આ બાબત પુસ્તક લખવાનો અને નવો ઉદ્યોગ શોધી કાઢયાનું પેટંટ લેવાનો." આ સાંભળી હું તો સ્તબ્ધ થઇ ગયો. થોડીવાર પછી મેં શ્રીયુતને કહ્યું, કે તે ચીરીઓ હલકા લોકો વીણી લે છે ને બાળે છે. તે વાત

તેમના માન્યામાં આવીજ નહિ; કેમકે તે બોલ્યા: " એમ હોય તો મારા જોવામાં ન આવે ?"

ધરતી કે રાજકીય બાબતો કરતાં શ્રીયુતના સાંસારિક વિચાર ઘણા પ્રશંસનીય છે. સામાજિક વિષયોમાં તેઓ જુના મતના છે, અને શાસ્ત્રને ચીવટથી વળગી રહેનાર છે. રાજકીય બાબતોમાં આકળા કે ઉદાર વિચાર ધરાવીએ છતાં તેવા વિચારની સાંસારિક બાબતોમાં તે બિલકુલ જરૂર જોતા નથી. આ દેખીતી વિરૂદ્ધતાનો ખુલાસો પૂછતાં તેમણે મને એક ભાષણ આપ્યું: " આપણા સંસારનું બંધારણ અસલથી ઘણું બંધાએલું છે. એને લીધે અમે બ્રાહ્મણો કદી ભુખે મરીએ નહિ. આવા સંપૂર્ણ બંધારણમાં ફેરફાર કરવાની અગત્ય હજી પેદા થઇ નથી, તે એટલા ઉપરથી જણાશે, કે લાખો વર્ષથી આપણે જીવીએ છીએ–જે દરમાઆન સેંકડો બલ્કે હજારો પ્રજા જન્મી નાશ પામી છે; છતાં આપણે જેવા ને તેવા છીએ. આપણા સંસારમાં કાંઇ પણ ચૈતન્ય નહોય; તો આપણે નાશ ન પામત ? કાળને લેઇને થોડો ઘણો સુધારો કરવાની જરૂર હશે; તો તે માટે નવા આદર્શ કે નવા વિચારની જરૂર નથી. રાજકીય હક્ક આપણે માગીએ તેથી એમ ઠરતું નથી, કે આપણે સ્ત્રીઓને, વિધવાઓને, ને શુદ્રોને હક આપવા જોઇએ. વળી સુધારાવાળાના વિરોધી થવામાં બીજો એક મોટો લાભ છે. લોકો અમને પૂજે છે. અભણ જુના વિચારવાળા, ફક્ત (ધર્મ) શાસ્ત્રના નામથી વાદ કરી શકે; પણ અમે કેળવાએલા–બી. એ. એમ. એ. થયેલા સુધારાવાળા તો હાલના જમાનાને રૂચતા બુદ્ધિવાદથી નૂતન (વિજ્ઞાન વગેરે) શાસ્ત્રોની નવી નવી શોધના રદીઆથી લોકોને સમજાવી શકીએ. આથી સુધારાવાળાનું અમારી આગળ કાંઇ ચાલતું નથી. લોકો તો મેંઢાના ટોળાની માફક જેમ દોરીએ તેમ દોરવાય; તેથી ધર્મશાસ્ત્ર તથા નવી વિદ્યા બંને ઉપયોગમાં

લેઇને–જુનાં અને નવાં પ્રમાણ આપીને–ખોટું ખરૂં ગમે તેમ બંધ બેસાડીને અમે પ્રજાના આંધળા માનને પાત્ર થઇએ, છીએ, ને જ્યાં જઇએ ત્યાં અમારી વાહવાહ વાહવાહ થાય છે ! આ કારણોને લીધે મેં બાળલગ્નની સાર્થકતા વગેરે ચોપડીઓ લખી છે, ને અંગ્રેજી ભાષાની વિરૂદ્ધ હિંદી ભાષા બધે દાખલ કરવા મથું છું. કોઇ પણ નવો વિષય નવી રીતે ઉપસ્થિત કરીએ, તો આપણું નામ અમર થાય."

શ્રીયુતના આવા શૂરા ને ચુસ્ત રીતે જુના વિચારો છતાં શ્રીયુત ખાનગી જીંદગીમાં સુધારાવાળા છે. પોતાના છોકરાને ઘણી મોટી ઉમરે પરણાવે છે, એટલુંજ નહિ પણ પોતાની દીકરીઓને અંગ્રેજી શીખવા દે છે. તે ઉપરાંત ગર્વનર સાહેબ ડીનરપાર્ટી આપે તેમાં ભાગ લે છે; પણ તે વાત છુપાવવા એટલી બધી કાળજી લે છે, કે એકે એક પત્રના અધિપતિને ખાસ ભલામણ કરીને કે બીજી રીતે હાજર રહેલા ગૃહસ્થોની યાદીમાં પોતાનું નામ છાપવા દેતા નથી, અને આવી રીતે સુધારાવાળાની સામેના સામાન્ય આક્ષેપમાંથી તે મુક્ત થાય છે. સુધારાવાળા કહે છે તેવું કરી બતાવતા નથી, તેટલાજ માટે શ્રીયુત કરે છે તેટલું ઉઘાડું પાડતા નથી ! વેર લેવાની કેવી સરસ યુક્તિ ? આવા મુર્ખાઓથી દેશનો ઉદ્ધાર જલદી કેમ ન થાય ?



# રા. બ. તલકચંદ

અંગ્રેજી અમલની શરૂઆતથી લૌકીક પ્રગતિમાં થએલા પરિણામમાં બે બાબતો દરેક ગામમાં આપણું લક્ષ ખેંચે છે; એક નીશાળ અને બીજું વર્તમાનપત્ર. જુના વખતની ગામઠી નીશાળ હાલના જમાનાની સરકારી સ્કુલને સરખામણીમાં પહોંચી શકે નહિ અને તે સમયમાં વર્તમાનપત્ર જેવી અદ્ભુત સંસ્થા અસ્તિત્વમાં નહોતી. આ બે સાધનોએ આપણી માનસિક વૃત્તિઓ ઉપર જબરી અસર કરી છે, ને તેને લીધે મહેતાજી અને અધિપતિ એ બંને મહા પુરૂષોનાં માન ઘણાં વધી ગયાં છે. અમારા

ગામમાં **મહેતાજી** ને **અધિપતિ** છે. **મહેતાજી** સાહેબને બીજી કોઇ વખતે ઇનસાફ આપવાનું રાખીને આપણે **અધિપતિ** સાહેબ તરફ દૃષ્ટિ ફેરવીશું, કારણ કે તે સજ્જન **સ્વાહા** કલબના હોંશીઆર અને ચાલાક મેંબર છે.

**રા. બ.** તલકચંદ–આ તેમનું નામ છે–'ગુજરાત વિજય' પત્રના માલીક અને **અધિપતિ** છે, અને તે નામનું છાપખાનું પણ ચલાવે છે. મજકુર પત્ર અઠવાડિક અને **આંગ્લ**–ગુજરાતી છે, અને તેના ઘરાકોની સંખ્યા લગભગ ૫૦૦૦ ઉપર છે. જેમ બને તેમ વધુ બહોળો ફેલાવો થાય તેવી **રા. બ.** ની ઉત્કંઠા છે, તેથી તે ઘણી યુક્તિઓ યોજતા રહે છે. દરેક વર્ષે નવી નવી ભેટ–છબી કે ચોપડીની અગર બંનેની–આપતા રહે છે, અને પેપરના લવાજમ સાથે ઘરાકોના લાભ માટે એક વીમા ફંડ જોડેલું છે; તે ફંડની વહેંચણી ગત થતા વર્ગણીદારોના વારસોમાં આપે છે, પરંતુ ટપાલ ખાતાની ગફલતને લીધે કે કોઇ બીજા કારણથી વહેંચણીના મની-ઓર્ડર બરોબર પહોંચતા નથી, એવી ફરીઆદ **રા. બ.** હમેશ કરતા રહે છે.

**રા. બ.** નું શિક્ષણ વિશાળ ન હોવાને લીધે તેમણે પોતાના **અંગ્રેજી** ભાગ માટે એક ગ્રેજ્યુએટ મદદનિશ **અધિપતિ** રાખી લીધો છે; આને કરીને ડાહ્યા માણસ માફક પોતાની અપૂર્ણતા કબુલ કરવાનો દાખલો બેસાડયો છે. ગુજરાતી વિભાગ ઉપર પોતે જાતે દેખરેખ રાખે છે, અને અગ્રલેખમાં વિશેષ પોતાના વિચારોને સ્થાન આપે છે. ઉંડા તત્વવેત્તા હોવાથી, રાજકીય બાબતોમાં વાંચકો માટે મોટા મોટા મનોરથ પૂરે છે અને તેમને સદા નવી નવી અભિલાષાઓનો સ્વાદ ચખાડે છે; તેમજ સાંસારિક પ્રશ્નોનો નીવેડો ઝટ લઇને એવી રીતે લાવી દે છે કે સુધારાવાળાઓની આશાઓ મૃગજળ સમાન હોવાથી આપણે જે સ્થિતિમાં છીએ તેજ

સ્થિતિમાં નિરંતર રહેવું. એકી વખતે બે વસ્તુ બદલી નાખવી એ અશક્ય છે. અમુક વસ્તુ નક્કી માનીને ચાલીએ તો બીજી જોઈતી વસ્તુ માટે પ્રયત્ન થઈ શકે. કશું નક્કી–સ્થિર ન હોય, તો શાના ઉપર અવલંબાય ? ફક્ત હાલનું સંસારનું બંધારણ કાયમ રાખવાથી રાજકીય સુધારો અને વધારો શક્ય છે. આ નવી ફીલસુફીને જન્મ આપનાર તે છે, પરંતુ તેમના અંગ્રેજી લેખકમાં આ તત્વજ્ઞાન સમજવાની શક્તિ ન હોવાથી અંગ્રેજી વિભાગમાં તે ગોટાળો કરી નાખે છે. રા. બ. ની સઘળી રાજકીય આશાઓને અંગ્રેજી લખનાર જો કે કેવળ હવામાં ઉડાવી દેતો નથી, તોપણ કાબુમાં રાખે છે; અને સાંસારિક પ્રશ્નોની લગામ એટલી ઢીલી મૂકી દે છે, કે રા. બ. થી તદ્દન વિરોધી બોધ અંગ્રેજી ભાષાદ્વારા તેમનાજ પત્રમાં આપવામાં આવે છે. બિચારા વાચકો મુંઝાય છે, પણ તેમને ખબર નથી, કે મદદનિશ અધિપતિનાં આ " કારસ્થાન છે. "

સાહિત્યની સેવા કરવાનો તેમને શોખ છે. સંસ્કૃત જાણતા ન હોવાથી, શાસ્ત્રીઓનું આખું લશ્કર તેમણે રોકી લીધું છે, જેનું કામ જાણીતા તથા માનીતા સંસ્કૃત પુસ્તકોનું ભાષાંતર કરવાનું છે. તૈયાર થએલાં ભાષાંતર કર્ત્તા તરીકે રા. બ. છપાવે છે. આવીજ રીતે બંગાળી, મરાઠી અને અંગ્રેજી જાણનાર પગારદારી લેખકોનો તે છૂટથી ઉપયોગ કરે છે. આ શિવાય સ્વતંત્ર ચોપડીઓ પણ તેમણે રચી છે. રા. બ. જે કાંઈ લખે છે તે પ્રથમ સાદુ ને સરળ હોય છે, પરંતુ પાછળથી સંસ્કૃત કોશની મદદ લેઇને ભાષા પ્રાસાદી, સંસ્કૃતયુક્ત અને સાક્ષર યોગ્ય કરી નાંખે છે. જેમ ભાષા કઠણ અને ન સમજાય તેવી હોય, તેમ વિચારનું નવાપણું કે અસલપણું પ્રમાણમાં વધારે ગણાય એ તેમનું સૂત્ર છે.

સાહિત્યના ક્ષેત્રમાં રા. બ. જબરા શોધક છે. હસ્તલિખિત પુસ્તક કોઇ વાંચવા કે જોવા આપે તો તુરત તેની નકલ કરી લેઇ

પોતાને ખરચે છપાવી દે છે. આ ઉપરાંત જુના લેખકનો એકાદ અપ્રસિદ્ધ ગ્રંથ કોઇ બીજા વિદ્વાન તરફથી બહાર પડે, તો તેમને "અરજીણ" થાય છે, 'જેવો રોગ તેવું ઓસડ' એ ઉક્તિ પ્રમાણે પ્રસિદ્ધ થએલા પુસ્તકની દરેક લીંટીના ચાર કે પાંચ નવા પાઠ તે ઉપજાવી કાઢે અને ટીપ તરીકે દરેક પાને આ પાઠાંતર આપીને તેજ પુસ્તક જાણે નવી પ્રત હાથ લાગી હોય, તેમ ફરીથી છપાવી નાખે છે. સાહિત્યનો કેટલો બધો શોખ, અને તેની પાછળ કેવું સમર્પણ!

રા. બ. નું મત પોતા માટે ઘણું ઉંચું છે, અને તે સ્વાભાવિક છે. તેમનું માનવું એવું છે, કે હાલમાં બીજો કોઇ નૈસર્ગિક પ્રતિભા તથા ક્રિયાશક્તિવાળો વિદ્વાન ગુજરાતમાં નથી. મહીપતરામ કથાભટ, દલપતરામ ગરબીભટ અને નર્મદાશંકર જોડકણા જોડનાર હતા. ગોવર્ધનરામ ઝોલાની ફ્રેંચ નવલકથાઓનું અનુકરણ કરતા. નરસિંહરાવ અંગ્રેજી કવિઓમાંથી ભાષાંતર કરે છે, કેશવલાલ સંસ્કૃતમાંથી અવતરણ કરે છે, રમણભાઇ ટાહ્યલું ચીતરે છે, ને હરગોવિંદદાસ નિબંધો લખી જાણે છે. આ શિવાયના લેખકો તો આગીઆ જેવા માત્ર છે. આવી સ્થિતિમાં હું એકલો ખરો સાક્ષર છું, એમ તેમની ખાતરી થએલી છે, અને એ નિશ્ચયને પક્કી રીતે અનુસરીને પ્રસિદ્ધ થતા દરેક નવા પુસ્તકોનું તે પોતાના પત્રમાં અવલોકન કરે છે; અને તેના ગુણ કરતાં દોષ તરફ વધારે લક્ષ આપે છે, કેમકે ગુણ તો એમની મેળે ખીલી નીકળે છે, પણ દોષને સુધારવા માટે તે તરફ ધ્યાન ખેંચવું જોઇએ. કવીનાઇનની ગોળી કડવી હોય છે, પણ તાવ મટાડે છે, એ દૃષ્ટિથી પ્રત્યેક ચોપડીને તપાસવી એમ તે વારેવારે ભાર મૂકીને કહે છે.

તેમની પ્રજા–સેવા આટલેથી અટકતી નથી. શહેર સુધરાઇ, તેની પેટા કમિટિ તથા ટ્રસ્ટ અને પાઠશાળાના તે આગળ પડતા મેંબર છે. મત આપનાર તરીકે, જે વધુ પૈસા આપે તેને તે પોતાનો મત

આપતા હતા, તેથી તેમને એવી આદત હમેશ માટે પડી ગઇ છે; અને દરેક સંસ્થામાં જે કામ કરવાતું હોય, તેની આર્થિક બાજુ તરફ તેમનું લક્ષ સૌથી વહેલું ખેંચાય છે. પૃથ્વી કરતાં લક્ષ્મીનું આકર્ષણ ઘણું વધારે છે, તેથી દરેક જાહેર કામમાં તે પૈસો પેદા કરી શકે છે. ઓનરરી માજીસ્ટ્રેટ તરીકે તેમની ફી વકીલ કરતાં પણ મોટી છે. આવા આવા અનુકરણીય ગુણથી લોભાઇને અગ્રેસરને શોધતા ક્ષુલ્લક લોકોનાં ટોળાં દરેક સંસ્થામાં તેમની આસપાસ વીંટળાઇ વળે છે અને તેથી કરીને તેમની લાગવગ હમેશ ચંદ્રની કળા પેઠે વધતી જાય છે. અમારા ગામની સુધરાઇના તે સર ફીરોઝશાહ મહેતા છે, એમ કહીએ તો ખોટું નથી. તેમના ખંતીલા કારભારને લીધે આ ગામની સ્થિતિ સારી થઇ છે, ને શોભામાં વધારો થયો છે. રા. બ. ના હુકમથી ઠેકાણે ઠેકાણે "આ જગાએ ગંદકી કરવી નહિ." "આ ઘાસ ઉપર ચાલવું નહિ." વગેરે અર્થસૂચક પાટીઆં લગાડવામાં આવ્યાં છે, અને તેનો અમલ બરોબર થાય છે, જે જગાએ ગંદકી કરવાની નથી, ત્યાં ગંદકીજ થયા કરે છે, ને જે સ્થળે ઘાસ ઉપરથી જવાનું નથી, ત્યાં અવરજવરને લીધે ઘાસ ઉગવાનુંજ ભૂલી ગયુ છે!

આવી જાહેર સેવાઓથી સરકાર દરબારમાં રા. બ. નું માન સારૂં છે. તેમનું છાપુ પણ સરકારનું માનીતું છે; અને તેના સમજણ ન પડે તેવા વિદ્વતા ભર્યા ગુજરાતી લેખથી અંજાઇને, કે પછી અંગ્રેજી લખાણની ખરી ખૂબીથી ખુશ થઇને, પણ તેના ખરા લખનારના નામના અજાણપણામાં, સરકારે તલકચંદને રાવ બહાદુરનો ખીતાબ હમણાંજ બક્ષ્યો છે. આ ઇલકાબથી તે ઘણા પ્રસન્ન થયા છે, અને એ બે શબ્દો પોતાના નામની આગળ હંમેશાં દરેક જગ્યાએ જાતે લખતા રહે છે.

રા. બ. ઝીણી બાબતો તરફ ખાસ ધ્યાન આપે છે, અને

તેટલા માટે અમે તેમને ' સુક્ષ્મદર્શક ' અને કવચિત ' ઝીણો દાણો ' કહીએ છીએ, રોજ બનતા નાના અને જીવ વગરના બનાવો, જે આપણે સાધારણ રીતે જતા કરીએ, તે તેમના મગજમાં, અસર કર્યા વગર રહેતા નથી. એક દિવસ સવારમાં હું તેમની પાસે તેમના દિવાન-ખાનામાં બેઠો હતો, એટલામાં ટપાલવાળાએ આવીને એક કાગળ તેમને આપ્યો. આ કાગળનું સરનામું જોઇને **રા. બ.** સહેજ નાખુશ થયા હોય એમ તેમની ભ્રમર ઉપરની કરચલીઓથી મને જણાયું, પણ તે બાબત ચોક્કસ નિર્ણય ઉપર હું આવું તેટલામાં તો તેમણે તે કાગળ ટપાલવાળાને પાછો આપ્યો, ને કહ્યું " મારે આ કાગળ લેવો નથી, લખનારને પાછો મોકલો. " આ કાગળ ઉપર પૂરતી ટીકીટો છે, અને ' નોટ-પેડ ' થયો નથી, તેમ એ તેમના ઉપરનોજ છે; એ વાત ટપાલવાળે કહી, પણ તેમને ગળે ઉતરી નહિ; અને તેને એકદમ બહાર જતા રહેવાનું ફરમાવીને તે મારા તરફ ફર્યા ને મોટેથી તથા ધિક્કારયુક્ત સ્વરેથી બોલ્યા:

" જોઇ લો, આ પામર પ્રાણીઓને અને તેમની સમજશક્તિને! મારા નામ આગળ **રા. બ.** ને બદલે **રા. રા.** લખીને અપમાન કરી તે મારી પાસે મુગે મોઢે સહન કરાવવા માગે છે, પણ હું એવો મૂર્ખ નથી, કે એ કાગળનો સ્વિકાર કરૂં. "

તેમના આ ફટકાથી તો હું એટલો બધો ઘુંચવાઇ ગયો, કે મને ખબર સરખી પડી નહિ, કે શા માટે કાગળ પાછો કાઢયો હતો. હવે જ્યારે જ્યારે મને વાત યાદ આવે છે, ત્યારે ત્યારે હું તેમની પરીક્ષા અને વિવેકશક્તિને વખાણું છું, અને દરેક જણ તે વખાણશે, એમ હું ખરેખર માનું છું.



# વે. શા. સં. શાસ્ત્રી હરિહર બ્રહ્મા

અત્યાર સુધી અમારા ગામનું ધાર્મિક જીવન સરળ અને નિખાલસ રીતે ગુજરતું હતું. માતા, મહાદેવ અને હનુમાનના એમ ત્રણ મંદિર હતાં, અને ત્યાં લોકો પોતાની વૃત્તિ પ્રમાણે દર્શને જતા હતા. ચુસ્ત ભાવિકોને માટે શ્રી રણછોડરાયનું મંદિર હતું, જ્યાં પૂરા ઠાઠથી પ્રકૃતિની પૂજા થતી, અને તેના "સમો સમો" નાં દર્શનનો લાભ વધારે હર્ષથી ભક્તિ–ઘેલાઓ લેતા. પરંતુ અમારી ભક્તિ આથી આગળ જતી નહિ. અમે દર્શન કરતા તે વખતે ક્ષણભર પણ બહારના વિચારોને રજા

આપતા, મૂર્તિમાં તલ્લીન થઇ જતા, પાપનો પશ્ચાતાપ કરતા, અને સારી બુદ્ધિ માગતા હતા. મૂર્તિપૂજા અમે કેવળ બાળકવૃત્તિથી અને ખુલ્લા મનથી કરતા. કૃત્રિમતાની ઝાંખી હજી સુધી અમને થઇ નહોતી. હાથ જોડતી વખતે મનમાં બીજા વિચાર કરવાનું અમે હજુ શીખ્યા નહોતા; તેમ દિવસમાં આટલી વખત દર્શન કરવા જવું એવો " નીમ " હજી અમે લેતા થયા નહોતા.

આ બધું વધારે વખત ટકી શક્યું નહિ, જમાનાને રૂચતો ધર્મ અમારે પાળવો જોઇએ. અમારા ગામની સમૃદ્ધિની વાતો બહાર ફેલાવા લાગી, તથા સાથે સાથે અમારી ધાર્મિક દરિદ્રતા પણ છુપી રહી શકી નહિ. વડોદરાના ભવાનીશંકર નામના કોઇ સખી બ્રાહ્મણના જાણવામાં એ વાત આવતાં, તુરત તેમણે અમને ધર્મનું જ્ઞાન આપવાનો વખાણવા લાયક ઇરાદો કર્યો, અને કોઇનો પ્રશંસાપત્ર લેઇને અમારા ગામમાં આવી રણછોડજીના મંદિરમાં ઉતર્યા. પરદુઃખભંજન વિક્રમની પેઠે છાની રીતે ભલું કરવાનું પસંદ હોવાથી તેમણે 'વેદ શાસ્ત્ર સંપન્ન શાસ્ત્રી હરહરિ બ્રહ્મા'નું નામ ધારણ કર્યું છે, કે જેથી કોઇને પણ તેમની પૂર્વ અવસ્થાની તપાસ કરવાનું કશું સાધન મળે નહિ. વળી હિંદુ ધર્મની સુવિખ્યાત ત્રિમૂર્તિ, બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર, એ ત્રણેનાં નામ તેમના આ નવા અભિધાનમાં આવી ગયાં તેથી તે નામ વૃધારે ચાહવા લાયક છે.

શાસ્ત્રી મહારાજ ઘણા સાદા છે. તદ્દન બોડાવી નાખેલા માથા ઉપર " પંડિતીઆ " પાઘડી પહેરે છે. ભવ્ય કપાળ ઉપર ભસ્મનું ત્રિપુંડ કરે છે. તેમનું પેટ મોટું છે, ને તેથી તેમાં વાટા પડે છે. પોતે ખુબસુરત છે એમ માને છે, ને મગરૂરીથી શરીર ઉઘાડું રાખી બહાર ફરવા જાય છે. પગ પણ ઉઘાડા રાખે છે, કેમકે ચામડાના જોડાની આભડછેટ તેમને પસંદ નથી. ફક્ત એક નાની પોતડી પહેરે છે, ને ખભે તેટલોજ નાનો ખેસ નાખી લે છે.

ગામ માફક આવવાથી તેમણે મંદિરમાં કાયમનો વાસ કર્યો છે, ને ધીમે ધીમે ઘરધણી થઇ પડયા છે. મંદિરની સઘળી વ્યવસ્થા તેમની સુચનાને અનુસરીને થાય છે; અને ટુંકા વખતમાં ગામ ઉપર પણ તેટલુંજ સામ્રાજ્ય ચલાવશે એમ લાગે છે. તે મહા વિદ્વાન છે. વૈદકશાસ્ત્ર તેમણે વાંચ્યું છે કે કેમ તેની મને ખબર નથી, પરંતુ તે માંદાઓની દવા કરે છે, તે જાણવામાં છે, ને કેટલાકને તો ફક્ત ઠાકોરજીના "ચર્ણામૃત" થી મટાડી દે છે! નાડી પરીક્ષામાં કુશળ છે, અને નાડી ગતિ ઉપરથી અમુક દિવસે શું ખાધું છે, તે કહી આપે છે. વૈદ તરીકે તેમનું પારિતોષિક કાંઇ બહુ મોટું નથી. રોગીને ત્યાં બ્રહ્મ–ભોજન કરાવી માત્ર પાંચ સાત લાડવા પેટમાં ગોઠવી તે સંતોષ માને છે. લાડુ તેમને ઘણા પ્રિય છે. કયા બ્રાહ્મણને નથી? લાડુ એ બ્રાહ્મણત્વના પૂર્વ જન્મના સુસંસ્કારનું ચિન્હ છે, કહો કે પૂર્વે કરેલા પુણ્યનો બદલો છે. લાડુ બ્રાહ્મણોનો મોટામાં મોટો અધિકાર છે, ને તેમાં તેમનું ગૌરવ સમાયું છે, તેથી શાસ્ત્રી તેને વશીકરણ મંત્ર ગણે છે.

વૈદ કરતાં જોશી તરીકેની તેમની ખ્યાતિ વધારે છે. અત્યાર સુધી અમારા ગામમાં જન્માક્ષર કે "ટપ્પા" થતા નહોતા, પણ તેમના આવ્યા પછી દરેકે દરેક બાળકની જન્મોત્રી થવા લાગી છે. દરેક જન્મોત્રી કરવાના તે આઠ આના લે છે: કાગળ, શાહી વગેરેનું ખરચ જુદું. વળી સામુદ્રિક પ્રશ્ન પૂછવાનો પ્રત્યેક સવાલ દીઠ એક આનો લે છે, ને હાથ જોવાના, બે આના લે છે. તે ભવિષ્યમાં બનનારી વાતો કરતાં ભૂતકાળમાં થઇ ગયેલા બનાવ જલદીથી કહી આપે છે, ને જે હકિકતો કહે છે, તે સાધારણ રીતે ખરી પડે છે. આ કામમાં તેમને કોઇ મદદ કરનાર છે કે કેમ તે જાણવામાં નથી; પણ જન્મોત્રીઓ વડોદરેથી થઇને આવે છે, એવું અનુમાન કેટલાક દોઢડાહ્યા અને તેજદ્વેશી લોકો કરે છે.

તેમની સ્મરણ શક્તિ ઘણી તેજ છે. તેમના સમાગમમાં આવતા બધા માણસોના જન્મ, મરણ કે લગનની તિથિ, અથવા બીજી બાબતોની તારીખો તેમને સહેલાઇથી યાદ રહે છે, અને તે તે તારીખે યજમાનને ત્યાં કાંઇ કામ હોય, તો તેમાં મદદ કરવાને ખુશીથી હાજર થાય છે, આજ સુધી ક્રિયા કરાવનારા નાતોના ગોર અભણ હોવાથી, તેમની જગા જનસમુહના ઉદ્ધાર માટે આ વિદ્વાન પુરૂષે લીધી છે; ને તેથી ગામના બ્રાહ્મણો સ્વાભાવિક રીતે તેમના તરફ વેર રાખે, તેમની આવડત વિષે ગમે તેવી વાતો ચલાવે, તો તેમાં નવાઇ જેવું નથી, બાકી, અનુસ્વાર ને વિસર્ગનો ઉદારતાથી ઉપયોગ કરી દરેક ગુજરાતી શબ્દને એમાંથી એક લગાડી સંસ્કૃત ભાષા બનાવતાં તેમને અચ્છી રીતે આવડે છે.

આ બધા કરતાં વધારે ઉપયોગી જન-સેવા તે મંદિરમાં બજાવે છે. રોજ બપોરના બારથી ચાર વાગતાં સુધી તે ત્યાં કથા કહે છે. આપણા અણમોલ પુરાણોમાંથી નાના નાના ટુચકા લેઇને તે ઉપરથી લોકોને કીંમતી બોધ આપે છે. દષ્ટાંત તથા ઉપમા ઘટાવતાં તેમને આવડે છે. લોકોના મનમાં અમુક વાર્તા કેવી રીતે ઠસાવવી તે તેમને માલમ છે. સ્ત્રીઓનાં મન કોમળ, પોચાં અને જલદી ઉત્તેજીત થાય તેવાં હોય છે, એ લક્ષમાં રાખીને કથા સાંભળવા તેમનો જમાવ મોટો થાય તેવી ગોઠવણ કરી જાણે છે, અને સઘળી રીતે કઇ બાબતો લોકોને પસંદ પડશે તેનો પક્કો વિચાર આગળથી કરી રાખે છે. આ કારણોને લીધે કથા સાંભળવાને ઠીક ઠઠ જામે છે, અને વિશેષે સ્ત્રીઓ તો એટલી તલ્લીન થઇ જાય છે, કે ઘરકામને વિસરી જાય છે.

તેમની આવી કીર્તિ સાંભળી મને પણ કથા સાંભળવાનું એક દિવસ મન થઇ આવ્યું, પરંતુ મારામાં તે સમજવાની શક્તિ નથી, એમ મારી ખાતરી થઇ; કેમકે તેમની ભાષાના અવનવા અલંકાર

અને વ્યાકરણ પ્રયોગમાં હું ગોથાં ખાવા લાગ્યો, એટલું નહિ પણ "હતા હવા" "જે છે તે એ" "જે કહીએ તે" વગેરે લગભગ શબ્દે શબ્દે છૂટથી વપરાતા વિરામ ચિન્હોની ભૂલભૂલામણીમાંથી મારૂં પામર ભેજું બહાર નીકળી શક્યું નહિ.

શાસ્ત્રનો ઉપયોગ રોજના કામમાં કેમ કરવો, તે ઉપર તેમનું લક્ષ હોવાથી, ફલાણાવારે ફલાણી વસ્તુ ન ખાવી, ઢીંકણી તીથીએ ઢીંકણું ખાવું, અમુક શાક અમુક પ્રસંગે વર્જ્ય છે, એવી એવી જરૂરની બાબતો કથામાં નિત્ય તે ઠસાવતા રહે છે. સાદી રીતે ધર્મ પાળવા કરતાં કોઈ પણ જાતના "નીમ" દરેક માણસે લેવા જોઇએ, એવો તેમનો અભિપ્રાય છે. વિચારની પવિત્રતા કરતાં આચારની ચીવટ તેમને વધારે ગમે છે. રોજ અમુક કામ કે ફરજ બજાવવા કરતાં, અમુક ખાવું કે ન ખાવું, અમુક વખતે નહાવું કે ન નહાવું, એ બાબત તો વધારે જરૂરની છે, કેમકે નિત્ય કર્મ અથવા આચાર ધર્મનું પહેલું પગથીઉં છે. આવા બોધને લીધે ઘણી વસ્તુઓ ખાવાનું લોકે તજ્યું છે; અને લસણ, ડુંગળી, રીંગણાં, કંદ જેવી વસ્તુઓનો ભાવ કોઇ પૂછતા નથી. ઘણાં ખરાં શાક મળતાં બંધ થયાં છે, અને કાછીઆની રોજી સદંતર ઓછી થઇ ગઇ છે. તેથી બધા કાછીઆ એક વખત એકઠા થઇ શાસ્ત્રીજીને "હલકા" કરવા ગયા. તેમને આવતા જોઇને શાસ્ત્રી મહારાજે સત્કાર કરતાં પોતાના સંસ્કૃતમાં મોટેથી, શરૂ કર્યું, કે "ભો ભા કાછીઆ:" પરંતુ વિસર્ગને ઉચ્ચાર થુંકતી વખતે થતા અવાજને મળતો હોવાથી ચીઢાએલ, કાછીઆ, એકદમ શાસ્ત્રીજીના ઉપર તૂટી પડયા. સારા ભાગ્યે શાસ્ત્રીએ ઠાકોરજીનો આશ્રય લેવાનું યોગ્ય ધાર્યું. ઓડનું ચોડ વેતરાઇ તો ગયું, પણ આખરે અનાથનો બેલી ઇશ્વર. કેવી કર્તવ્ય પરાયણતા ! !



# શ્રીમદ્ ગગનાચાર્ય

આમારા ગામના ધાર્મિક જીવનની એક બાજુ તપાસીએ. અંગ્રેજી કેળવણીને પ્રતાપે ધીમે ધીમે ગ્રેજ્યુએટોની સંખ્યા વધતી જાય છે, અને બાહ્ય જીંદગી તરફના પક્ષપાત તથા ધર્મ તરફના તેમના ઉદાસીનપણાને લીધે નાસ્તિક, સંશયી અને અનિશ્ચયી માન્યતા ફેલાતી જતી માલમ પડે છે. આવા લોકોની મુક્તિનાં ચિહ્ન જણાતાં નથી. અને તેમના ઉદ્ધાર અર્થે સતત પ્રયત્નની જરૂર છે, એવી ખાતરી થતાં, એક કણબીએ કેવળ સાત્ત્વિક ભાવનાથી તે કામ માથે લીધું છે. અગાઉ તે

મુંબાઇમાં મુલકીખાતામાં સરકારી નોકર હતા. પણ કોઇનું કામ કરી આપી વ્યાજબી બદલો લીધો હશે, તે તેમના ઉપરી અધિકારીને રૂચતું ન આવવાથી, તેમને રજા આપવામાં આવી હતી. બુદ્ધ મહાત્મા માફક નવા પેગંબરની લાયકાત મેળવવા થોડો સમય નિવૃત્તિમાં ગાળીને આ ગૃહસ્થે શ્રીમદ્ ગગનાચાર્ય નામ ધારણ કરી ગૃહસ્થાશ્રમમાં સંન્યસ્ત કેવી રીતે લેવાય તેનો અજબ પ્રયોગ કરી બતાવ્યો છે.

હાલમાં ઉભરાઇ જતા વેશધારી આચાર્યો જેવા તે નથી. એમ તો, અહીંથી એક અભણ હજામ મુનિવ્રત લેઇને પાંચ સાત શાસ્ત્રીઓ ભાડે રાખી શંકરાચાર્યનો ડોળ કરી મહીસુર તરફ ગયો હતો, ને થોડાક વખતમાં દશેક હજાર રૂપીઆ કમાઇ આવ્યો હતો. આમ છુપી રીતે કામ કરનારની પંક્તિમાં શ્રીમાનનો સમાવેશ થઇ શકે તેમ નથી. તે કશું છુપાવતા નથી. તેમની પાછલી જીંદગીનો વૃત્તાંત જગજાહેર છે; અને તેમની હાલની પ્રવૃત્તિઓ પણ તેટલી મશહુર છે. ધર્મ ઉપર આસ્થા રાખવામાં, પોતે જેને કર્ત્તવ્ય માને છે તેને ખંતથી વળગી રહેવામાં, બીજાનાં મન ઉપર સચોટ અસર કરવામાં, દુનિઆથી ન ડરવામાં, તથા પોતાના દેહના કલ્યાણના માર્ગ શોધવામાં, કોઇ પણ લોકપ્રિય આચાર્યને શ્રીમાન ટક્કર મારી શકે તેમ છે.

તેમનો ધર્મ અને ફીલસુફી ઘણાં સહેલાં છે. જલદી સમજી શકાય તેવાં છે. વેદાંતના સર્વમાન્ય સિદ્ધાંતો તેમના નવા તત્વજ્ઞાનના એકમો છે. બ્રહ્મમય જગત એ તેમનું ,ધર્મસ્વરૂપ છે. આ તત્વના પાયા ઉપર જુદાં જુદાં કારણ, પ્રમાણ, હેતુ, હેત્વાભાસ, વ્યાપ્તિ સાધક બાધક પ્રમાણ, વ્યતિરેક વગેરે સઘળી જાતનાં તર્કશાસ્ત્રનાં અંગની મદદથી તેમણે ઘણો વિશાળ અને ગહન નવો ધર્મ રચ્યો છે; અને જલદીથી વધારે વિસ્તાર પામતા પંથના 'મા'રાજ', થઇ શક્યા છે સંસ્કૃત ભાષા સાથે અંગ્રેજી શીખેલાઓ માટે આ પંથ યોગ્ય હોવાથી

સારા સારા વિદ્વાનો તેમાં રોજ દાખલ થતા જાય છે; અને તેમ થાય તેમાં બિલકુલ નવાઈ નથી. વેદાંતનો ઉપયોગ વ્યવહારમાં લાભદાયી નીવડે એવા માર્ગ શ્રીમાન્ સારી રીતે બતાવી શકે છે "મારૂં તે મારા બાપનું ને તારૂં મારૂં સહીઆરૂં" એ સૂત્રમાં છેવટ તેમનો ઉપદેશ પરિણામ પામીને વધુ આકર્ષક બને છે. 'વ્યવહાર કુશળતા' એકેએક શિષ્યને દાખલા દલીલોથી શીખવવામાં આવે છે; ને ખરૂં કહીએ તો તેમનું મંદિર આ ઉપયોગી તાલીમ લેવાને માટે પાઠશાળા સમાન છે.

આ તો સંસ્કૃત જાણનાર માટે બસ થાય. અગાધ બુદ્ધિપ્રભાવથી તે જોઇ શકયા છે, કે પશ્ચિમની વિદ્યાનો પ્રસાદ પામેલા લોકો જે રોગથી પીડાય છે, તેને માટે પશ્ચિમનાંજ શસ્ત્રની જરૂર છે. ગમે તેવી ઉત્કૃષ્ટ વસ્તુ દેશી સ્વરૂપમાં તેમને પસંદ પડવાની નહિ, પરંતુ ખરાબમાં ખરાબ ચીજ બહારના ભપકાવાળા પરદેશી લેબાસમાં રજુ કરવામાં આવે, તો તે ઉપર તેઓ મરી ફીટવાના. એ કારણથી તેમના વેદાંતમાં નવી ફીલસુફીનું અતિ ગૂઢ તત્વ તેમણે ઉમેરી લીધું છે. ઇંગ્લાંડ સુધારામાં હવે પાછળ પડતો જાય છે, અને તેની વ્યવહારકુશલતામાં એક જાતની ન્યૂનતા માલમ પડે છે માટે જાપાન જર્મની વગેરે બીજા દેશોમાં છેલ્લામાં છેલ્લાં જે જે ધાર્મિક અને આધ્યાત્મિક નવાં ધતીંગો શોધી કાઢવામાં આવતાં જાય છે, તે સઘળાંનો ઉમેરો શ્રીમાન્ પોતાની ધર્મપોથીમાં કરતા જાય છે. ખાસ કરીને મેસમેરીઝમ ને હીપ્નોટીઝમ (ભુરકી) એ નામની મનોબળ વાપરવાની નવી જડેલી રીતો તેમણે સાધી છે, અને ધાગા, દોરા, તાવીજ, ચીઠીઓ, વગેરેની તાંત્રિક મદદથી બાધા આખડી આપીને પોતાના શિષ્યો તથા શિષ્યાઓનાં આધિ, વ્યાધિ, ઉપાધિ મટાડી શકે છે. અહીં ઉમેરવાની જરૂર નથી, કે આવા અસાધ્ય રોગ મટાડવાના પ્રયત્ન માત્રથી આચાર્યશ્રીને અર્થપ્રાપ્તિ સારી થાય છે.

ઉપદેશ આપવામાં તે એક્કા છે. માણસ પારખવાની તેમની શકિત તીવ્ર છે, અને તેથી માણસ જોઇને વાત કરી શકે છે, એટલે જેને જેવું રૂચે તેને તેવું કહેવામાં આવતું હોવાથી સર્વ મુમુક્ષુ તેમનાથી પ્રસન્ન રહે છે. વળી બોધ આપતી વખતે શાસ્ત્રાર્થ અથવા વાદ કરવાની વિદેશી પદ્ધતિ ધ્યાનમાં રાખે છે. આપણા પ્રત્યેક અસલી રીવાજનું અવલોકન શાસ્ત્રીય દષ્ટિએ કરીને તે એવું સાબીત કરવાને શકિતમાન થયા છે, કે દરેક ચાલ અથવા આચારનું મૂળ વિજ્ઞાન, રસાયણ કે તેવા બીજા શાસ્ત્રના કોઇ જરૂરના સિદ્ધાંતમાં છે, જેમકે સૂતક એ ખાસ વૈદકીય નિયમને આધારે છે. આ સંબંધમાં તેમના પંથના વાજીંત્રરૂપ માસિકમાં "અબોટીઉં; તેની અગત્ય, શાસ્ત્રાધારે" એ નામના તેમણે લખેલા લેખ તરફ નજર કરવી જોઇશે. આ નિબંધમાં તેમણે પૂરવાર કરી આપ્યું છે કે અબોટીઉં રેશમી બનાવટ હોવાથી નાહીને ભીના થયેલા શરીરે પહેરવાથી બેટરી ( વિજળીની પેટી ) નું કામ કરે છે, અને શરીરના સૂક્ષ્મ જ્ઞાનતંતુઓમાં વીજળીક પ્રવાહ રેડે છે. આ વાંચ્યા પછી મને સહેજ શંકા થતાં મેં શ્રીમાનને પૂછ્યું: "મહારાજ, આપનું કહેવું યથાર્થ છે, પણ અબોટીઉં આપણે રોજ ધોતા નથી, તેથી તે સુતરના પંચ્યા કરતાં ઓછું સ્વચ્છ ને તેને લીધે ઓછું પવિત્ર ન ગણાય?" જરાકે ન ગભરાતા દૂરદર્શી આશ્ચર્યથી બોલ્યા: "વત્સ, તેમ નથી. બેટરી જેમ આપણે નિત્ય ભરતા નથી તેમ અબોટીઉં પણ જરૂર પડે જ ધોવાનું છે, એ શાસ્ત્રથી ઠરેલું છે" તેમની તર્કસમૃદ્ધિમાં હું લીન થઇ ગયો !

આ નવા માર્ગની વિશેષ ખુબી એ છે, કે તે વૈરાગ્યને ધિક્કારે છે, ને સંસારમાં જે કાંઇ સુખ ને મોજ શોખ મળી શકે તે ભોગવી લેવાનો નિરંતર બોધ કરે છે. તેમના પંથના ભજનોમાંથી સતાર સારંગી વગેરેને તિલાંજલી આપવામાં આવી છે, તેને બદલે

પદ્ધતિનાં વાદ્યયંત્રો ગોઠવવામાં આવ્યા છે અને મૃગચર્મને બદલે કીનખાબ અને ભરગચ્છીથી જડેલા કોચ જ્યાં ત્યાં દષ્ટિગોચર થાય છે. મંદિરના સઘળા કાસદો મોટર ગાડીનો ઉપયોગ કરે છે. દરેક તહેવારને દિવસે આખ્યાન ને હરિકથા કરવામાં આવે છે તે વખતે ભેટની રકમ ઘણી મોટી થાય છે, ને તેને પાંચ દસ મોટર ગાડી-ઓમાં ભરીને બેંકમાં મોકલવી પડે છે.

દરેક ચીજમાંથી વધારેમાં વધારે લાભ કેમ લેવો એનું મનન **શ્રી**માન હમેશ કરતા રહે છે, કેમકે આ લોકમાં હજી એવી ઘણી ચીજો પડી રહી છે, કે જેનું પુરતું શોધન થયું નથી. પરગામ જવાનું હોય છે ત્યારે તે મેલ ટ્રેન પસંદ કરતા નથી, કેમકે તેનું ભાડું વધારે હોય છે, ને જલદીથી દોડી જાય છે; પણ મીક્સ્ડ ટ્રેનમાં મુસાફરી કરવાનું તેમને ગમે છે, કેમકે થોડા ભાડામાં વધારે વખત ગાડીનો લાભ લેઇ શકાય છે. "આથી વળી આપણો અનુભવ વધે છે, ને નવું નવું જોવાનું તથા શીખવાનું મળે છે. ધીમે ધીમે ચાલતી આગગાડીમાં બેઠેલા હોઇએ છીએ, ત્યારે જાણે લખચોરાશી અવતારમાંથી આપણે પસાર ન થતા હોઇએ, એવું ભાન થાય છે." આમ વારેવારે પોતાના હૃદયનો મર્મ બધાને સમજાવે છે.

લોકમાન્ય ધર્મગુરુ હોવા ઉપરાંત **શ્રી**માન અચ્છા લેખક છે; ગદ્ય કરતાં પદ્યને વધારે આશ્રય આપે છે. હાલમાં **વિષમ હરિગીત**, ખંડતોટક વગેરે નવા છંદો જન્મ 'પામતા જાય છે, તે જોઇને એક આખું કાવ્ય તેમણે **વિશિષ્ટ** ગઝલ નામના વૃત્તમાં રચ્યું છે, તેમાંથી નચેની પંક્તિઓ ઉતારી લીધી છે:

**કરેલાં પાપની માફી**
**પ્રભુની પાસ માગીલો, માગીલો;**
**હજી છે રે, વખત છે રે**
**ભુલે ચુકે વિસરતા ના, સરતા ના.**

ગઝલનું છેલ્લું ચરણ લંબાવી કેવુ સરસ નવું વૃત્ત ઉપજાવી કાઢયું છે? કવિને કોઇ જાતનું બંધન ન જોઇએ એમ **શ્રીમાન** માને છે, તેથી હ્રસ્વ દીર્ઘની નકામી બેડી તોડી નાખીને ⌣ — આવાં ચિહ્નોથી તેની ગરજ સારે છે. જોડણીની તદ્દન નવી સ્કુલ તેમણે ઉભી કરી છે. પ્રાસને પણ જંગલી સમયની શોધ ગણી પાણીચું આપ્યું છે; અને કેવળ **रसात्मकम् वाक्यम् काव्यम्** ઉપર આધાર રાખીને રસથી છલકાઇ જતા વાક્યના ટુકડા રચીને કવિતાની લીંટીઓ ગોઠવી દે છે, જેમકેઃ

**અમી ઝરંતાં વાદળાં,**<br>
**મધ ઝરંતાં ફુલ;**<br>
**અમૃત ઝરંતો ચંદ્રમા,**<br>
**સ્નેહ ઝરંતી માત.**

આ લીંટીઓ વાંચ્યા પછી કોણ કહી શકશે કે **શ્રીમાન**માં દેવતાઇ અંશ નથી, ને તે હરેક રીતે નવા પેગંબર થવાને યોગ્ય નથી?

*

માણસ ધારે છે કાંઇ, ને ઇશ્વર કરે છે કાંઇ. **શ્રીમાન** દેશના ઉદ્ધારમાં ઘણો મોટો ફાળો આપશે એવી હું આશા રાખતો હતો તેટલામાંજ, અને આ લેખ લખ્યા પછી **શ્રીમાન**ના [illegible] સ્વર્ગવાસની ખબર મને મળી છે. તે સ્વર્ગવાસ પણ તેમના [illegible] ચમત્કારિક હોવાથી અત્રે તેની, નોંધ લેવી દુરસ્ત ધારું [illegible] દિવસ સાંજના ભજન વખતે પદના તાલનો [illegible] સાથે બરોબર નૈસર્ગિક યોગ થતાં, તેની કાંઇક [illegible] **શ્રી**માનના આત્માને થઇ, ને તે પોતાના સિંહાસન [illegible] પડયા. શિષ્યો અને શિષ્યાઓ તેમની પાસે [illegible] જોયું તો તેમને લાગ્યું કે **શ્રીમાન** એકાગ્ર ચિત્તે [illegible]

છે. આવીજ સ્થિતિમાં શ્રીમાન આશરે આઠેક કલાક રહ્યા હશે, અને વધારે સમય રહેત, પરંતુ એક દોઢડાહ્યો શિષ્ય વૈદને બોલાવી લાવ્યો. વૈદે અભિપ્રાય આપ્યો કે "ભગવાન તો અખંડ અને અનંત સમાધિએ પહોંચ્યા છે માટે યોગ્ય તે અંતિમ સંસ્કાર તેમના દેહને આપો." આ વાત તેમના શિષ્યમંડળે પ્રથમ તો માની નહિ, પણ નિરુપાયે વૈદનું કહેવું સ્વીકાર્યું, અને ભગવાન માયાવિલુપ્ત થઈ બ્રહ્મમય થયા તેથી સંતોષ માન્યો. ઇશ્વર તેમના પવિત્ર આત્માને શાંતિ આપો ! તથાસ્તુ !

સમાપ્ત

# 卐 સંસાર લીલા 卐

[ લેખક: શ્રી: મટુભાઇ હ. કાંટાવાળા ]

ગુજરાતે એ ને

શી રીતે સત્કારી ?

*

**હિંદુસ્તાન અને પ્રજામિત્ર** [ ૯ : ૧ : ૩૨ ]

ગુજરાતી સાહિત્યમાં વર્ષો થયાં ટુંકી વાર્તાઓના લેખક તરીકે રા. નારદનું નામ જાણીતું છે. શ્રી૦ ધુમકેતુએ સાહિત્યાકાશમાં દેખા દીધી તે પહેલાનું એ નામ પ્રખ્યાત અને પ્રતિષ્ઠિત થઇ લોકાદરને પાત્ર થયું છે. રા. નારદ કોણ હશે એ વર્ષો સુધી એક ભેદજ હતો અને તે શ્રી. મટુભાઇ કાંટાવાળા હશે એવો ઘણા થોડા માણસોને ખ્યાલ હતો. આ પુસ્તકના પ્રકાશનથી એ ભેદ ખુલ્લો થાય છે અને પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે શ્રી. મટુભાઇ એ ભેદપરનો પડદો ઉઘાડે છે. 'સાહિત્ય'ના તંત્રી અને આમવર્ગના પ્રતિનિધિ તરીકે શ્રી. કાંટાવાળાનું નામ પ્રખ્યાત છે અને આ ભેદ પરનો પડદો દૂર થવાથી ગુજરાત એમને સમર્થ વાર્તાલેખક તરીકે ઓળખશે અને સત્કારશે એમાં સંશય નથી. ,

આ સંગ્રહમાં એકંદરે સત્તર નવલીકાઓ આપવામાં આવી છે અને તે એક એકથી ચઢીઆતી છે એમ કહીએ તો કંઇ અતિ-શયોક્તિ નથી. જોરદાર શૈલી, સરળ અને રસીક વાર્તાનું વહેણુ અને આપણા સામાજીક પ્રશ્નોનોની સુંદર ચર્ચામાં લેખક સિદ્ધહસ્ત છે અને એમને સંપૂર્ણ સફળતા મળી છે. પોતાની વાર્તાનું વસ્તુ કેટલીક વાર એમણે ઇંગ્રેજીમાંથી લીધું છે, છતાં એને એવી રીતે વિવેકપુરઃસર ગોઠવ્યું છે કે વાંચતાવેંત કોઇનેય જરાપણુ ન લાગે

કે એ અંગ્રેજીને આધારે યોજાયું હશે. લેખક પોતેજ અમુક વાર્તાઓ એ રીતે લખાઇ છે એમ જ્યારે કહે છે ત્યારે ખરેખર, આપણે અજબ થઇએ છીએ અને અપહરણના આ જમાનામાં લેખકની પ્રમાણીકતાની પ્રશંશા કર્યા વિના રહી શકતા નથી.

ઘરડો પ્રેમ, જેસ્સી, ભુલભુલામણી, પ્રણયલીલા, હું કેમ પરણ્યો ? વિગેરે મૌલીક વાર્તાઓ આપણા વાર્તાસાહિત્યમાં એમને યોગ્ય સ્થાન પ્રાપ્ત કરશે એમાં સંશય નથી. અત્યાર સુધી આ વાર્તાઓ સંગ્રહીત નહી હોવાથી મેટ્રીક અથવા કૅાલેજના અભ્યાસક્રમનાં પુસ્તકોમાં સ્થાન પામી ન હતી, તે ખોટ આ સંગ્રહ થવાથી પુરાશે એવી અમે આશા રાખીએ છીએ.

લેખક પોતે સંસારસુધારાના હીમાયતી છે પણ પશ્ચિમનું બધું સારૂં એવું એ માનતા નથી અને એ વિચાર એમણે સારી રીતે જાહેર કર્યા છે. સારૂં હોય તે ગમે ત્યાંથી સ્વીકારવું અને નરસું છોડી દેવું એવો એમનો આગ્રહ સ્તુત્ય છે.

આ વાર્તાસંગ્રહ સાથે શ્રી. જગમોહન મીસ્ત્રીનાં સુંદર અને ભાવપૂર્ણ ચિત્રો આપવામાં આવ્યાં છે અને તે એની ઉપયોગીતા વધારી મુકે છે.

છેવટે આ જાતના સુંદર પ્રકાશન માટે અમે એના પ્રકાશક શ્રી. પુંજાલાલ ભગવાન પારેખને અભીનંદન આપ્યા વિના રહી શકતા નથી. મનોહર મુદ્રણ, સુંદર ગેટઅપ, ભાવપૂર્ણ ચિત્રો, તેમજ અત્યાર સુધી વીરલ એવા વેલવેટાઇનના બાઇડીંગથી પોતાના પ્રકાશનને શણગારવા માટે અમે એમને ધન્યવાદ આપીએ છીએ. એમનાં પહેલાંનાં પ્રકાશનો કરતાં હમણાંનાં પ્રકાશનો વધારે સુંદર થતાં જાય છે અને જુદા જુદા સાહિત્યના જાણીતા લેખકોનો સહકાર મેળવી સાહિત્યસેવા કરવાનો એમનો મનોરથ વધાવી લેવા જેવો છે.

*

**સાહિત્ય** [ ફેબ્રુઆરી : ૧૯૩૨ ]

**આ** આખું પુસ્તક હું વાંચી ગયો છું. એમાં બધી મળીને ૧૭ વાતો છે. ( એ બધી જોવાથી જણાય છે કે " સંસાર " શબ્દનો " વિશ્વ " એવો વ્યાપક અર્થ અહીં લેવાનો નથી, પણ "ઘરસંસાર" એવો રૂઢ અર્થ લેવાનો છે. ) આ વાતોમાં કેટલીક બાબતો માળામાંના દોરાની પેઠે દરેક વાતમાં સમાનપણે વણાયેલી છે અને કેટલીક બાબતો દરેક વાતને એક બીજીથી ભિન્ન જણાવી આપનાર લક્ષણ તરિકે વિશેષ છે. ભાષા શૈલી એ દરેક વાતમાં સમાન છે. અને તેની સાથેજ તરૂણોને પ્રિય એવું સ્ત્રી સૌંદર્યનું વર્ણન અને સ્ત્રી પુરૂષનો લગ્ન પૂર્વનો પ્રેમ; સ્ત્રીઓની ઉંચી કેળવણી, તેમના સુધરેલા (!) વિચારો અને ઇતિહાસ–વિજ્ઞાન–આદિની માહિતી; રૂઢિ અથવા જૂના વિચારો–જેવા કે બાળલગ્ન, વૃદ્ધ વિવાહ, શુક્રવાર કે સામો કાળ વગેરેના વહેમ ઇત્યાદિ–પ્રત્યે પક્ષપાત, સ્ત્રી પુરૂષોનાં–આજ કાલ લોકોમાં પ્રચલિત છે તેવાં–પ્રાયઃ સંસ્કૃત કે બંગાળી નામો; ઇત્યાદિ બાબતો આખા ગ્રંથમાં બહુધા દરેક વાતમાં દૃષ્ટિગોચર થાય છે.

એ સિવાય ગ્રંથ રચનામાં પ્રસંગોની વિવિધતા તથા દરેક વાતમાંથી મળતો બોધ એ તેમાં વિશેષતા છે. મારા સમજવા પ્રમાણે કાવ્ય સાહિત્યના લેખક તરિકે જો કાંઇ કઠણમાં કઠણ રચના હોય તો તે નાટકની છે. લાંબી વાર્તામાં કે કાવ્યમાં લેખક જૂદાં જૂદાં અનેક સંવિધાનદ્વારા વાંચનારની જિજ્ઞાસાને લબાવીને તેને તલ્લીન કરી શકે છે, પણ નાટકમાં તો અમુક હદમાં રહીનેજ રસની જમાવટ કરવાની હોય છે. તેના કરતાં પણ ટુંકી વાર્તાઓમાં વાંચનારને રસમાં તલ્લીન કરવાનું વિશેષ કઠણ છે, કેમકે ટુંકી વાર્તા એટલે ફક્ત એકજ અંકનું નાટક ! ઘણા અંકોમાં થઇને જે કાર્ય કરવાનું, તે આ એક અંકના નાટકમાંજ કરવાનું હોય છે ! એમ છતાં આ પુસ્તકની સત્તરે વાતોમાં વાંચકને તલ્લીન કરનારી લેખકની અજબ

કલ્પના મેં જોઇ છે ! કોઇ જગોએ શૃંગાર, કોઇ જગોએ હાસ્ય તો કોઇ જગોએ અદ્દભુત રસમાં વાંચનાર તલ્લીન થાય એવી લેખકની વસ્તુસંકલનાની ખૂબી છે. અને તે જોઇને એના લેખક વિદ્વાનને હું ધન્યવાદ આપ્યા સિવાય રહી શકતો નથી.

આ બધા સાથે ગ્રંથની ભાષા શૈલી જોઇને તો મને ઘણોજ આનંદ થયો છે. પાત્રને ઘટે તેવી ભાષા લખવાનો તો દરેક લેખક આગ્રહ રાખે; પણ અહીં તેની સાથે સામાન્યતઃ ગ્રંથની ભાષા સહેલી અને મધુર છતાં ગ્રામ્ય કે અશુદ્ધ નથી, પણ શુદ્ધ અને સંસ્કારી છે. વળી મુરબ્બી શ્રી રા. બ. હરગોવિંદદાસની પેઠે ખાસ ગુજરાતી તળપદા શબ્દોની પણ યોગ્ય સ્થળે ઘટના તથા વ્યવહારૂ ગુજરાતી ભાષા વગર પ્રયત્ને લખાયલી જોવામાં આવે છે.

રા. મટુભાઇનો આ ગ્રંથ જોઇ મને તો આશ્ચર્યજ થયું છે ! કેમકે એમના વ્યાપારી વ્યવસાયમાંથી પરવારી એ, “ **સાહિત્ય** ” માટે કાંઇ લખવું પડે તે સિવાય કાંઇ ખાસ લખતા હશે એમ હું ધારતો ન હોતો. એમ છતાં, આ ટુંકી છતાં આકર્ષક અને બોધક વાર્તાઓ એમણે લખી છે, તે જોઇ કોઇ પણ રસજ્ઞ આનંદ પામ્યા સિવાય રહેશે નહિ.

**સંસાર લીલાના** પુસ્તકમાં વાર્તા સિવાય પણ ઘણીક મનોરંજક બાબતો છે; જ્યાં જ્યાં પ્રસંગ આવે છે, ત્યાં ત્યાં એક સારા કવિના જેવું સૃષ્ટિ સૌંદર્ય વર્ણવીને વાંચનારના મનમાં તે સમય, તે સ્થળ, અથવા તે વસ્તુનું ચિત્ર ખડું કરી દીધું છે ! જુઓ પૃ. ૪૦ **માલવિકાના** રૂપનું વર્ણન; પૃ. ૫૨ મે ચોમાસામાં ઝૂલતા પૂલ ઉપરથી આસપાસની શોભાનું વર્ણન; પૃ. ૨૦૫ માં ઘરની સાદી પણ સારી રસોઇનું વર્ણન ઇત્યાદિ. વળી **મહાભારતના** કર્તા વ્યાસ મહર્ષિની પેઠેજ જે વિષય વર્ણવવા માંડયો, તેની અંગત માહિતી હોય તેવું જ સરસ વર્ણન ઠામ ઠામ જોવામાં આવે છે; ‘ જંતુ લીલા ’ ‘ **આકાશવાણી** ’ ડાકોરથી ઉમરેઠનો રસ્તો, મુંબાઇથી **નાસિકની**

મુસાફરી, અને નાસિક રોડ ઉપરને બંગલે જવાનો રસ્તો, ઇત્યાદિ , એવા પરિચયનાં ઉદાહરણો છે.

પાછળ કહ્યું છે તેમ આ પુસ્તકની પ્રત્યેક વાર્તામાં કાંઇ ને કાંઇ ઉપદેશ તથા આનંદ આપે એવું પણ ઘણું છે, જેમ,–૧ લી વાર્તામાં વૃદ્ધ વિવાહ ન કરવાનો ઉપદેશ છે બીજીમાં, નીતિ વગરની કેલવણી સ્ત્રીઓને કેવી તોછડી બનાવે છે. તેનું ઉદાહરણ છે. "સમાજ સેવા" એ વાતમાં સ્ત્રીઓ જાહેરમાં બહુ ભાગ લે તેથી પુરૂષોને ઘરસુખ મળતું નથી, ઇત્યાદિ ઉપદેશ છે. પાંચમી વાતમાં માતાના પ્રેમનું એવું સારૂં ઉદાહરણ છે કે તે દરેક છોકરાએ વાંચવું ઘટે છે. " જેસ્સી " ની વાત બહુ રમૂજી, અસરકારક છે, વાર્તા પૂરી ગમત સાથે હર્ષનાં આંસુ આણે એવી છે. એમાં વિલાયતી મોહમાં ફસાતા જુવાનીઆઓ માટે બહુ સારી શીખામણ છે. " જંતુ લીલા" માં વિદ્યા વગેરેમાં 'એકદેશી' થઇ જનારાઓની મશ્કરી પણ છે. " હું કેમ પરણ્યો " એ વાત તો બહુ રમૂજી છે. પુનર્લગ્ન કરવાની અજબ યુક્તિ શોધનાર બાઇની આ ચમત્કારિક વાત છે.

એજ રીતે બધી વાતોનું તત્ત્વ બતાવવા કરતાં હું હરકોઇને આ વાતો વાંચી જવાની ભલામણ કરૂં છું. નાનાં મોટાં સહુને વાર્તાઓ પ્રિય હોય છે. એવી વાર્તાઓ દ્વારા સંસારની લીલા વર્ણવીને ગ્રંથકારે ગુજરાતી ટુંકી વાર્તાઓના સમુદાયમાં સારો વધારો કર્યો છે.

છોટાલાલ નરભેરામ ભટ્ટ

*

**Bombay Chronicle [ 7 : 2 : 32 ]**

As the editor of the Gujrati monthly "Sahitya," Mr. Matubhai Kantavala has long since made his mark, as a fearless critic of Gujarati literature. But he is not merely a critic.

He is a delightful writer of short popular stories reflecting the present state of Hindu Society in Gujarat. His contributions have been read with pleasure, because the sarcasm contained in them and the lessons meant to be conveyed by them, are so intermingled that the reader's interest is pleasantly sustained. The preface shows the various stages in the process of the evolution of the writer's approach to this branch of literature and the seventeen stories published in this handsomely bound volume with a promise of more to come are certainly representative of this author's best work. They are intended to belong to the "geure" of light literature and literally they are light in style, settling and expression. We welcome the book as a valuable model of what literature of this kind should be.

*

**નવચેતન** [ માર્ચ : ૧૯૩૨ ]

"**નારદ**"ના ઉપનામથી "**સાહિત્ય**" માસિકના તંત્રી શ્રીયુત **મટુભાઇ** કાંટાવાળાએ જુદા જુદા સામયિકોમાં ટુંકી વાર્તાઓ લખેલ તેનો આ સંગ્રહ છે. શ્રી. **મટુભાઇ**ની નવલિકાઓની વિશેષતા એ છે કે તેમની કૃતિઓ Realistic હોય છે ને ભાષા લઢાયેલી હોય છે. વળી તેમનો ગૂઢ હાસ્યરસ આપણા સાહિત્યમાં વિરલ છે. આ પ્રકારનો હાસ્યરસ "ઘરડો પ્રેમ" "હું કેમ પરણ્યો" અને "શુક્રવાર" માં વધુ સ્પષ્ટરૂપે તરવરે છે. નવલિકાઓ લગભગ

બધી જ સામાજીક છે ને આપણા સંસારનું ને સમાજનું હૂબહૂ પ્રતિબિમ્બ પાડે છે. રા. "**નારદ**" ની લેખિની માટે અમને આજ વર્ષો થયાં માન છે ને તેથી તેમની નવલિકાઓનું આ સુંદર પુસ્તક નીરખી અમને વિશેષ આનંદ થયો છે. સુંદર છપાઇ, સુઘડ ચિત્રો ને આંખે ઉઠી વળગે એવી પાકાં પુંઠાની બાંધણી સાથેનું પોણા ત્રણસો પાનાનું આ પુસ્તક રૂ. ૩) ની કિંમતે પુંજાલાલ ભગવાન **પારેખ**, વઢવાણ સીટી, એ શીરનામેથી મળી શકે છે.

*

**સયાજી વિજય** [ ૨૫ : ૨ : ૩૨ ]

સાહિત્યમાં '**નારદ**' ના તખલ્લુસથી કેટલાંક વર્ષો પહેલાં પ્રસિદ્ધ થતી વાર્તાઓએ નવલકથાના રસીકોનું ખુબ ધ્યાન ખેંચ્યું હતું અને તે વાર્તાઓ ઘણી લોકપ્રિય થવાથી તેનો સંગ્રહ પુસ્તકના રૂપમાં પ્રકટ કરવાની માગણી ચાલુ હતી. જે આટલા લાંબા વખતે તખલ્લુસનો ભેદ ખુલ્લો થઇ છેવટે સાકાર થયેલી જોઇ ઘણી ખુશી ઉપજે છે. ભાષાંતરોથી શરૂ કરી, અનુવાદ અને તે પછી અસલ વાતો એ પ્રમાણે ક્રમે ક્રમે વાર્તાના સાહિત્યનો લેખકને હાથે સુંદર રીતે વિકાસ થયો છે. તે આ સંગ્રહમાંની વાર્તાઓ વાંચવાથી જોઇ શકાય છે. આપણા ઘર અને સંસારમાં દરરોજના બનતા સાધારણ હમેશના બનાવોને સુરળિત સુરેખ રીતે ગોઠવી વાર્તાઓનું મનોહર રૂપ આપણા આધુનિક ગુજરાતી ઘરસંસારનો તાદશ ચીતાર આપવામાં અને ખાસ કરીને આકાશવાણી, જંતુલીલા, અને ઝાંઝવા જેવા વિજ્ઞાનશુષ્ક વિષયોને સાદી અને રસીક વાર્તાની પદ્ધતિએ સમજાવવા લેખકનો પ્રયત્ન સફળ હોઇ હાલના વાર્તાયુગમાં નવલ અને વાર્તાઓના લેખકોને માર્ગદર્શક અને અનુકરણીય છે.

*

**બે ઘડી મોજ** [ ૩૧ : ૧ : ૩૨ ]

**સંસાર લીલા:** લેખક: શ્રી **મટુભાઇ કાંટાવાલા**: જુદે જુદે સ્થળે તેમને નામે અને "**નારદ**"ના તખલ્લુસ હેઠળ પ્રગટ થયેલી વાર્તાઓનો સંગ્રહ: સુંદર chamois બાઇન્ડીંગ અને get up. શ્રી જગમોહન **મીસ્ત્રી**નાં સુંદર ચિત્રો સહિત. '**સાહિત્ય**'ના આ વિદ્વાન સાક્ષર તંત્રીની વાર્તાઓ માટે વિશેષ કહેતા નથી.

*

**નવગુજરાત** [ ૧૮ : ૧ : ૩૨ ]

'**સાહિત્ય**'માં '**નારદ**'ના છુપા નામથી ટુંકી વાર્તાઓ આવતી તે વંચાતી ખુબ, પણ '**હાજીમહમદ સ્મારક**ગ્રંથ'માં જ્યારથી "**નારદ**" ની 'હું કેમ પરણ્યો' નવલિકા પ્રગટ થઇ ત્યારથી '**નારદે**' સાહિત્ય જગતનું ધ્યાન ખેંચ્યું. ગુજરાતી નવલિકા લેખકોમાં સરળ અને મર્માળી શૈલી અને વાસ્તવિક વસ્તુ વિધાન માટે '**નારદ**' ધીરે ધીરે મશહુર થયા અને પછી તો '**નારદ**' એજ **મટુભાઇ** એ ભેદ ખુલ્લો થઈ ગયો. "**સાહિત્યકાર**" **મટુભાઇ** વળી નવલિકાઓ લખેજ શી રીતે એવો એક પ્રશ્ન એક દિવસ એક જાણીતા ગુજરાતી સંસ્કારી અમલદારે ઉઠાવ્યો હતો, પણ **રામ**નારાયણ **પાઠક**ને માથે જવાબદારી પડી અને એમને 'દ્વિરેફ' ને નામે નવલીકાઓ લખવી પડી તેવુંજ '**નારદ**'નું થયું છે. આવી પડે છતાં એમાં સફળતા મળે એવાં ઉદાહરણ ઓછા હોય છે. '**નારદ**' અને 'દ્વિરેફ' એ સફળ ઉદાહરણો છે ખરાં.

'**સંસારલીલા**' નું નામ આ સંગ્રહને યોગ્યજ અપાયું છે. એમાં સમાવેલી લગભગ ૧૭ વાર્તાઓ ગુજરાતી સંસારનાં વિવિધ મધુર અને મનોહર ચિત્રો છે.

*

કૌમુદી [ માર્ચ : ૩૨ ]

**સંસારલીલા:** એક ઘણા પ્રાથમિક પણ સૂચક શ્લેષાલંકારથી શરૂઆત કરવી હોય તો એમ કહી શકાય કે રા. મટુભાઇ 'સાહિત્ય' કાર થયા તેથીજ સાહિત્યકાર થઇ શક્યા. 'સાહિત્ય'ના તંત્રી તરીકે, તેનો ફેલાવો વધારવાના વાજબી ઉદ્દેશથી, તેમને માથે વાર્તાનું સાહિત્ય રચવાની ફરજ આવી પડી અને એ તેમણે ઉઠાવી. રા. મટુભાઈ કરતાં ઓછા અનુભવો કે નબળી લેખનશક્તિવાળા માણસને માથે એવી ફરજ આવી હોત, તો તેની રચેલી વાર્તાઓ ન લોકપ્રિય થાત, ન તો શિષ્ટતર વાચકવિવેચકોના સમાજમાં અમુક દરજ્જાનો છતાં સાચા દિલનો આદર પામી શકી હોત. 'સંસારલીલા'માંની વાર્તાઓ એ લોકપ્રિયતા અને એવો આદર પામી શકી છે, તે કર્તાના ગુજરાતી સમાજના ઉત્સાહી નિષ્ઠાવંત મર્મગામી થવા મથતા નિરીક્ષણને પરિણામે; તેમજ, ગુજરાતી સંસારનાં જુદાં જુદાં અભ્યાસપાત્ર સ્વરૂપોના તળપદ ગુજરાતની નિરાડંબર ભાષામાં કરાયલા આલેખનને લીધે. નિરપેક્ષ ધોરણે વિચારતાં, વાર્તાકલાની સંમાન્ય શ્રેષ્ઠ ભાવનાઓને લક્ષમાં રાખીને અવલોકતાં, વાર્તાઓમાં કશું અહોબુદ્ધિ ઉપજાવે તેવું નથી એ ખરૂં; ને, સત્તરમાંથી ઓછામાં ઓછી છ સાત વાર્તા વધુ ઓછી ગંભીર ગળતીઓને લીધે[1] રસાળતામાં ઉણી ઊતરે છે એ પણ ખરૂં. આ બધું છતાં, જેવી છે તેવી આ સરળ રચનાઓને એક વાર સ્વીકારી લઇએ, એટલે એમ તો કહેવું જ જોઇએ કે, ગુજરાતી વાઙ્મયમાં એક વિશિષ્ટ વાર્તાસંગ્રહ ઉમેર્યાનો અને વાચકોને હિતકર ને પરોક્ષબોધક છતાં નીરસ નહિ એવું વાચન આપ્યાનો જશ રા. મટુભાઇ કમાયા છે.

---

૧. તેમાંની ત્રણ ચાર ગળતીઓ ભણી આંગળી જ ચીંધીશું: (૧) 'વાસ્તવિક તરીકે ઓળખાયેલી ' ભૂલ ભૂલામણી ' અસંભવ

સત્તરમાંની અગિયાર વાર્તાઓ[2] –પોણોસો ટકાથીય વધુ–અમને કશી ખોડખાંપણ વિનાની લાગી છે એમ કહેતાં આનંદ થાય છે. ખાસ કરી, અનુ–પ્રતિ–લોમ ને સમાજ સેવાવાળી રચનાઓમાં તથા 'કુલાગરો' 'કંકોત્રી' અને 'કોનો વર?' માં જે વિચક્ષણતાભર્યું વસ્તુવિધાન છે તે પ્રશંસાપાત્ર કહેવા જેવું છે. એ જ રીતે, નિર્દોષ ને દોષયુક્ત બંને પ્રકારની વાર્તાઓમાં કેટલાંક સ્ત્રી પાત્રોનું (વાર્તા નં. ૪ની) શ્યામા; (નં. ૬ ની) જેસ્સી; વિજયા

---

દોષથી ભરેલી છે. (૨) બીજી રીતે સંગ્રહની સારી વાર્તાઓમાંની એક જે 'હું કેમ પરણ્યો?' તેમાં પૃ. ૧૩૬ માં પરનું લુંટારાનું વર્તન તથા પૃ. ૧૪૨ મા પરનું વિધાન "સૌ મને ભૂલી ગયા"– બેમાંથી એકે પ્રતીતિજનક નથી. આ વાર્તા ખરી બનેલી બીનાને આધારે રચાઇ છે, પણ બનેલ બીના આમ કાચા રૂપમાં જ રજુ થાય એ રચના કૌશલની ખામી જ. (૩) 'જેસ્સી' 'આકાશવાણી' 'પ્રણયલીલા' અને 'વશીકરણ' માં, આખરે જે ભેદ ખુલવાનો છે, તે વાચક અગાઉથી પામી જાય છે (પહેલીમાં આ ન થાત, જો જેસ્સીને એ સ્વાંગમાં આણનાર નાયકમિત્ર ખરશેદજીને બદલે કોઇ ત્રાહિત પારસીને ગોઠવ્યા હોત તો.) તે પણ આવી ખામીઓ. (૪) પહેલી વાર્તામાં, તાપીતટે નાયક અને સાધુવેષી ઉમંગલાલ (સાધુ એ જ ઉ. એવુ સ્પષ્ટ સૂચન અંતમાં હોવાથી જ સવાલ થાય) કેવળ અકસ્માતથી મળી જતા જણાય છે; ઉ. એ કયાંથી જાણ્યું કે નાયક ત્યાં ફરવા આવનાર છે? (યાદ રાખવાનું છે કે, કર્તા વાર્તાનો ધાર્યો અંત લાવી શકયા છે, તે ઉ. એ સાધુ તરીકે નાયકને આપેલા વૃદ્ધ વિવાહવિરોધી ઉપદેશને લીધે જ.) તેથી, કૃતિની આ મોટી ક્ષતિ.

૨. 'ભાભી' 'અનુલોમ વિ. પ્રતિલોમ' 'સમાજ સેવા' 'આકાશવાણી' 'આપકર્મી' એ પાંચ, તથા છેલ્લી છએ છ વાર્તાઓ.

( નં. ૧૩ ); લક્ષ્મી ( નં. ૯ ); રાધા ( નં. ૧૦ ); ગુલાબ ( નં. ૧૨ ) અને લુંટારા પાત્રોનું ( નં. ૯ ને ૧૭ ) આલેખન મઝેનું છે, માનજનક છે. જે ત્રીજી વિશેષતા ભણી ધ્યાન ખેંચવું ગમે તેવું છે, એ પુસ્તકના લગભગ પાનેપાના પર પ્રગટ થતો લેખકનો ગુજરાતીપણા માટેનો તીવ્ર પક્ષપાત. એ પુસ્તકમાં જેટલો વ્યાપક છે તેટલો ઊંડો કદાચ નહિ હોય; કોઇવાર, પ્રેમાનંદમાંથી લેવાયલાં દૃષ્ટાંત કે અવતરણ કૃત્રિમ પણ લાગી જાય છે. આમ છતાં એટલું કહેવું જોઇએ કે પૃ. ૭૫, ૭૬ મા પરનું ખેતરવર્ણન; ચાણોદ કરનાળીના મશહુર સૃષ્ટિસૌંદર્યનું પૃ. ૮૬ મા પરનું સાદું પણ તાદૃશ વર્ણન; પૃ. ૧૦૩–૦૪ મા પરની આપણાં ગરીબ કે અલ્પસાધન ઘરોની પણ કલાપ્રિયતા; અને પૃ. ૧૩૨–૩૩ મા પરનું ડાકોરઉમરેઠના રસ્તાનું આકર્ષક ચિત્રઃ જેમ આ સર્વ, તેમ ગુજરાતી સ્ત્રીપુરુષો અને તેમના સમાજજીવનનો ચિતાર અને તેમ જ, ઠેર ઠેર વપરાયલા અર્થવાહી અસરકારક તળપદા શબ્દોવાળી–અસામાન્ય ભભક કે ગૌરવવાળી તો નહિ, પણ હાથમાંના હેતુપૂરતી સારી બેશ–ગુજરાતી ભાષાશૈલીઃ આવા ગુણો વડે અંકિત આ 'સંસારલીલા' દરેક હોંસીલા વાર્તાશોખીને આપણા સંસારની કેટલીક લાક્ષણિક લીલાઓનું અચ્છું દર્શન કરાવે તેવી છે એમ ખુશીથી કહી શકાય.

*

**મુંબાઇ સમાચાર** [ ૨૬ : ૧૨ : ૩૧ ]

ગુજરાતી સાહિત્ય પરીષદમાં આમવર્ગના પ્રતિનિધિ મનાતા શ્રી મટુભાઇ હરગોવીંદદાસ કાંટાવાલાએ લખેલી ટુંકી વાર્તાઓમાંથી ૧૭ નો સંગ્રહ 'સંસારલીલા' ને નામે 'રસિક નવલકથામાલા'ના પુસ્તક ૨૮ મા તરીકે વઢવાણ સીટી ખાતેથી શ્રી. પુંજાલાલ ભગવાન પારેખે પ્રગટ કર્યો છે. આ વાર્તાઓ બધી અસલ નથી પણ તેમાંની કેટલીકનું વસ્તુ પરદેશી ભાષામાંથી લેવામાં આવ્યું છે

છતાં તે ગુજરાતના હીંદુ સમાજને એવી સુંદર રીતે લાગુ પાડી એ સમાજની લીલાનું એવું તાદ્રશ્ય ચીત્ર રજુ કરવામાં આવ્યું છે કે કેટલીક વાર્તાઓ અસલ જેવી લાગ્યા વિના રહેતી નથી. ટુંકી વાર્તાઓનો શોખ ગુજરાતી પ્રજા વચ્ચે વધતો જાય છે તે પુરો પાડવા માટે બીજી ભાષામાં પ્રગટ થયેલા વાર્તાના સાહિત્યપર આધાર રાખવાને બદલે આપણી આસપાસ નજર નાખવામાં આવે તો જનસમાજને રૂચે અને તેની સામાજીક અને બીજી સ્થિતિ સુધારી શકાય તેવું ઘણું તેને આપી શકાય. અસ્તુ.

'સંસાર લીલા' માંની બધી વાર્તાઓ એકી વખતે લખાયલી નથી. લગભગ ૧૫–૨૦ વર્ષના ગાળા વચ્ચે તે લખાયલી છે એટલે સ્ત્રી વર્ગ વિષે ઉચ્ચારાયલો અભિપ્રાય અત્યારના જમાના અને સ્ત્રીઓની હાલની જાગૃતિ સાથે બંધબેસતો કદાચિત ન લાગે એ બનવાજોગ છે પણ શ્રી. સટુભાઇ કાંટાવાલાને અન્યાય ન થાય તે માટે જણાવવાની જરૂર છે કે તેઓ તેમના પીતાના જેટલાજ સમાજ સુધારા અને સ્ત્રી સ્વાતંત્ર્યના હીમાયતી છે. તેમની વાર્તાઓ હીંદુ સંસારનું ચીત્ર રજુ કરીને અટકી નથી પણ સુધારો કેવી રીતે થાય તેનું પણ તેમાંથી સુચન મળે છે. 'ઘરડો પ્રેમ' માં ૧૫ વર્ષની બાળકી પોતાની સાથે પરણવા નીકળેલા મોટી ઉમરના પુરૂષને નહિ પરણવાને સમજાવી શકે છે પણ ૧૫ વર્ષની બાળા પુષ્પાના મુખમાં તેના કરતા મોટી વયની છોકરીને શોભે એવા ડહાપણના શબ્દો મુકવામાં આવ્યા છે. આનું કારણ એ હોઇ શકે કે એ વાર્તા લખાઇ હશે ત્યારે છોકરીઓને ૧૫ વર્ષ કરતાં મોટી ઉમરની કરવામાં આવતી નહિ હોય, પણ હવે ગુજરાતના હીંદુ સમાજમાં ૧૮–૨૦ વર્ષની કન્યા તો ઘણી સામાન્ય નજરે પડે છે. અનુલોમ વિ૦ પ્રતીલોમમાં સ્વરૂપવાન નહિ એવી સ્ત્રીઓ પણ પોતાના પતીને કેવી રીતે વશ કરી શકે તેનો કીમીયો શાંતાના પાત્ર દ્વારા રજુ કરવામાં

આવ્યો છે. આ વાર્તામાં જ્ઞાતીબંધન તોડી નીચી જ્ઞાતીની કન્યા સાથે લગ્ન કરાવવામાં આવ્યા છે. 'સમાજ સેવા' ની વાર્તા અત્યારની ગુજરાતણોને કદાચીત નહિ ગમે. અત્યારે તો રાષ્ટ્ર સેવા સર્વોત્તમ ગણાય. રાષ્ટ્ર સેવા અને જાહેર જીવનમાં પડતી સન્નારીઓ પોતાના ઘર તરફ બેદરકાર નથી તે અનુભવ પરથી વધુ ને વધુ સિદ્ધ થતું જાય છે. ભણેલી સ્ત્રીઓ ગૃહ કામ અને સંસાર માટે નકામી થઇ પડે છે એ માન્યતા તુટતી જાય છે. જ્યોત્સ્ના પરોપકારનું કામ કરે છે પણ તે પોતાની ઇચ્છા વિરૂદ્ધ પતીને રાજી રાખવા ખાતરજ; આટલે દરજ્જે સ્ત્રીઓની પરતંત્રતા ખીજવાટ ઉત્પન્ન કર્યા વિના રહેતી નથી. પરસ્ત્રીપુરૂષોને શક ઉત્પન્ન થાય તેવી રીતે પરપુરૂષ જોડે ફરવાને જ્યોત્સ્ના પતીની આજ્ઞાથી કબુલ થાય છે તેનું પરીણામ સારૂં આવે છે અને શ્યામાનો સંસાર સુધરી જાય છે. 'જેસ્સી' ની વાર્તામાં અણગમતી થઇ પડેલી સ્ત્રી અમુક શીક્ષણ મેળવતાં અને વેષ અને નામ બદલતાં પતીની માનીતી થઇ પડે છે. આ વાર્તામાં સીવીલીયનને તેના મીત્ર ખરશેદજી મદદ કરે છે અને સીવીલીયનની નહિ ગમતી સ્ત્રીને પોતાને ત્યાં રાખી તેને કેળવે છે અને હીંદુ સીવીલીયન તેને પારસણ સમજી તેના તરફ આકર્ષાય છે અને પ્રેમની માંગણી કરે છે. આખરે જેસી તે તેની જસોદાજ છે તે ભેદ ખુલ્લો પડે છે અને બંને પતીપત્ની તરીકે સુખમાં રહે છે. 'આપકર્મી 'ની વાર્તા હીંદુ સમાજ છોકરા કરતાં છોકરીની કેળવણી પ્રત્યે હજુ કેટલી બેદરકાર છે તેનું ભાન કરાવે છે. હસમુખને ડોકટરની પરીક્ષામાં પસાર કરાવ્યા બાદ તેની પાસે તબીબી ધંધો કરાવી સ્ત્રીઓની સેવા કરાવી હોત તો ઠીક થાત એમ લાગ્યા વિના રહેતું નથી. પરદા અને લાજના રીવાજથી કેવા ઘોટાળા થાય છે તે 'ભુલભુલામણી' અને બીજી વાર્તાઓ પરથી સમજી શકાય છે. આ ઉપરાંત બીજી વાર્તાઓ પણ અનેક રીતે સારી અને માર્ગદર્શક છે. આપણા રીતરીવાજો સારા હોય તેની

 Very good very

સરસાઇ બતાવવા સાથે ખોટા રીતરીવાજનાં પરીણામ ચીતારવામાં આવ્યાં છે. પશ્ચિમનું બધુંજ સારૂં એવી માન્યતા તોડવાનો પ્રયત્ન સફળ થયો છે 'ફુલાગરા ' ની વાર્તામાં આચ્છવલાલ કહે છે કે "ગવારફળીની નસો ખેંચવાનું, અગર સરગવાની શીંગો ચુસવાનું તને ન ગમે, પણ વીલાયતી ખાણું હોય અને તેમાં છરી કાંટાથી ખાવાનાં ઢોંગ હોય છતાં તમે લોકો 'એસ્પેરેગસ' પીરસવામાં આવે તો તેને હાથથી ઝાલી મોઢેથી ચુસો ! અમારાં અબોટીયાં તમને ન ગમે એટલે જમતી વખતે અમારે પોષાક બદલવો નહિ એમ તમો ઇચ્છો પરંતુ વીલાયતી ખાણું હોય તો તમે પોતે ખાણાંને લાયક પોષાક પહેરો ! ભોજન વખતના અમારા શ્લોક તમને પસંદ ન પડે પણ ખાણા વખતે ભાષણો કરવાનો તમારો શીષ્ટાચાર ! સીમંતવાળીને દીયર લપડાક મારે તે ન ગમે, પણ ખાણા વખતે પરાયા પુરૂષના બગલમાં હાથ ઘાલી જમવા જવામાં માન માનવું!" વારતાનો આ સંગ્રહ વાંચવા જેવો છે.

3104૨

*

**ગુજરાતી પંચ** [ ૧૭ : ૧ : ૩૨ ]

આ પુસ્તક બહાર પાડવામાં શ્રી: પુંજાલાલે ગુજરાતી સાહિત્યમાં ઠીક વધારો કર્યો છે. 'નારદ' તખલ્લુસથી 'સાહિત્ય' માસિકમાં જ્યારે એમાંની વાતો પ્રકટ થતી ત્યારે ધ્યાન ખેંચી રહેતી હતી. એ વાતોમાં સામાજીક પ્રશ્નોને ઝીણવટથી અને ઘરગથ્થુ પણ મોહભરી ભાષામાં રસભરી વસ્તુસંકલનાથી ચર્ચવામાં આવ્યા છે અને દરેક વાતમાં કાંઇ ને કાંઇ ચાનક આપનારૂં રહસ્ય રહેલું છે. આ સંગ્રહમાંની ૧૭ વાતો ગુજરાતી કુટુંબોએ જરૂર વાંચવી ઘટે.

